# આજ લેખકની અન્ય કૃતિઓ

અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ
ભાગ ૧ અને ૨ સંપૂર્ણ ... ૫—૦—૦
મૃદુલા ... ... ૧—૪—૦
તરલા ... ... ૨—૮—૦
જ્યોત્સ્ના ... ... ૧—૮—૦
સોલીસીટર ... ... ૧—૦—૦
લગ્નબંધન ... ... ૧—૦—૦
આસીસ્ટંટ કલેક્ટર ... ૨—૮—૦
મોહિની ... ... ૨—૦—૦
સિતારનો શોખ ... ૧—૪—૦
કૉલેજીઅન ... ... છપાય છે
ચમેલી ... ... છપાય છે

મળવાનું મુખ્ય સ્થળ
**આર. આર. શેઠની કું., બુકસેલર્સ,**
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

નિરુપમાદેવી કૃત

# અન્નપૂર્ણાનું મંદિર

અનુવાદક • ટોપણ દયાલજી ત્રેલાણી



THE COTTON SERVANTS' RELIEF FUND.
LIBRARY.
Regd. No...1203.....
Date..................
BOMBAY.





એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

## આજ લેખકની અન્ય કૃતિઓ

| | | |
|---|---|---|
| અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ ભાગ ૧ અને ૨ સંપૂર્ણ | ... | ૫-૦-૦ |
| મૃદુલા | ... ... | ૧-૪-૦ |
| તરલા | ... ... | ૨-૮-૦ |
| જ્યોત્સ્ના | ... ... | ૧-૮-૦ |
| સોલીસીટર | ... ... | ૧-૦-૦ |
| લગ્નબંધન | ... ... | ૧-૦-૦ |
| આસીસ્ટંટ કલેકટર | ... | ૨-૮-૦ |
| મોહિની | ... ... | ૨-૦-૦ |
| સિતારનો શોખ | ... | ૧-૪-૦ |
| કૉલેજીઅન | ... ... | છપાય છે |
| ચમેલી | ... ... | છપાય છે |

મળવાનું મુખ્ય સ્થળ

**આર. આર. શેઠની કું., બુકસેલર્સ,**

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

નિરુપમાદેવી કૃત

# અન્નપૂર્ણાનું મંદિર

અનુવાદક • ટોપણ દયાલજી થેલાણી



THE COTTON SERVANTS' RELIEF FUND.
LIBRARY.
Regd. No. 1203
Date..................
BOMBAY.





એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨



સ્વ. શેઠ માધવજી દામોદર ઠાકરસી, જે.પી.

જન્મ :
તા. ૨૮ જુલાઈ ૧૮૮૧

અવસાન :
તા. ૬ સપ્ટેમ્બર ૧૯૩૭

—મુંબઇમાં કાપડની મીલોનો ઉદ્યોગ સ્થાપવાની પહેલ કરનારાઓમાં જેમની પેઢીએ આગેવાની ભર્યો ભાગ ભજવ્યો છે—જેમની સક્રિય દોરવણી હેઠળ ચાલતી આ પેઢીએ ઉપરોક્ત ઉદ્યોગ ખીલવવામાં અગત્યનો ફાળો આપી ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી છે—જેમની પેઢી હસ્તક ચાલતી મીલો ઉત્તરોત્તર ઉન્નતિ પામતી આજે પણ મુંબઇમાં પ્રથમ પંક્તિમાંની ગણાય છે—જેઓ મુંબઇની ઔદ્યોગિક પ્રગતિ અને શ્રી-વૃદ્ધિ કરવામાં કારણભૂત ગણાતી પ્રભાવશાળી, અગ્રગણ્ય અને ઉદ્યોગશીલ વ્યક્તિઓમાં ગૌરવ ભર્યું સ્થાન ભોગવી ગયા છે—જેઓ ગરીબોને ગુપ્ત અને પ્રકટ રીતે સહાય કરવા પોતાનો ઉદાર હાથ અનેક વખત લંબાવતા—જેઓ પોતાના હાથ નીચે કામ કરનારા ન્હાનામાં ન્હાનાથી માંડી મોટામાં મોટા કર્મચારી તરફ સ્નેહ, મમતા, અને વાત્સલ્યભરી નજરે નિહાળતા—જેમનો સરળ અને નિખાલસ સ્વભાવ તેમજ અન્ય સદ્‌ગુણો—વિચક્ષણ કાર્યદક્ષતા, પ્રખરબુદ્ધિ, અસાધારણ કાર્યક્ષમતા, પ્રસંશનીય દીર્ઘદર્શિતા આદિ—ની સુમધુર સ્મૃતિ આજે પણ એમના આપ્તજનો, સ્નેહીઓ અને કર્મચારીઓનાં હૃદય દ્રવીભૂત કરી મૂકે છે—જેઓ આ સદ્‌ગુણોનો વારસો એમના સુપુત્રોમાં મૂકતા ગયા છે—

તે

સ્વધર્મ પરાયણ ચીર સ્મરણીય

**સ્વર્ગીય શેઠ**

## માધવજી દામોદર ઠાકરસી, જે. પી.

નાં પુણ્ય સ્મરણાર્થે

એમના લઘુતમ સેવકની ક્ષુદ્ર કૃતિ રૂપી

આ

## શ્રદ્ધાંજલિ





સ્વ. શેઠ માધવજી દામોદર ઠાકરસી, જે.પી.

જન્મ :
તા. ૨૮ જુલાઈ ૧૮૮૧

અવસાન :
તા. ૬ સપ્ટેમ્બર ૧૯૩૭

—મુંબઈમાં કાપડની મીલોનો ઉદ્યોગ સ્થાપવાની પહેલ કરનારાઓમાં જેમની પેઢીએ આગેવાની ભર્યો ભાગ ભજવ્યો છે—જેમની સક્રિય દોરવણી હેઠળ ચાલતી આ પેઢીએ ઉપરોક્ત ઉદ્યોગ ખીલવવામાં અગત્યનો ફાળો આપી ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી છે—જેમની પેઢી હસ્તક ચાલતી મીલો ઉત્તરોત્તર ઉન્નતિ પામતી આજે પણ મુંબઈમાં પ્રથમ પંક્તિમાંની ગણાય છે—જેઓ મુંબઈની ઔદ્યોગિક પ્રગતિ અને શ્રી-વૃદ્ધિ કરવામાં કારણભૂત ગણાતી પ્રભાવશાળી, અગ્રગણ્ય અને ઉદ્યોગશીલ વ્યક્તિઓમાં ગૌરવ ભર્યું સ્થાન ભોગવી ગયા છે—જેઓ ગરીબોને ગુપ્ત અને પ્રકટ રીતે સહાય કરવા પોતાનો ઉદાર હાથ અનેક વખત લંબાવતા—જેઓ પોતાના હાથ નીચે કામ કરનારા ન્હાનામાં ન્હાનાથી માંડી મોટામાં મોટા કર્મચારી તરફ સ્નેહ, મમતા, અને વાત્સલ્યભરી નજરે નિહાળતા—જેમનો સરળ અને નિખાલસ સ્વભાવ તેમજ અન્ય સદ્ગુણો—વિચક્ષણ કાર્યદક્ષતા, પ્રખરબુદ્ધિ, અસાધારણ કાર્યક્ષમતા, પ્રસંશનીય દીર્ઘદર્શિતા આદિ—ની સુમધુર સ્મૃતિ આજે પણ એમના આપ્તજનો, સ્નેહીઓ અને કર્મચારીઓનાં હૃદય દ્રવીભૂત કરી મૂકે છે—જેઓ આ સદ્ગુણોનો વારસો એમના સુપુત્રોમાં મૂકતા ગયા છે—

તે

સ્વધર્મ પરાયણ ચીર સ્મરણીય

**સ્વર્ગીય શેઠ**

# માધવજી દામોદર ઠાકરસી, જે. પી.

નાં પુણ્ય સ્મરણાર્થે

એમના લઘુતમ સેવકની ક્ષુદ્ર કૃતિ રૂપી

આ

## શ્રદ્ધાંજલિ





સ્વ. શેઠ માધવજી દામોદર ઠાકરસી, જે.પી.

જન્મ :
તા ૨૮ જુલાઇ ૧૮૮૧

અવસાન :
તા. ૬ સપ્ટેમ્બર ૧૯૩૭

—મુંબઇમાં કાપડની મીલોનો ઉદ્યોગ સ્થાપવાની પહેલ કરનારાઓમાં જેમની પેઢીએ આગેવાની ભર્યો ભાગ ભજવ્યો છે—જેમની સક્રિય દોરવણી હેઠળ ચાલતી આ પેઢીએ ઉપરોક્ત ઉદ્યોગ ખીલવવામાં અગત્યનો ફાળો આપી ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી છે—જેમની પેઢી હસ્તક ચાલતી મીલો ઉત્તરોત્તર ઉન્નતિ પામતી આજે પણ મુંબઇમાં પ્રથમ પંક્તિમાંની ગણાય છે—જેઓ મુંબઇની ઔદ્યોગિક પ્રગતિ અને શ્રી-વૃદ્ધિ કરવામાં કારણભૂત ગણાતી પ્રભાવશાળી, અગ્રગણ્ય અને ઉદ્યોગશીલ વ્યક્તિઓમાં ગૌરવ ભર્યું સ્થાન ભોગવી ગયા છે—જેઓ ગરીબોને ગુપ્ત અને પ્રકટ રીતે સહાય કરવા પોતાનો ઉદાર હાથ અનેક વખત લંબાવતા—જેઓ પોતાના હાથ નીચે કામ કરનારા ન્હાનામાં ન્હાનાથી માંડી મોટામાં મોટા કર્મચારી તરફ સ્નેહ, મમતા, અને વાત્સલ્યભરી નજરે નિહાળતા—જેમનો સરળ અને નિખાલસ સ્વભાવ તેમજ અન્ય સદ્ગુણો—વિચક્ષણ કાર્યદક્ષતા, પ્રખરબુદ્ધિ, અસાધારણ કાર્યક્ષમતા, પ્રસંશનીય દીર્ઘદર્શિતા આદિ—ની સુમધુર સ્મૃતિ આજે પણ એમના આપ્તજનો, સ્નેહીઓ અને કર્મચારીઓનાં હૃદય દ્રવીભૂત કરી મૂકે છે—જેઓ આ સદ્ગુણોનો વારસો એમના સુપુત્રોમાં મૂકતા ગયા છે—

તે

સ્વધર્મ પરાયણ ચીર સ્મરણીય

**સ્વર્ગીય શેઠ**

## માધવજી દામોદર ઠાકરસી, જે. પી.

નાં પુણ્ય સ્મરણાર્થે

એમના લઘુતમ સેવકની ક્ષુદ્ર કૃતિ રૂપી

આ

## શ્રદ્ધાંજલિ



**બંગાળી** નવલકથાઓનો અનુવાદ ગુજરાતી ભાષામાં હમણાં હમણાં ઠીક થવા લાગ્યો છે. શરદ્‌બાબુની લગભગ બધી કૃતિઓના તથા બંકીમબાબુની અને વિશ્વકવિ શ્રી. રવિન્દ્રનાથ ટાગોરની ઘણીખરી કૃતિઓના ગુજરાતી અનુવાદો થઇ ચૂકયા છે.

વિશાળ આર્યાવર્તના વિવિધ ભાષાઓ બોલતા વિવિધ પ્રાંતો વચ્ચે એક બીજાનાં સાહિત્યોના અનુવાદરૂપી અરસ પરસનું આવું આદાન–પ્રદાન, પ્રાંતોને એક બીજાના વધુ નિકટના પરિચયમાં લાવી મુકી એક જાતની નવીન સ્નેહ–શૃંખલાથી જોડે છે એમ કહીએ તો તેમાં લેશમાત્ર પણ અતિશયોકિત નહિં ગણાય.

સામાજીક રીત રીવાજો, પ્રચલિત રૂઢીઓ, સ્ત્રી આચારો, ધર્મરૂચી, ભાવનાઓ, શિષ્ટાચારો વગેરે બાબતોમાં ભારતના પ્રાંતોનું એક બીજા સાથે એટલું બધું સામંજસ્ય જોવામાં આવે છે કે અન્ય પ્રાંતની નવલકથાનો અનુવાદ વાંચતો હોવા છતાં પાઠક જાણે પોતાનાજ પ્રાંતની નવલકથા વાંચી રહ્યો હોય એવો સંપૂર્ણ આભાસ તેને થાય છે. આમ રીત રીવાજોની સામ્યતાને કારણે ઇતર દેશોના સાહિત્યના અનુવાદ કરતાં ભારતીય સાહિત્યનો અનુવાદ આપણી સંસ્કૃતિને વિશેષ અનુકુળ થઇ પડતો હોઇ વધુ આવકારદાયક છે.

બંગાળી નવલકથાઓમાં આશ્ચર્યજનક કે ન માની શકાય એવી ઘટનાઓનું વર્ણન નહોતાં સત્ય વસ્તુઓનું માનસ શાસ્ત્રના – માનવ પ્રકૃતિના સ્વાભાવિક નિયમાનુસાર પ્રથક્કરણ હોય છે અને તેથી જ આવી નવલકથાઓનાં પાત્રો કલ્પિત હોવા છતાં તેમાં વર્ણવેલી ઘટનાઓ એક યા બીજે રૂપે સંસારમાં આપણા નિત્યના અનુભવની વસ્તુઓ હોય એવું આપણને લાગે છે.

## શરદ્ સાહિત્યની વિશિષ્ટતાઓ

બંગ સાહિત્ય સમ્રાટ્ શરદ્‌બાબુના નામથી ગુજરાતી સાહિત્ય રસિક પાઠક હવે ભાગ્યે જ અજાણ્યો હશે. શરદ્‌બાબુએ નવલકથા લખવાની શૈલીમાં યુગપલટો આણ્યો છે. સમાજમાં બનતી નિત્યની ઘટનાઓમાંથી એકાદ બે ને પોતાની વસ્તુસંકલના માટે પસંદ કરી તે ઘટનાને સારાં નરસાં પાત્રો દ્વારા પોતાની કૃતિમાં અસરકારક

રીતે રજુ કરવામાં તેઓ અજોડ ગણાયા છે. એમની કૃતિમાં વાર્તાનો રસ ધારાવાહિક ભાવે એવો તો અખંડ ચાલતો રહે છે કે એમની કૃતિ એક વાર વાંચવા હાથમાં લીધા પછી તે પૂરી કર્યા સિવાય પાઠકને ચેન પડતું નથી. સમાજમાં કઈ જગ્યાએ મસિ-રેખા–કલંક છે, કયાં સડો છે, કયાં વિકૃતિ છે; કુસંસ્કારો કે કુરૂઢીઓ ને ચામ – જુ ની પેઠે વળગી રહેવાથી સમાજને – દેશને કેટલું નુકશાન થયું છે અને થાય છે, તેનો આબેહુબ ચિતાર આપી શરદ્બાબુ ખસી જાય છે. કેવી રીતે તે કુસંસ્કારોને સુસંસ્કારોમાં પરિણત કરવા, કુરૂઢીઓને સુધારવી કે તજી દેવી એ બાબતનો સીધો બોધ આપવા તેઓ જરા પણ પ્રવૃત્ત થતા નથી. સત્ય વસ્તુ સમાજે જાણી લીધા પછી શું કરવું, શું નહીં, તેનો વિચાર કરવાનું કામ સમાજ અને સમાજના મોવડીઓનું છે. મસિ-રેખા કે કુસંસ્કારોનું પ્રતિવિધાન શું તે તેઓ પ્રત્યક્ષ બતાવતા નથી. એ કામ સમાજનું છે એમ સમજી પોતે તેમાં અયાચિત હસ્તક્ષેપ કરી સમાજ ઉપર સીધો પ્રહાર કરવા કે સમાજને દોરવાની મોટાઈ લેવા પ્રવૃત્ત થતા નથી અને આ કારણથી જ તેમની કૃતિઓ ચુસ્ત રૂઢીવાદી અથવા જુનવાણી વિચારવાદી સમાજમાં તેમ જ આધુનિક પ્રાગતિક અને ક્રાંતિકારી નવયુવક સમાજમાં એક સરખી પ્રિય થઈ પડી છે. એમની એ શૈલી લોકપ્રિય થઈ પડવાને કારણે બીજા લેખકોએ પણ એમની એ શૈલીનું અનુકરણ કર્યું છે.

## શરદ્ શૈલીનું અનુકરણ

શરદશૈલીનું અનુકરણ કરનારાઓમાં શ્રીમતિ નિરૂપમા દેવીનો નંબર પ્રથમ આવે છે. આપણી આ વાર્તા શ્રીમતિ નિરૂપમા દેવીની મુળ બંગાલી કૃતિ ‘અન્નપૂર્ણાર મંદિર’ નામક નવલકથાનો અનુવાદ છે. શ્રીમતિ નિરૂપમાદેવી શરદ્બાબુના ગાઢ સંસર્ગમાં આવેલાં છે અને શરદ્બાબુએ જ એમને મૌલિક નવલકથાઓ લખતાં શિખવાડ્યું છે એમ કહીએ તો ચાલે. શરદ્બાબુના અતિ નિકટના પરિચયમાં આવેલાં આ લેખિકાનો ટુંક પરિચય અત્રે અસ્થાને નહીં ગણાય.

## શરદ્બાબુ અને નિરૂપમાદેવી

શરદ્બાબુના વિદ્યાભ્યાસ દરમ્યાન તેમને શ્રીમતિ નિરૂપમા દેવી સાથે ઓળખાણ થઈ. શાળામાં ભણતાં બન્ને વચ્ચે ગાઢ મૈત્રી

બંધાઈ અને તે ક્રમે ક્રમે વિકાસ પામી. શરદ્‌બાબુના પિતા લેખક હોવાને કારણે શરદ્‌બાબુને ન્હાનપણથી જ લખવાનો શોખ લાગ્યો હતો. તેમના પ્રયત્નોથી એક ન્હાનીશી સાહિત્ય સભા સ્થપાઈ અને તે પછી તેઓ એક હસ્તલિખિત ચોપાનિયું નિયમિત રીતે બહાર પડવા લાગ્યા. નિરૂપમા દેવી એમનાં એક મિત્રનાં બ્હેન હતાં. તેઓ શરદ્‌બાબુના કાર્યમાં રસ લઈ સક્રિય સહકાર આપવા લાગ્યાં. નિરૂપમા દેવી પ્રથમ અનુવાદો અને કાવ્યો લખતાં. શરદ્‌બાબુએ તેમને મૌલિક વાર્તાઓ લખતાં કર્યાં. નિરૂપમાદેવી લખતાં શરદ્‌બાબુ પ્રેરણા આપતા – સુચના આપતા – સુધારી આપતા. ધીમે ધીમે નિરૂપમા દેવીની લેખિની તેજસ્વીની બનતી ગઈ. વિચક્ષણ અવલોકન-કારને શ્રીમતિ નિરૂપમા દેવીની કૃતિઓમાં શરદ્‌બાબુની પ્રતિભાની છાયા પડેલી જણાઈ આવ્યા વગર રહેશે નહીં. કિશોર વયમાં આ નિર્દોષ મિત્રોએ કાંઈ કાંઈ મધુરી આશાનાં સ્વપ્નો સેવ્યાં હશે. કહેવાય છે કે લગ્નની વાતો પણ બન્ને વચ્ચે ચાલી ચુકેલી. પણ નિરૂપમાદેવી શરદ્‌બાબુના મોસાળનાં સંબંધી થતાં હોઈ, લોકરૂઢીને કારણે એ લગ્નમાં અંતરાય આવ્યો. નિરૂપમા દેવીનું લગ્ન બીજે ઠેકાણે થયું અને તે થોડા વખતમાં જ વિધવા થયાં.

આ બનાવથી શરદ્‌બાબુનો જીવન પ્રવાહ બદલાયો. તેમને ચોતરફ બધું નિરસ – નિરાશામય – ઘોર અંધકારમય જણાવા લાગ્યું. તેમના હૃદયકંપ રૂપી ભૂકંપથી તેમની સ્નેહ – સરિતાનો પ્રવાહ જુદે જ માર્ગે વહેતો થયો. તેમની હૃદય – વીણાના સૂક્ષ્માતિસૂક્ષ્મ તારો ઝણઝણી ઉઠ્યા અને કહેવાય છે કે તેમના જીવનની એ વિકટતમ પળે તેમની હૃદયવીણામાંથી જે કરૂણ સ્વરો નીકળ્યા તે જ એમની કરૂણરસપ્રધાન કૃતિ 'દેવદાસ.' એ આખાં યે સર્જનમાં એમની આ નિરાશાની છાપ તરવરી ઉઠી છે.

નિરૂપમાદેવી વાળા બનાવથી શરદ્‌બાબુના હૃદયનું પ્રબળ મંથન થયું. તેઓ આ આઘાતને વિસરી ન જ શક્યા. તેમણે પોતે આ હૃદય મંથન રૂપી સમુદ્ર મંથનમાંથી દેવાધિદેવ નીલકંઠ મહાદેવની પેઠે વિષ મેળવ્યું હશે, પણ સાહિત્ય જગતને તો એ મંથનમાંથી એમણે 'દેવદાસ' 'ચરિત્રહીન' 'ગૃહદાહ' શ્રીકાન્ત 'દત્તા' 'પલ્લી સમાજ' 'પથેરદાબી' 'વિરાજ વહુ' 'શેષર પરિચય' 'શેષ પ્રશ્ન' 'વિપ્રદાસ' વગેરે અમૃત જેવાં અણમોલ રત્નો આપ્યાં.

નિરૂપમાદેવી વાળો પ્રસંગ ન બન્યો હોત તો કદાચ આપણને શરદ્‌બાબુ પાસેથી આવું ઉત્કૃષ્ટ, ભાવનાવાહી, પ્રાણવાન સાહિત્ય ન પણ મળ્યું હોત. કયો પ્રસંગ ક્યારે કોના જીવનમાં કેવો પલટો આણશે એ કહી શકાતું નથી. મંથરાની ઉશ્કેરણીથી કૈકયીએ દશરથ પાસે શ્રીરામનો વનવાસ ન માંગ્યો હોત તો જગત પાસે આજે રામાયણ જેવી વસ્તુ જ કદાચ ન હોત.

શરદ્‌બાબુનાં નિર્દોષ બાલસખી સમાં શ્રીમતિ નિરૂપમાદેવીની સર્વોત્તમ કૃતિનો અનુવાદ ગુજરાતી આલમના કર કમલમાં સાદર કરતાં મને અત્યંત હર્ષ થાય છે. નિરૂપમા દેવીની કૃતિઓમાં હૃદયતલસ્પર્શી શરદ્‌શૈલીની છાયા પડતી વિચારશીલ પાઠકને સ્પષ્ટ જણાશે. ગરીબો-પતિતો ઘૃણાને પાત્ર નથી પણ દયાને પાત્ર છે. તેમના તરફ અવિચાર નહીં કુવિચાર નહીં પણ સુવિચાર-ન્યાય દૃષ્ટિથી જોવાની જરૂર છે, ન્યાયનું સ્થાન જગતમાં સર્વથી ઉચ્ચ રહેવું જોઇએ એ શરદ્‌બાબુનું ધ્યેય નિરૂપમાદેવીએ પોતાની કૃતિઓમાં આબાદ ઉતાર્યું છે. લેખિકાની પાત્ર સર્જન કળા અનુપમ છે. ઝીણામાં ઝીણા મનોભાવોનું તાદૃશ આલેખન એમની સૂક્ષ્મ અવલોકન શક્તિની અને સંસારના વિશાળ અનુભવની સાક્ષી પુરે છે. એમની કૃતિ વાંચતાં વાંચક ઘડીભર આત્મ-વિસ્મૃત થઈ જઈ નવલકથા વર્ણિત ઘટના પોતે જ પોતાના વાસ્તવ જગતમાં જાણે સાચેસાચ અનુભવી રહ્યો હોય એવું તેને ભાન થાય છે, એ ખાસ વિશિષ્ટતા છે અને આવી વિશિષ્ટતા પોતાની કૃતિમાં હોવી એ જ લેખક કે લેખિકાની કૃતિની સફળતા છે. નિરૂપમાદેવી શરદ્‌શૈલીનું અનુકરણ આબાદ કરી શક્યાં છે. એમની કૃતિઓ જન સમાજમાં આદરને પામી છે. પોતાની સર્વોત્તમ કૃતિઓનો સુંદર ફાળો આપી એમણે બંગ સાહિત્યને વિશેષ સમૃદ્ધ બનાવ્યું છે. બંગાળના વર્તમાન સર્વોત્તમ લેખક લેખિકાઓમાં નિરૂપમાદેવી આજે પણ ગૌરવભર્યું ઉચ્ચ સ્થાન ભોગવે છે.

## વસ્તુ પરિચય

આપણી આ નવલિકામાં, બંગદેશમાં પ્રચલિત વર-વિક્રયની પ્રથાથી એક ગરિબ પિતા ધનના અભાવથી પોતાની ઉમર લાયક પુત્રીને સુયોગ્ય વર સાથે પરણાવી ન શકતાં તેના કુટુંબની કેવી દુર્દશા થાય છે અને તે સાથે વાર્તાની નાયિકા સતી જેવી રૂપગુણ-શીલવતી

કન્યાનું બલિદાન સમાજ પ્રથાની વેદી ઉપર કેવી રીતે અપાય છે તેનો રોમાંચક ચિતાર છે. ગરીબોને પગલે પગલે અવગણતી -- તરછોડતી-ધુતકારતી-સમાજ ગરીબોનું દુ:ખ અનેકગણું વધારી દીએ છે. વિશ્વેશ્વર જેવો નવયુવક મનસ્વી તરંગોને વશ થઈ સતીનું પાણિગ્રહણ કરવા ના પાડે છે; પરિણામે અનેક સ્ત્રીઓ પરણી ફક્ત ધન ઉપાર્જન કરવાનો વ્યવસાય માંડી બેઠેલા બહુ સ્ત્રીઓ પરણી ચુકેલા એક વૃધ્ધ સાથે સતીનાં નામનાં જ લગ્ન થાય છે. સતીનાં ભાગ્યમાં શ્વસુર ગૃહે જવાનું સરજાયેલું જ નહોતું. તે નામનાં લગ્ન કરી પિતાને ઘેર રહી માતા અને ભાઈ ભાંડુંની સેવા કરવા લાગે છે. ત્યાં પણ દારિદ્ર રાક્ષસ એને સુખે રહેવા દેતો નથી અને છેવટે તે આત્મહત્યા કરે છે. મરતાં પહેલાં તે વિશ્વેશ્વર ઉપર એક હૃદયભેદક પત્ર લખતી જાય છે અને તે વાંચ્યા પછી વિશ્વેશ્વરનાં ચક્ષુઓ ઉપરનાં પડળો ખસી જતાં તેને અનહદ પશ્ચાતાપ થાય છે. સતીના પત્રમાં લખેલ તેની છેલ્લી ઇચ્છા મુજબ તે ભટ્ટાચાર્ય કુટુંબની સંભાળ લેવા કમર કસે છે. તેમ કરતાં સાવિત્રીના નિકટના પરિચયમાં આવતાં તેનો ગરીબ દીન સ્વભાવ, તેની નિરાશ્રિત અવસ્થા, તેનું પોતાના તરફનું ખેંચાણ વીગેરે અનુભવતાં વિશ્વેશ્વરને દયા અને પ્રેમ એકી સાથે ઉત્પન્ન થતાં છેવટે તે સાવિત્રીનું પાણીગ્રહણ કરી સતીને કરેલા અન્યાયનું કંઇક અંશે પ્રાયશ્ચિત્ત કરે છે.

સમાજના આવા સિતમથી સેંકડો, હજારો બલ્કે લાખો સતીઓ રૂપી નવકુસુમકલિકાઓ, કેટલાંયે અનાઘ્રાત પુષ્પો અકાળે ખરી પડી કરમાઈ-ચગદાઈ-છુંદાઈ જતાં હશે તેની કોને ખબર છે!

સમાજની યુગે યુગે નવી રચના કરવામાં આવું સાહિત્ય અગત્યનો ભાગ ભજવે છે. એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી.

મોટા મોટા લેખો કે ભાષણો કે પ્રવચનોથી કે વાક્ પ્રહારોથી પણ જનતા ઉપર જેવી અસર નથી ઉપજાવી શકાતી તેવી અસર થોડાંક પાનાંઓની આવી નવલિકાઓથી સ્હેજે ઉપજાવી શકાય છે અને તેથી જ આવી નવલિકાઓની સ્વતંત્ર કૃતિ કે અનુવાદને જનતા હર્ષભેર વધાવી લે છે.

આ અનુવાદમાં જે કાંઇપણ સારૂં અને અસરકારક પાઠકને જણાય તેનો યશ મૂળ લેખિકાને અને જે કાંઈ અજુગતું કે

ખામીવાળું જણાય તેનો સઘળો દોષ મને છે. 'પ્રસ્થાન'ના તંત્રીશ્રી રામનારાયણ પાઠક, તથા સંચાલક શ્રી રણછોડભાઈ મિસ્ત્રી, તથા 'ગુજરાતી'ના તંત્રી શ્રી. નટવરલાલભાઈ, એમણે નાની બંગાળી વાર્તાઓના તથા લેખોના મારા અનુવાદોને એમના પત્રોમાં સ્થાન આપી મને ઉત્સાહિત ન કર્યો હોત તો હું આ નવલિકા લખવાનું સાહસ કરી શકત નહીં. 'ગગન ચઢ'ઈ રજ પવન પ્રસંગા' એ કથનાનુસાર આ મહાનુભાવોના ઉત્તેજનથી પ્રેરાઈ આ સાહસ કર્યું છે.

મેસર્સ એન્. એમ. ઠક્કર કંપનીવાળા શ્રી નંદલાલ ઠક્કરે મને આ અનુવાદ કરવા પ્રેર્યો છે અને તે ઉત્તેજન અને પ્રેરણા બદલ હું તેમનો ઋણી છું.

શ્રી. ઠક્કર તથા નલિની પ્રીન્ટરીવાળા શ્રી. ઈશ્વરભાઇ પટેલ જેમણે શબ્દ સુધારણા, વાક્યરચના તથા પ્રુફ સંશોધન વિગેરે કાર્યમાં પરિશ્રમ લીધો છે તે બદલ તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું ઇત્યલમ્.

૫૪/એ, ફણસવાડી, મુંબઈ.
તારીખ ૨૫મી માર્ચ ૧૯૪૦

ટોપણ દયાળજી ઘેલાણી.



૧

ગામને પાદર નિર્મલ સલિલા નદી વહેતી હતી,—ગ્રીષ્મના તાપથી ક્ષીણકાય થયેલી છતાં ક્ષિપ્ર ગતિવાળી એ સરિતાના કાંઠા ઉપર આવેલા નગરશેઠના બગીચામાં નાળીએર, તાડ વગેરે વૃક્ષો માથાં ઊંચાં કરી સ્થિર ઉભાં ઉભાં, સાંજના મૃદુ વાયુ સ્પર્શથી કોઈ કોઈ વાર માથું હલાવતાં હતાં. વૃક્ષરાજીની પાછળ આવેલું શ્વેત શિવમંદિર વૃક્ષોની ઘટાથી સંપૂર્ણ ઢંકાયેલું જણાતું હતું. ફક્ત મંદિરનાં શિખર ઉપર રહેલ પીત્તળનો કળશ તથા ત્રિશૂલ અસ્તગામી સૂર્યનાં ઈષિત્ આરક્ત કીરણોથી ચમકાટ ભરી શોભા ધારણ કરી રહ્યાં હતાં.

હજુ લોકોની અવર જવર શરૂ થઈ નહોતી, ફક્ત એક બાલિકા—શ્રીમંતોએ બહુ ખરચે તૈયાર કરાવેલાં વિશાળ ઘાટનાં ચકચકિત પગથીયાં પરથી નીચે ઉતરતી હતી. તેની કેડે પીત્તળની એક મોટી ગાગર હતી, અને ખભા ઉપર એક વસ્ત્ર અને અંગુછો

હતાં. બાલિકા છેલ્લે પગથીયે પહોંચી આમતેમ ચોતરફ જોઈ, થો વાર ચુપચુપ ઉભી રહી, જાણે કેમ કોઈની વાટ જોતી હોય.

જેની વાટ જોતી હતી તેને ન જોતાં કોરૂં વસ્ત્ર પગથીયાં પ રાખી તે બાલિકાએ પાણીમાં ઉતરી, પોતાનું શરીર બોળી ચિંતાતુ ચહેરે કોગળા કરવા માંડ્યા. આ સમયે સોપાન ઉપર બીજી એ બાલિકા આવીને ઉભી. પ્રથમ બાલિકાને વિચારમગ્ન જોઈ બી બાલિકા તેને ખબર ન પડે તેમ ધીમે ધીમે પગથીયાં ઉતરી ની આવી પહોંચી અને તરતજ કાંઈક અવાજ કર્યો. પ્રથમ બાલિકા ગભરાઈ જઈ પાછું ફરી જોયું અને તરતજ હસતાં હસતાં ‘ ઓય રે મા ! હું તો બ્હીને મરી જ ગઈ. ’

બીજી બાલિકા જરા કૌતુકમય અવાજે બોલી ‘ વા ’ રે – વા તું જાણે નાની કીકલી. એટલા બધા ઉંડા વિચારમાં તે શું પ ગઈ હતી કે મારા આવવાની ખબર પણ પડી નહીં ! કયારત આવી છો ? ’

‘ આ હમણાં જ આ ઘડીયે આવી. તને આજ આટલી વા કેમ લાગી ? રોજ તો તું મારી પહેલાં જ આવી પહોંચે છે. ’

‘ તે તને પછી કહીશ. પહેલાં તું મને કહે કે તું આમ એકતા ઈને શું વિચાર કરતી હતી ? ’

પ્રથમ બાલિકા ફીકકું હસીને બોલી ‘ વિચાર વળી શા હોય ?

‘ શા વળી શા ’ કહી બીજીએ સખીના શરીર ઉપર પાણ છાલક મારી. પ્રથમ બાલિકા કાંઈ પણ ન બોલતાં ચુપચુપ કપ ધોવા લાગી. બીજી તેણીના વસ્ત્રનો છેડો જોરથી પકડી રાખી બો ‘ કહે ને – કહેવું જ પડશે – બોલ કહે છે કે નહીં ? ’

પ્રથમા જરા કંટાળા ભરેલા અવાજે બોલી ‘ આહ. શું કરે બ્હેન, છોડી દે ને. ’ બીજીએ વસ્ત્ર છોડી દીધું અને રીસ ચડ માં ફેરવી ઉભી.

પ્રથમા અનુતપ્ત થઈ બોલી 'તને વાત વાતમાં રીસે ભરાવાની ટેવ પડી છે બાપુ. વારૂ ચાલ મારી ભૂલ થઈ હવે – શું કહું બોલ?'

'તારૂં મોઢું ઉદાસ કેમ હતું?'

'ખાસ નવું કાંઈ નથી. અમારા સંસારની વાતો. તને તેની ક્યાં ખબર નથી – રોજ રોજ મને શરમાવતી શા માટે હોઇશ!'

જરા બેદરકારપણે હસીને બીજી બોલી 'ઓહ એ જ દુઃખ ને! મેં તો જાણ્યું કે—'

'તને તો એવું જ સુઝે છે બ્હેન. તને એ શોભતું પણ હશે—'

પ્રથમાને આગળ બોલતી અટકાવી બીજી બોલી 'મારા જેટલી વ્યાધિ તને હોત સતી તો તું કોણ જાણે શું નું શું કરી બેસત. છતાં તારી જેમ હું વીલે કે ઉદાસ મોંએ ફરતી નથી.'

પ્રથમાએ દ્વિતિયા તરફ સ્થિર શાંત આંખો સ્થાપી જોયું, જાણે કોઈ કુશલ ચિત્રકારે એક સુંદર પ્રતિમા નદીમાં ખડી કરી પ્રકૃતિની શોભા ચારગણી વધારી દીધી. મૃદુ વાયુના સંચારથી છુટેલા અંબોડામાંથી વાળની એક બે લટ જરા જરા હાલતી હતી. નદીએ પોતાના જલરૂપી દર્પણમાં તે મૂર્તિની છબી આબેહુબ ઉતારી લીધી અને હીનતેજ થતા સૂર્યના રક્ત કિરણોએ એ ચિત્રની શોભા વળી અનેકગણી વધારી દીધી. પ્રકૃતિ મમતામયી–દયાળુ,–પણ ભાગ્ય દેવતા અકરૂણ – નિર્દય!

સતીએ ધીમે સાદે પૂછ્યું 'તને શાનું દુઃખ કમલા? તું પૈસાદાર પિતાની લાડકવાઈ દીકરી, ચોતરફ સુખ, સંપત્તિ, ઐશ્વર્ય, વૈભવની છોળો, ભાઈ, બ્હેન, મા, બધાયના હસતાં મોં, કોઇને કાંઈ દુઃખ હોય જ નહીં કે તારે જોવું – સાંભળું યે પડે – તને શું દુઃખ? શું વ્યાધિ બ્હેન?'

'તે શું દુઃખ હોય નહીં? ગરીબાઈ એ જ શું બધાયથી મોટું દુઃખ છે?'

સતી જરા આકરે અવાજે બોલી 'તે તો કોણ જાણે બ્હેન'

પોતે ગરીબ છે એમ ગામના માણસો પાસે કહેતા ફરવું એ સતીની પ્રકૃતિથી વિરૂધ્ધ હતું. તે ચુપચાપ ઉભી રહી. કમલાએ કહ્યું 'સતી વિચાર કરી જો, એ બધાં બહારનાં દુઃખોનો ઉપાય તો બહુ જ સહેલાઇથી થઈ શકે. પણ જેને મનનું દુઃખ હોય તેનું તે દુઃખ કેમ દૂર થઈ શકે, કહે જોઇએ ?'

સતી પરાણે થોડુંક હસીને બોલી 'ત્યારે તને કાંઇક એવું જ દુઃખ છે ખરૂં ?'

'હું તો બાઈ મોટા માણસની દીકરી, મારે વળી દુઃખ કેવું ને વ્યાધિ કેવી સતી ?'

'માફ કર બ્હેન, મારી ભૂલ થઈ. શું છે કહે જોઉં ?'

'તને ખબર છે મારા વિ'વા થવાના છે ?'

'વિ'વા ? ક્યારે ?'

'ઘણું કરીને એકાદ મહીનામાં જ. 'કોની સાથે' પૂછવું નથી ?'

સતી મંદ મંદ હસતી બોલી 'તે તો ખબર છે, વિશુદાદા સાથે.'

'ના—રે—ના ત્યારે તો પછી જોઇએ જ શું—કો'ક બીજા સાથે. આજ કોઇનું માગું આવ્યું છે.'

સતી વિસ્મય પામી બોલી 'ત્યારે તું તો કહેતી હતીને કે વિશુદાદા સિવાય તું કોઇની સાથે પરણવાની નથી. તારાં મા બાપ તને તેની સાથે પરણાવવા રાજી નથી ?'

'એવી વાત જ કાંઈ કોઈ દિવસ થઈ નથી. એમને પણ દોષ કેમ દેવાય ?'

'ત્યારે તું તારી મેળે જ બકતી ફરે છે ખરૂં ? બીજું કોઈ સાંભળે તો કેવું લાગે ? કેટલી બધી શરમની વાત !'

'ઓહ ભારી શરમવાળી! મારી જે મરજી હોય તે હું શા માટે ન કહું?'

'ત્યારે હવે શું કરીશ? મા બાપને આ બધી વાત કરીશ?'

'એ જ વિચાર કરૂં છું. પણ તે પહેલાં જેનું મન જાણવાની જરૂર છે તેનું મન જાણવા શો ઉપાય કરવો?'

દુ:સાહસિકા કમલા સામું એકીટસે જોઈ રહી સતી વિસ્મિત ભાવથી બોલી. 'કોનું મન જાણવાની જરૂર છે – વિશુદાદાનું? છિઃ છિઃ કેટલી શરમની વાત! તું તો બ્હેન ખુબ હીંમતવાળી જણાય છે ને!'

વિસ્મય અને વિરક્તિ મિશ્રિત અવાજે કમલા બોલી 'તે સિવાય બીજો ઉપાય શું? તું કોઈ દિવસ કોઈ પુસ્તક વાંચતી નથી?'

જરા કચવાતે મને સતી બોલી 'રામાયણ મહાભારત વાંચું છું.'

વ્યંગમાં હસતી કમલા બોલી 'ત્યારે તેં બધું ય વાંચ્યું! આજ મારે ઘેર આવીશ? સારા સારા પુસ્તકો વાંચવા હોય તો હું તને આપું.'

સતી જરા ખચકાઈ ગઈ. તેના મનમાં તેજ વખતે કમલાની અને પોતાની સ્થિતિના તફાવતનો વિચાર આવ્યો – જરા મોટે સાદે તે બોલી 'ના એ બધા પુસ્તકોનું મારે કામ નથી.'

'તો કાંઈ નહીં. પણ આજ આવીશ ને?'

'ચોક્કસ કહેવાય નહીં. મોટાં કાકી જો વઢશે નહીં તો આવીશ.'

'વારૂ તારી મા તો બહુ જ ભલી છે. અને મોટી કાકી આમ કેમ?'

'કોણ જાણે. ત્યારે હવે જઈએ ચાલ, રસ્તામાં માણસોની ભીડ થવા લાગી હશે.'

પડતાં, સતી પણ તે બધું ચુપચુપ સાંભળી લેતી નહીં પણ વિલક્ષણ રીતે તેને સામી બે વાતો સાંભળાવી દેતી, સતી અત્યંત અભિમાનિની હતી અને કોઈ જો કાંઈ ગેરવાજબી કહે તો તે બિલકુલ સાંખી લેતી નહીં. છતાં યે એમાંથી કોઇપણ એક બીજાની ઉપર રીસ કરી વધુ વખત મોં ચડાવેલું રાખી શકતું નહીં.

કમલા જરા ખીસીયાણી પડી ગઈ, જરા રીસ પણ તેણીને ચડી પણ તે વધુ વખત ચુપ રહી શકી નહીં.

'વારૂ બ્હેન, હું એમ કહેતી હઇશ તું યે સંભળાવવામાં કાંઈ બાકી રાખે છે?'

જરા હસીને તેની સામું જોઈ સતી બોલી 'તું યે શા માટે સંભળાવતી નથી?'

'મને ક્યાં આવડે છે બ્હેન. હવે મારે ઘેર ક્યારે આવીશ બોલ?'

'આવીશ કો'ક દીવસ.'

'એમ નહીં ચાલે, મારે તારી સલાહ લેવી છે. તારા વગર બીજા કોઇની લેવાય તેમ નથી – જલદી આવજે – સમજી?'

'વારૂ'

કમલા મોજુદપુરના પ્રસિધ્ધ જમીનદાર કુટુંબની પુત્રી હતી. નગરશેઠની એકની એક લાડકવાઈ દીકરી, સુખમાં ઉછરેલી છતાં રામશંકર ભટ્ટાચાર્યજીની પુત્રી સતી સાથે તેને કેવી રીતે દોસ્તી થઈ તે કહેવું જરા મુસ્કેલ છે. દરિદ્ર સાથે ધનવાનનું સ્નેહ બંધન એ જરા વિસ્મયકર બાબત તો ખરી જ, આ દોસ્તી ખાતર કમલાને ઘરમાં મેણાં મચકા સહન નહોતાં કરવાં પડતાં, એમ પણ નહોતું અને આ તરફ દરિદ્ર – ગરીબ માણસમાં ધનવાન તરફ એક જાતનું ગૂઢ અભિમાન જોવામાં આવે છે તે અભિમાનને કારણે

બન્ને સોપાન શ્રેણી વટાવતી ઉપર ચડવા લાગી; ભરેલી મોટી ગાગર લઈ ઉપર ચડતાં સતીને પરિશ્રમ પડતો જોઈ કમલાએ કહ્યું.

'આવડી મોટી ગાગર ના લાવીએ તો શું થાય?'

'ના લાવું તો કેમ ચાલે?'

'શા માટે ન ચાલે? તારી મા, મોટી કાકી, શા માટે પાણી ન ભરે?'

'એ બધાંય ભરી શકે તો, હું પણ શા માટે ન ભરી શકું?'

'તારી બ્હેન સાવિત્રી છે. તે પણ ભરી શકે.'

'આહા. એ તો બિચારી હજુ બાળક છે.'

હોઠ ફુલાવતી કમલા બોલી 'ભારી બાળક! તારાથી ફક્ત બે વર્ષ જ નાની ને?'

'એમ બોલ માં બ્હેન. તે મારા કરતાં ઘણું વધુ સહન કરે છે. તમારા જેવા મોટા માણસોના ઘરમાં આવી ડાહી છોકરી ભાગ્યે જ જોવામાં આવે, ખરૂં કહું છું. નાના ભાઈના કજીયા રીસામણા – જુલમ મસ્તી તોફાન બધુંય તે જ સહન કરે છે. મોટા ભાઈની બદમાસી, મોટાં કાકીનો ઠપકો બાપુજીની નાની મોટી ફરમાસો એ બધું સંભાળી લઈ તે મનને જેવું સમતોલ રાખે છે તેવું એક અંશમાત્ર પણ મારાથી થઈ શકે નહીં. અમે રહ્યા ગરીબ, એટલે એના આટઆટલા ગુણો પણ તમારા મોટા માણસોની નજરમાંયે ન આવે.'

કમલા જરા ભોંઠી પડી ગઈ. તે ચુપ રહી. સતીને તે મનથી ચાહતી હતી. તે સતીને વ્યથા થાય તેટલા ખાતર જ મ વ્યથા નહોતી આપતી, પણ અભ્યાસવશત: આવાં હંકાર સૂચક વાક્યો ઘણી વખત તેનાં મુખમાંથી બહાર નિકળી

ચહાતી પણ હતી; અને આમ જ હોય તો પછી વિશ્વેશ્વર પણ તેને શા માટે ન ચહાય? જો કે તેના આ સગપણની ચાલતી વાત બાબત વિશ્વેશ્વર તરફથી કોઈ પણ જાતની પ્રવૃત્તિ થતી જોવામાં આવતી નહોતી પણ એવું તો ઘણાયે પુસ્તકોમાં વર્ણન હોય છે. છતાં આખરે તો બન્નેનું મિલન થાય જ છે ને. જે પુસ્તકમાં આવું મિલન ન કરાવવામાં આવ્યું હોય તે પુસ્તકના લેખકને કમલા ગાળો દેતી, શ્રાપ પણ દેતી અને જીવન નાટકનો આવી જાતનો શેષ અંક તે જોવા ઈચ્છતી પણ નહોતી.

કમલા ઘણીવાર સુધી પડી રહી. એક નોકર જમવાનું તૈયાર છે કહી બોલાવવા આવતાં તેને ધમકાવી કાઢ્યો અને તેને ઓરડામાંથી બહાર કાઢી બારણાં બંધ કરી અંદરથી સાંકળ વાસી દીધી.

એક નવું પુસ્તક આવ્યું હતું, તે હાથમાં લઈ ખોલી ઉતાવળે ઉતાવળે તેનું છેલ્લું પાનું ઉલટાવી જોયું. વાંચ્યું તો તેમાં નાયક નાયિકા બહુજ આનંદથી ગૃહસ્થાશ્રમ માંડી બેઠાં હતાં. તૃપ્તિનો એક નિશ્વાસ નાંખી પછી પલંગ ઉપર પડી કમલાએ પુસ્તક વાંચવાનો આરંભ કર્યો. વાંચતાં વાંચતાં ક્યારે તેણીનું મન તેમાં એકતાર થઈ પરોવાઈ ગયું અને બીજી બધી વાત ભુલી જઈ નાયક-નાયિકાનાં દુઃખોનું વર્ણન વાંચી પુસ્તક છાતી સરસું ચાંપી તેણી ક્યારે ઉંઘી ગઈ તેની ખબર તેને રહી નહીં. માતા અને દાસીએ બારણાં ખખડાવી તેને ઉઠાડી તો પણ તેને આ બધી વાતનું સ્મરણ પણ રહ્યું નહીં.



સતીનાં વડીલો પણ આ બાબતસર તેને ઠપકો આપતાં. બન્ને પક્ષ તરફથી આ ઘટના બધાની આલોચનાનો વિષય થઈ પડી હતી; છતાં તેઓ દોસ્તી છોડી શકતી નહોતી. આ બાબતમાં એટલું જ માત્ર કહી શકાય કે, રમણી રમણી વચ્ચે સૌંદર્ય, સમાન વય તથા બાલોચિત સંગ લિપ્સાનું જે આકર્ષણ સ્વાભાવિક હોય છે તેજ આ દોસ્તીનું મૂળભૂત કારણ હતું. કમલાનું વય તેર વર્ષનું હતું – સતી બાર વર્ષની બાલિકા હતી. તેથી જ તેઓની વચ્ચેનો આવો અસીમ સ્નેહ, આજ સુધી ટકી રહ્યો હતો.

કમલા ઘેર જઈ એક પલંગ ઉપર સુઈ ગઈ. પોતાનાં લગ્નની ખબરથી તે ખરેખર નારાજ થઈ હતી. કારણ કે આજ લગભગ ત્રણ વરસથી તેણે પોતાનાં લગ્ન વિષે ચોક્કસ ધારણા બાંધી જ રાખેલી હતી. જે દિવસે તે નદીમાં તરવા પડી હતી અને જરા દૂર નીકળી જવાથી પ્રવાહમાં તણાઈ જતી હતી તે દિવસે તેને વિશ્વેશ્વરે જ બચાવી હતી. આ વાત બીજું કોઈ જાણતું નહોતું. ફક્ત સતીજ જાણતી હતી. આ બનાવ બની ગયા પછી બે ત્રણ વર્ષના ગાળામાં કમલાએ જેટલાં પુસ્તકો વાંચ્યાં હતાં તે બધામાં આવા સંજોગોમાં એક જ વાત લખેલી તેના વાંચવામાં આવી હતી. વિશ્વેશ્વર દીઠે, રૂપાળો, નવીન યુવક, પોતાની જાતનો, કુંવારો પણ ખરો. તે પોતે પણ સુંદરી–રૂપવતી ધનવાનની પુત્રી અને વળી કુંવારી. આવા સંજોગોમાં પ્રેમ થવો અને તેને પરિણામે લગ્ન થવાં એ તો અવશ્યંભાવી જ હોય. પ્રેમની સ્પષ્ટ નિશાની જો કે હજુ સુધી 'મળી દષ્ટો દષ્ટ' રૂપે થઈ નહોતી. કારણ કે વિશ્વેશ્વરનું ઘર બીજા મહોલ્લામાં હતું, અને એ ઘેર કોઈ કામને બ્હાને પણ કમલાના ઘરનાં માણસોની કે કમલાની અવર જવર નહોતી અને ખરું જોતાં તો ઉપરોક્ત ઘટના બની ગયા પછી વિશ્વેશ્વર અને કમલા એક બીજાને મળ્યાં જ નહોતાં એમ કહીએ તો ચાલે. પણ ઉપરોક્ત નીતિ–સૂત્રાનુસાર તે વિશ્વેશ્વરને ચહાવા બંધાયલી હતી;

ચહાતી પણ હતી; અને આમ જ હોય તો પછી વિશ્વેશ્વર પણ તેને શા માટે ન ચહાય? જો કે તેના આ સગપણની ચાલતી વાત બાબત વિશ્વેશ્વર તરફથી કોઈ પણ જાતની પ્રવૃત્તિ થતી જોવામાં આવતી નહોતી પણ એવું તો ઘણાયે પુસ્તકોમાં વર્ણન હોય છે. છતાં આખરે તો બન્નેનું મિલન થાય જ છે ને. જે પુસ્તકમાં આવું મિલન ન કરાવવામાં આવ્યું હોય તે પુસ્તકના લેખકને કમલા ગાળો દેતી, શ્રાપ પણ દેતી અને જીવન નાટકનો આવી જાતનો શેષ અંક તે જોવા ઈચ્છતી પણ નહોતી.

કમલા ઘણીવાર સુધી પડી રહી. એક નોકર જમવાનું તૈયાર છે કહી બોલાવવા આવતાં તેને ધમકાવી કાઢ્યો અને તેને ઓરડામાંથી બહાર કાઢી બારણાં બંધ કરી અંદરથી સાંકળ વાસી દીધી.

એક નવું પુસ્તક આવ્યું હતું, તે હાથમાં લઈ ખોલી ઉતાવળે ઉતાવળે તેનું છેલ્લું પાનું ઉલટાવી જોયું. વાંચ્યું તો તેમાં નાયક નાયિકા બહુજ આનંદથી ગૃહસ્થાશ્રમ માંડી બેઠાં હતાં. તૃપ્તિનો એક નિશ્વાસ નાંખી પછી પલંગ ઉપર પડી કમલાએ પુસ્તક વાંચવાનો આરંભ કર્યો. વાંચતાં વાંચતાં ક્યારે તેણીનું મન તેમાં એકતાર થઈ પરોવાઈ ગયું અને બીજી બધી વાત ભુલી જઈ નાયક-નાયિકાનાં દુઃખોનું વર્ણન વાંચી પુસ્તક છાતી સરસું ચાંપી તેણી ક્યારે ઉંઘી ગઈ તેની ખબર તેને રહી નહીં. માતા અને દાસીએ બારણાં ખખડાવી તેને ઉઠાડી તો પણ તેને આ બધી વાતનું સ્મરણ પણ રહ્યું નહીં.



૨

સવારના પહોરનો વખત હતો. જીર્ણ, ક્ષુદ્ર ઘરના વરંડામાં બેઠા બેઠા અકાલ વૃધ્ધ રામશંકર ભટ્ટાચાર્ય તમાકુ પીતા હતા. બાજુમાંજ છાપરાંની વળીમાં આંકડો નાંખી તેમાં ટાંગેલાં એક પાંજરામાં હમણાંજ ઉઠેલો પોપટ કેટલીક વાર સુધી 'દુર્ગા, દુર્ગા, તારા, બ્રહ્મમયી, હરેકૃષ્ણ વગેરે નામોનો ઉચ્ચાર કરી લઈ છેવટ તેનો શબ્દકોષ ખુટતાં ભટ્ટાચાર્ય મહાશયની ખાંસીનો અને હોકો પીવાના ગડગડાટનો પ્રતિધ્વનિ કરતો હતો. જીર્ણ ઘાસથી આચ્છાદિત થયેલ રાંધણીના પગથીયાં પાસે સુતેલો કુતરો આરામથી નસકોરાં બોલાવતો હતો, આંગણાની વચ્ચોવચ્ચ એક આંબાના ઝાડ નીચે ખીલે બાંધેલી ગાય સ્નેહથી વાછરડાંને ચાટતી હતી. ચોતરફ બધું સ્થિર શાંત, પવન સંપૂર્ણ નિરૂદ્વેગ મનથી આંગણાંને એક ખુણે ઉગેલાં કેળનાં ઝાડનાં પાંદડાં હલાવતો હતો, પણ તેથી ઝાડમાં કાંઈ ચાંચલ્યનો ભાવ જણાતો નહોતો.

ભટ્ટાચાર્ય વિચાર કરવા લાગ્યા કે સૃષ્ટિમાં બધાંય આવાં નિશ્ચિંત, આવાં સ્થિર, આવાં શાંત છે. ફક્ત માણસો જ કાં આટલાં બધાં ઉદ્વિગ્ન ચિત્તવાળાં અને ચંચલ હશે? પંખી આનંદથી પઢે છે, વ્યંગ કરે છે, ગાય પ્રેમથી વત્સને ચાટે છે, કુતરો બેફીકર થઈ ઉંઘે છે, એમને કોઈને તો ચિંતા કરવાં જેવું કાંઈએ જણાતું નથી. તેઓ પણ પેટ ભરે છે, ખાવાનું એમને મળી રહે છે, પણ તેટલાં ખાતર તેમને તો મરણ સમાન ચિંતા વેઠવી પડતી નથી. તે મની ફીકર – ચિંતા માણસને છે એવું જાણે કેમ• ચોક્કસપણે તેઓ જાણતા જ હોય ને, ત્યારે માણસ માટે કેમ કોઈ કાંઈ ફીકર – ચિંતા કરતું નથી, શા માટે માણસને મહેનત કરી, મગજમારી કરવી પડે છે? ઉદર પૂર્તિ કરવા અને સંસાર ચલાવવા આટલા છળ પ્રપંચ–કાવા–દાવા કરવા પડે છે, પૃથ્વી આવી પક્ષપાતી શા માટે હશે? જેને લીધે તે આવી ગૌરવમયી ગણાય છે તે માણસ ઉપર જ તેની દયા આટલી બધી ઓછી શા માટે? 34433

વિચાર કરતાં કરતાં ભટ્ટાચાર્ય મહાશયે ત્યાં ધુમાડાનું એક નાનું સરખું વાદળું બનાવી દીધું. બહુ જ જુના અને કંગાલ હાલતમાં આવી ગયેલ ઈંટના ઓરડાનું બારણું ખોલી એક રમણી બહાર નિકળી, તેણે ઝીણી લાલ કિનારની સુતરાઉ સાડી જ ફક્ત પહેરી હતી. હાથમાં ચાર હાથીદાંતની બંગડીયો હતી, લલાટમાં સિંદુર બિંદુ હતું. આ સાધારણ વેશમાં પણ તેના ત્યાં આવવાથી વરંડો આખો જાણે પ્રકાશમય બની ગયો. તે રમણીએ કુવામાંથી પાણી સીંચી ઘરના ઉંબરા અને બારસાંખ ઉપર છાંટયું; તુળસી કયારા પાસેની સાફ જગ્યા પોતાના હાથવડે લીંપી નાંખી પછી હાથ ધોઈ પતિની પાસે એક લોટો પાણી અને દાતણ રાખી નીચા નમી જમીન ઉપર માથું અડાડી પતિને પ્રણામ કરી મૃદુ અવાજે બોલી ‘આટલા વહેલા કેમ ઉઠયા? કાલે રાતે છાતીમાં કેટલો દુઃખાવો થતો હતો? શા માટે શરદીમાં રહો છો?’

હોકાને ભીંતને આધારે રાખી દઈ મોઢામાંથી ધુંમાડાનો એક ગોટો બહાર કાઢતા ભટ્ટાચાર્ય મહાશય બોલ્યા 'ચુલામાં પડયો છાતીનો દુઃખાવો. મારૂં તો મોત આવે તો હું છુટું. નિશ્ચિંત થઈ શકું. મોત સિવાય હવે બીજો કાંઈ ઉપાય પણ નથી.'

મર્મ–આહતા સાધ્વી નિરવ દૃષ્ટિથી જોઈ રહી. ભટ્ટાચાર્ય મહાશયે નિરવતાથી ભવાં ચડાવી આંબાના ઝાડ તરફ જોયું. સ્ત્રીએ ધીમેથી કહ્યું 'મોઢું ધુઓ.'

'હવે મોઢું ધોઇશ ઠાઠડીમાં. ઘરમાં કાંઈ આટો દાળ ચોખા છે કે નહીં?'

સ્ત્રીએ જવાબ ન આપતાં માથું ધુણાવ્યું. ઉધ્ધત અવાજે પતિએ કહ્યું 'જમીન વેચી તેના આવેલા રૂપિયા બધા ખલાસ થઇ ગયા?'

'બહુ જ થોડી કીંમત તો ઉપજી હતી, ત્રણ મહીના એ રૂપીયાથી જ ગુજારો ચાલ્યો – એથી વધુ પછી શું ચાલે?'

'ન ચાલે તો હું પણ બીજું શું કરૂં? ચોરી કરૂં કે ભીખ માગું?'

સ્ત્રી કાંઈ બોલી નહીં. આંખમાં આવેલાં આંસુ લુછ્યાં. પતિ જરા ક્રોધાતુર થઇ બોલ્યો 'બસ તમને એક આ આવડે. રડવાથી જો કાંઈ વળતું હોત તો હું પણ રડત' પછી જરા નમ્ર સાદથી બોલ્યો 'આજ તો મારામાં બહાર નિકળવાની શક્તિ નથી. ગમે તેમ ચલાવી લ્યો કાલ જોયું જાશે.'

ભટ્ટાચાર્ય ઉઠીને પ્રાતઃક્રિયા કરવા ચાલ્યા. સ્ત્રી દીર્ઘ નિશ્વાસ નાંખી એક ઝાડુ હાથમાં લઈ ફળીયામાં વાસીદું કાઢતી કાઢતી બે એક વાર બુમ મારી બોલી 'સતી, સતી.'

બારણું ઉઘાડી આંખો ચોળતી ચોળતી એક કુસુમકલિકા જેવી

બાલિકા વરંડામાં આવી ઉભી; માને વાસીદું કાઢતી જોઇ તે ઉતાવળી ફળીયામાં ઉતરી આવી, ને બોલી 'શું છે મા?'

'સતી હજુ ઉઠી નથી? તે ફળીયું વાળી નાખત તો હું તેટલી વારમાં પાણી ભરી લેત.'

'વારૂ હું પાણી ભરૂં છું.' કહી તે બાલિકા કુવા તરફ દોડી. માતાએ તેને રોકી 'એટલું બધું પાણી તું સીંચી શકીશ નહીં. થાકી જઇશ. રહેવા દે હું ભરી લઇશ.'

બાલિકા તે વાત ન ગણકારતાં પાણી સીંચવા મંડી ગઈ. જાહ્નવીને વધારે બોલવાની ટેવ નહોતી, કન્યાને ફરીથી એક બેવાર મના કરી તે ગુપચુપ પોતાનું કામ કરવા લાગી.

સતીની વિધવા મોટી કાકી 'સુપ્રભાત, સુપ્રભાત' બોલતી બોલતી ફળીયામાં આવી ઉભી. દેરાણીને ઘરનું કામ કરતી જોઇને ઘાંટો પાડી બોલી 'મા દિકરી કામકાજ તો બધું ધામધુમથી કર્યે જાઓ છો પણ અહીં હું કાલની ચોખા દાળ ઘરમાં નથી એમ કહ્યા કરૂં છું તે ધ્યાનમાં આવતું નથી? કયાં ગયા મારા દેર? કહો તેને બજારમાં જવાનું. હમણાં જ કાલીપદ ઉઠીને ખાવાનું માંગશે – દુધનાં લગવાં-વાળીએ કાલે દુધ પણ દીધું નથી! દીએ પણ કયાંથી! તમારાં લખણ સારાંને, સાત સાત અવતાર સુધી પૈસા ચુકવવાની વાત જ નહીં. તે બિચારી ગરીબ માણસ કયાંથી આપે?'

જરા કચવાતે સાદે જાહ્નવી બોલી 'હમણાં એ બધી વાત જવા દીઓને બ્હેન. આ હમણાં જ કેટલુંયે કોચવાણા – સાંભળશે તો એમના જીવને વધુ ઉત્પાત થાશે, આ તો આપણી રોજની વાતો છે. અને દુધવાળીની વાત તમે કહી – તો તેના કાંઇ વધારે પૈસા ચડ્યા નથી, ખાલી આ મહીનાના જ દેવાના બાકી છે.'

કાકી ઝણકાર કરી ઉઠ્યાં 'એટલુંયે શું ઓછું છે? તમને સારી વાત કહી તો મુવા જ પડ્યા. મારે એટલી બધી શી પડી છે

બાઈ! આ તો છોકરાને દુધ ન મળતાં મનમાં લાગી આવે છે તેથી કહ્યું, તે પડોને ઉંડી ખાડમાં મારે શું—?' આ પ્રમાણે બડબડાટ કરતાં કરતાં કાકી ગાયને નીરણ નાંખવાં ગયાં. ત્યાં જતાં વળી તેમનો શોક ઉથલી પડયો 'કરમ ફુટી ગાય, દુધ પણ થોડું દીએ છે. વાછડું મોટું થયું એટલે હવે દુધ દેવાની વાત નહીં. ખાલી ઉભી ઉભી ખાયાજ કરે; આવી ગાયોને પાંજરાપોળમાં મોકલી હોય તો શું ખોટું?'

સાવિત્રી ડરતાં ડરતાં વિલે મોઢે બોલી 'એને પુરૂં ખાવાનું જ કયાં મળે છે કે દુધ દીએ?'

મોટાં કાકીએ તે વાત જાણે સાંભળીજ નહીં. સુતેલા કુતરા પાસે જઈ તેને એક લાકડી ચોડી દીધી. તે બિચારો ડાઉ ડાઉ કાંઉ કાંઉ કરતો ન્હાસી છુટયો. આ બધી ધમાલ જોઈ પોપટ ચુપ થઈ ગયો હતો, કાકી માએ બીજા કોઇને નજર સામે ન જોતાં આ નિરવ પક્ષીને ઉદ્દેશીને 'આ કરમ ચંડાળ ભમરાળો પોપટ, સવારના પહોરમાં એકાદ ભગવાનનું નામ પણ જીભ ઉપર નથી.' વગેરે એવું એવું કાંઇ કાંઇ બકવા માંડયું.

આ બધા ઘોંઘાટથી સતીની નિદ્રા ઉડી ગઈ. બહાર આવી બધાંને કામ કરતાં જોઈ ભોંઠી પડી જઈ જરા ધીમે અવાજે તે બોલી 'આટલો બધો દિવસ ચડી ગયો છે!' શબ્દો કાકીમાના કાન સુધી પહોંચ્યા, તે તરતજ બોલી ઉઠયાં 'અરે કોઈ દિવો લાવો રે આ અંધારામાં છોકરી બીચારી જોઈ શકતી નથી.' પોતાની ભુલ થઈ છે સમજી સતીએ સામો જવાબ વાળ્યો નહીં. માતાને વાંસણ માંજતી ઉઠાડી પોતે માંજવા બેસી ગઈ. જાહ્નવી બોલી 'ત્યારે હું નાહી આવું?'

'ભલે નાહી આવ'

ભટ્ટાચાર્ય હાથ મોં ધોઈ ત્યાં આવીને ઉભા રહેતાંજ સોળ

વર્ષનો પુત્ર હરિશંકર તેમની પાસે આવી બોલ્યો 'પાઠશાળામાં હું ન જાઉં તો તમે મને વઢો છો ખરા પણ બીજું કાંઈ કરવાની શક્તિ તો તમારામાં છે નહીં, ઉઘાડે પગે પાંચ છોકરાની વચમાં મારાથી કેમ જવાય? મને ચંપલ લાવી આપો આજે જ જોઇએ.'

જાહ્નવી આવી પુત્રનો હાથ પકડી બોલી 'હરી હમણાં એ બધી વાત જવા દે ભાઈ. કાંઈ બોલમાં, ભાઇ. હમણાં તો એમને એમ જા પછી —'

'પછી શું? કેટલા દિવસ સુધી આમ ચલાવ્યા કરવું? બાપુજી આજે જ મને ચંપલ જોઇએ.'

રામશંકર જરા ઉચ્ચ અવાજે બોલ્યા 'ગરીબના દીકરાને વળી આવી શેઠાઈ શાની? જેની જેવી સ્થિતિ હોય તે પ્રમાણે તેમણે ચાલવું જોઇએ. હું તમારા સારૂં ચોરી કરવા જાઉં શું?'

તરત જ કાકીમા ઝણકાર કરી બોલી ઉઠ્યાં 'એ વાતની એને બિચારાંને શું ખબર પડે! દેવાની શક્તિ નહોતી તો બાપ શા માટે થયા, જખ મારવા? હુશીયાર–લાયક–છોકરો જ્યાં જાય ત્યાં મોં નીચું કરી ઉભો રહે તે એ શું શરમાય નહીં?' ત્રણ વર્ષની વયનો કાલીશંકર આવી માના સાડલાનો છેડો પકડી બોલ્યો 'મા ભુખ લાગી છે, ખાવાનું દે ને મા' ભટ્ટાચાર્ય મહાશયે ઉતાવળે પગલે ઘરમાં જઇ ખીંટી ઉપરથી શાલ લીધી; સાથે સાથે જાહ્નવી પણ ઘરમાં આવી અને પૂછ્યું 'શાલ ઓઢીને ક્યાં જાઓ છો?'

બીજી દિશા તરફ પોતાનું મોં ફેરવી ભટ્ટાચાર્ય ઘરમાંથી બહાર નિકળ્યા. નાના પુત્રને કાંખમાં બેસાડી જાહ્નવી તેની પાછળ પાછળ આંગણામાં આવી અને ફરી પૂછ્યું 'ક્યાં જાઓ છો?'

'કાંઇક ઉપાય કરી શકીશ તો પાછો આવીશ નહીં તો આ છેલ્લા રામ રામ જાહ્નવી' કહેતાં કહેતાં ભટ્ટાચાર્ય ઘરમાંથી બહાર નિકળી ગયા.

ગભરાયેલે સાદે જાહ્નવીએ મોટા પુત્રને કહ્યું 'હરી જા – જા તારા બાપુ ક્યાં જાય છે જો. એમને સમજાવીને પાછા તેડી લાવ જા જોઉં હરી.'

'ક્યાં જશે વળી ! પોતાની મેળે પાછા આવશે. હું ચાંદપુર નરેન્દ્રબાબુને ઘેર જાઉં છું તેઓ મને ત્યાં એમની સાથે રહેવા કેટલુંયે વિનવે છે, પણ હું તમારે લીધે ત્યાં રહેવા કબુલ થતો નથી. પણ હવે આજથી આપણે આ વિદાય લઇ ચાલ્યા. આ ઘરનું પાણી પીવું મારે હરામ છે.'

જાહ્નવી વાક્‌શક્તિ રહિત કિંકર્તવ્ય વિમૂઢ થઇ ઉભી રહી. સતી વાસણ માંજવાં મૂકી દઇ ઉભી થઇ ભાઇને કહેવા લાગી 'છીઃ છીઃ દાદા, તમે તે કેવા થયા ? તમારી શુધ બુધ ઠેકાણે છે કે નહીં ? પાછા ફરો, અહીં આવો, ભાઇ, છીઃ છીઃ ભાઇ, તમે અમને આમ મૂકીને ચાલતા થશો તો અમારૂં શું થશે ? પાછા ફરો ભાઈ અને બાપુજીને પાછા તેડી લાવો.'

'તમારે ફાવે તેમ તમે કરો જાઓ. હું તો આ ચાલ્યો' આમ કહી હરિશંકર ઘરની બહાર નિકળી ગયો. સાવિત્રી પાછળ દોડી ભાઇનો હાથ પકડી બોલી 'દાદા, તમને પગે લાગું રીસે ના ભરાઓ, બાપુજીને જતાં રોકો, એમને પાછા બોલાવી લાવો'

બાલિકાને એક ધક્કો મારી હરિશંકર ચાલતો થયો.

જાહ્નવી બાળકને ખોળમાં લઇ કાંઇપણ ન બોલતાં ફળીયામાં બેસી ગઇ, અર્ધા ઘુમટાથી તેનું મોં ઢંકાયેલું હતું. સતી ચિત્રવત્ રાખવાળા હાથે ઉભી રહી. સાવિત્રી પાછી ઘર સાફ કરવા મંડી પડી; પણ આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવતાં તે હાથમાંનું કામ જોઇ શકતી નહોતી. આ તરફ મોટાં કાકી ધાંટા પાડી કાંઇનું કાંઇ બોલતાં રડી પડીને ઘરની બધી વાત આખા પાડાને સંભળાવવા લાગ્યાં.

રામશંકર ભટ્ટાચાર્ય મનના આવેશને વશ થઈ ગામનું પાદર વટાવી ખેતરોમાં આવી ચડ્યા. ખરેખર તેમણે જ્યાં બે આંખો દોરી જાય ત્યાં જવાનો નિશ્ચય કરીને જ ચાલવા માંડ્યું. રસ્તામાં માટીનાં ઢેફાં કે પથ્થરોની ઠેંસ વાગતાં મહા મહેનતે પડતાં પડતાં બચી જતા હતા. પગમાં કાંટા ભોંકાતા હતા, છતાં કાંઈ પણ પરવા ન કરતાં તે ચાલ્યેજ જતા હતા. બાજુમાં એક ખેતરમાં પરાન મંડલ બેઠો બેઠો જમીન ખોદતો હતો તે બોલ્યો 'મહારાજ આ તરફ આમ ક્યાં ચાલ્યા ?'

'જમને ઘેર' કહી બ્રાહ્મણ ચાલવા લાગ્યા.

'ભટ્ટાચાર્ય મહાશય! આ તરફ-આમ ક્યાં જાઓ છો ?'

બ્રાહ્મણે ઉંચું જોયું, તેમના જ પાડામાં રહેતો વિશ્વેશ્વર મૈત્ર ધોતીયાંને જરા ઉંચું લઈ કાછો મારી ઢેફાં વાળી જમીન વટાવતો વટાવતો તેમની તરફ આવતો હતો. બ્રાહ્મણ ખચકાઇને ઉભો રહ્યો. રખેને કોઈની સાથે મેળાપ થાય અને વાતચિત કરવી પડે એવી બીકથી તો તેમણે આ આડધર રસ્તો લીધો હતો, તેમણે જોયું કે ત્યાં પણ ઉગરાય તેમ નહોતું. વિશ્વેશ્વરે પાસે આવી વિનયપૂર્વક ફરીથી પૂછ્યું 'આ દિશામાં ક્યાં જાઓ છો ?'

'કોઈ પણ દિશા તરફ મારો પક્ષપાત નથી-ગમે તે દિશા તરફ ગમે ત્યાં હું મારે ચાલ્યો જાઉં છું, તું જો છો તો ખરો બાપુ.'

'પણ આ તરફ કોઈ રસ્તો નથી - માણસ આ રસ્તે ચાલતાં નથી - તમે આ તરફ ક્યાં જશો ?'

'કેમ બાપુ, આ તું તો ચાલે છે ને, માણસ ચાલતાં નથી એમ કેમ કહે છે ?'

'મારી વાત જવા દીઓ. સીધે રસ્તે જતાં વાર લાગી જશે એમ સમજી આ રસ્તો પકડ્યો છે.'

'મારે વિષે પણ એમ જ માની લે ને ભાઇ.'

'હું તારાપુરના મહાજન (શરાફ)ને બંગલે ગયો હતો – કાંઇક કામધંધો કરવાની ઇચ્છાથી. પાછો ફરતાં આમ આડફેટ રસ્તે ચાલતાં નજીક પડશે એમ સમજી આ રસ્તે ઘેર જાઉં છું.'

'હું પણ ગમે તે કામસરજ જાઉં છું બાપુ, વગર કામે કોઇ કાંઇ આમ ઠેક્કાં ભાંગે ખરૂં ?'

'ભટ્ટાચાર્ય મહાશય તમે કાંઇક છુપાવો છો; જો કહી શકાય એવી વાત હોય તો મહેરબાની કરીને મને કહો, કારણ, હું તમારા સ્નેહને પાત્ર છું, તમારા પુત્ર જેવો છું. મારી પાસે જરા પણ સંકોચ રાખશો માં.'

'સંકોચ શાનો બાપુ, સંકોચ શાનો ?'

'હું જો તમને કાંઇ ઉપયોગી થઇ પડું એવું હોય તો હું મને કૃતાર્થ થયેલો સમજીશ.'

ભટ્ટાચાર્યે એકવાર સ્થિર નજરે તે યુવાનના મોં તરફ જોયું. અત્યંત સરળ ઉદાર આગ્રહપૂર્ણ ચહેરો – વ્યંગ કે છેતરપીંડીનું ચિન્હ સરખું એ ચહેરા પર નહોતું. ભટ્ટાચાર્યે ધીમે અવાજે કહ્યું 'તું જેવો ડાહ્યો અને સમજુ છોકરો છે તે જોતાં આવાં કામ જ કરવાં તને શોભે એ હું જાણું છું, પણ શા માટે હું તારો ઉપકાર ગ્રહણ કરૂં કહે જોઉં ? મેં શું કોઇ દિવસ કોઇના ઉપર ઉપકાર કર્યો છે, કે બદલામાં હું બીજાનો ઉપકાર લઉં ?'

'ઉપકાર તરીકે નહીં. સ્નેહ તરીકે – સ્નેહબંધન તરીકે લેજો.'

'એ વાતમાં માલ નથી. સાંભળ ત્યારે, હું કાંઇક આજીવિકાનો ઉપાય શોધવાનો નિશ્ચય કરી ઘેરથી નિકળ્યો છું. જો કોઇ ઉપાય હાથ નહીં લાગે તો મારો પોતાનો ઉપાય તો હું નક્કી કરી જ લઇશ.'

વિશ્વેશ્વરને સ્હેજ કંપારી છુટી. વ્યગ્ર અવાજે તે બોલ્યો.

'શું ઉપાય કરશો તમે – કોઇ કામ ધંધો કરશો કે શું?'

'પહેલું તો તેજ.'

'વારૂ. મારો ઉપકાર તમે ગ્રહણ ન કરો તો કાંઇ નહી, ચાલો તારાપુરને બંગલે. એમને ત્યાં દશેક રૂપીયાના પગારનો એકાદ કારકુન જોઇએ છીએ તે કામ તો તમે કરશો ને?

'હમણાં જ. પણ પગાર અગાઉથી જોઇશે – આજે જ આપવો પડશે.'

'વારૂ ચાલો ત્યારે.'

બન્ને ચાલ્યા. વિશ્વેશ્વરે એકવાર ફક્ત બીજી તરફ મોં ફેરવી એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. બ્રાહ્મણની સ્થિતિ તે અનુભવથી સમજી શકયો હતો.



૩

વિશ્વેશ્વર સંપૂર્ણ ગ્રામ્યયુવક હતો. તેનો પિતા ગામમાં બુદ્ધિશાળી અને સમૃદ્ધિશાળી ગણાતો હતો, પણ બાહ્ય આચરણમાં તેવું કાંઇજ દેખાતું નહોતું. ઉલટું કૃપણ તરીકે ગામમાં તેની વિશેષ પ્રખ્યાતિ થઇ હતી.

સાધારણ એક માળનું ઘર, ઘણી ગાયો, વાછરડાં, ગાડી બળદ વગેરેથી તબેલો પરિપૂર્ણ અને ધાન જવ ઘઉં વગેરેના પ્રાચુર્યથી ભંડારમાં પગ મૂકવાની પણ જગ્યા નહોતી છતાં ઝાઝા નોકર ચાકરો, દાસ દાસીઓ કે રસોયાણી કે ખાનસામાની ધમાલ એમને ત્યાં નહોતી. ટેબલ, ખુરસી કે આરસી અને આલમારીઓથી બેઠકખાનું શણગારેલું નહોતું. તદ્દન સાદા સીધા ગ્રામ્ય ગૃહસ્થનું ઘર જોઇ લ્યો.

પણ માણસો વાતો કરતાં કે ડોસો રૂપીયાનો અજગર છે. સંસારમાં તેને એકનો એક દિકરો વિશ્વેશ્વર અને તેની માસી અન્નપૂર્ણા ઠાકુરાણી હતાં. માસી પાસે પણ ઘણું ધન છે એમ લોકોમાં

કહેવાતું. મા વિહોણા વિશ્વેશ્વરને ઉછેરી મોટો કરવા જ્યારે તેમણે નારાયણચંદ્રના ગૃહસ્થ ઘરમાં પગ મૂક્યો ત્યારે ગામનાં માણસોના મનમાં ઇર્ષાનું એક મોટું તોફાન જાગી ઉઠયું હતું.

એકનો એક પુત્ર હતો તેથી નારાયણ મૈત્ર તેને કદીપણ પોતાની આંખોથી અળગો કરતા નહોતા. તેથી જ વિશ્વેશ્વર ગામની નિશાળમાં જ એન્ટ્રન્સ સુધી માત્ર ભણી શક્યો. પણ માણસો કહેતા કે વિશ્વવિદ્યાલયમાં ન ભણ્યા છતાં પણ તેણે યથાર્થ સુશિક્ષણ લીધું હતું. સંસ્કૃત પદવીધારી ઘણાયે વિદ્યાર્ણવો, વિદ્યાવાગીશો, તર્કચક્ષુ–સરસ્વતિઓ તેના સંસ્કૃત જ્ઞાન પાસે પરાજીત થતા હતા; અને એક એમ. એ. ઉપાધીધારી દિગ્વિજયી પંડિત એકવાર ગામના નગરશેઠનો દૂરનો સગો થતો હોઇ થોડા દિવસ હવાફેર કરવા ગામમાં આવ્યો હતો તે આ ગ્રામ્યયુવકનું અસાધારણ ભાષા જ્ઞાન જોઇ અવાક્ થઇ ગયો હતો. આવી રીતે જાતજાતની વાતોથી ગામના પુરૂષવર્ગમાં વિશ્વેશ્વરનું નામ સારી રીતે જાણીતું થયેલું હતું, પણ સ્ત્રીવર્ગમાં આ બધા ગપગોળાને કોઇ ઝાઝું કોઠું આપે તેમ નહોતું. કારણ કે તેઓ સારી રીતે જાણતી હતી કે વિશ્વેશ્વર એકદમ શરમાળ અને સાદો સીધો ભોળો યુવક હતો, પણ સુપુત્ર અને ડાહ્યો તો ખરોજ.

ખરૂં કહીએ તો વિશ્વેશ્વર ગામના માણસોની નજરે જવલ્લેજ પડતો. બાવીશ વર્ષથી વધુ વખત તેણે પોતાના ઘરના ઓરડામાં જ વીતાવ્યાં હતાં. સમાન વયના યુવકોને સાથે લઇ ક્યાંક બહાર ફરવા જવું અથવા તેમની સાથે નાના મોટાં ગામ ગપાટા મારવાનું એના જીવનમાં કોઇ દિવસ બન્યું નહોતું. પંદર વર્ષની વયે એન્ટ્રન્સ પાસ કરી નિશાળ છોડી તે પોતાના ઘરના એકાંત ઓરડામાં જઇ બેઠો તે બેઠો જ. સ્નાનાદિ કાર્યના સમય સિવાય કોઇ તેને બહાર ક્યાંય જોઇ શકતું નહીં. અંતઃપુરમાં આવેલા તે ઓરડામાં પ્રવેશ કરવાનો

પણ કોઇને અધિકાર નહોતો. જો તેવો અધિકાર કોઇને હોત તો ઓરડામાં અભરાઇ ઉપર ઢગલાબંધ પુસ્તકો ગોઠવેલાં, અને જમીન ઉપર સાદડી પાથરી બેઠેલા તે યુવકને વાંચવાના કામમાં એક ચિત્તે મશગુલ થયેલો તે જોઇ શકત. પુસ્તકો ખરીદવાં કે જ્ઞાન સંપાદન પાછળ ખરચ કરવામાં તેના પિતા પણ સંકુચિત મનવાળા નહોતા અને પુત્રના આવાં સુલક્ષણથી તેઓ બહુ જ ખુશ થતા હતા. સંસાર સંબંધી કોઇપણ વ્યાધિ કે ચિંતાનો તેમણે પુત્રને આજદિન સુધી વિચાર સરખો પણ કરવા દીધો નહોતો. તેમની ઇચ્છા એવી હતી કે, પુત્રનાં લગ્ન કરી તેને સંસાર વ્યવહાર બધો સમજાવી દઇ પોતે નિવૃત્ત થઇ આયુષ્યનાં બાકી રહેલાં વર્ષો કાશીમાં ગાળવાં, પણ અચાનક ધર્મરાજે આવી નોટીસ બજાવી. પુત્રને જેમ તેમ બધું સમજાવી અને તેને માસીના હાથમાં સોંપી તેઓ પોતાના જીવનનો અભિનય પુરો કરી એક દિવસ એકાએક દેહ છોડી ગયા.

વિશ્વેશ્વરને પહેલાં તો કાંઇ સુઝયું નહીં. સાહિત્યના એકાંત ઓરડામાંથી એકદમ સંસારની વચ્ચોવચ્ચ આમ અચાનક એકલો અસહાય ઉભો રાખી પિતા કયાં ચાલ્યા ગયા! આ સંસારમાં તેણે આજથી નવો જન્મ ગ્રહણ કર્યો!

પણ સંસાર એના વાસ્તે એટલો જટીલ નહોતો. પિતાની વ્યવહાર રચના, વ્યવસ્થા અને કાર્ય પ્રણાલી બહુ જ સુંદર અને સરલ હતી અને તેમનીજ તાલીમ લઇ તેમનાજ હાથતળે કેળવાયલા વિશ્વેશ્વરની બુધ્ધિ વળી તેમનાથી પણ વધુ સતેજ અને તીક્ષ્ણ હતી. અત્યાર સુધી તેણે જેમ નિશ્ચિંત થઇ સાહિત્ય સાગરમાં પોતાના મનને હુમેશું રાખ્યું હતું તેવીજ રીતે હવે તેણે આનંદથી સંસાર સાગરમાં ઝંપલાવ્યું.

સંસાર વ્યવહારનાં બધાં કામકાજ જોઇ લેતાં છતાં પણ તેને લાગ્યું કે ઘણો વખત ફાજલ પડે છે. તે ફાજલ વખતનો

સદુપયોગ કેમ કરવો તેનો તે વિચાર કરવા લાગ્યો. ધંધો વધારવાની વ્યવસ્થા કરી કેટલીક નવી જમીન અને કેટલાક બગીચાઓ ખરીદી તેને દુરસ્ત કરાવી કોઇએક ખાસ મતલબથી હાલમાં નદીના કાંઠા ઉપરની વિશાળ જમીન ઉપર તે એક ઘર બાંધવાના કામમાં ઝુકી પડયો હતો. આટલા વખતમાં તો ગ્રામદેવતા ભવાનીના મંદિરના જીર્ણોધ્ધારનું કામ પુરૂં થઇ જવા આવ્યું હતું. પુરાઇ પુરાઇ ગયેલાં વિશાળ 'કાલી સાગર'નો પુનરોધ્ધાર થઇ જતાં તે પુષ્કરિણીના સ્વચ્છ જલથી છલોછલ ભરાઇ ગયું હતું. મહિમાપુર પાસે બાંધેલો નદીનો બંધ પ્રત્યેક વર્ષે તુટી જતાં તેના પાણીના પુરથી આખા ગામને જે ત્રાસ ભોગવવો પડતો હતો તેને પણ ખાસ બંદોબસ્ત કરાવી મજબુત રીતે બાંધવાનો પ્રબંધ કરવામાં આવ્યો. કોણ આ બધું કરે છે તેની લોકોને ખબર પડતી નહીં, છતાં કોઇ કોઇ કહેતું કે, કૃપણ નારાયણ મૈત્રના જ ધનની આ સદ્દગતિ થાય છે, કોઇ કોઇ પરહિતાકાંક્ષી સાધુ પુરૂષો વિશ્વેશ્વરને બોલાવી સમજાવતા કે 'બાપુ આમ બીજા કોઇ કામ કરતા હોય તેમાં ફાળો ન આપતાં તું એકલો કાંઇક કરને, તારૂં નામ પણ રહેશે અને કામ પણ સારૂં થશે.' વિશ્વેશ્વર વાતને ઉડાવી દઇ કહેતો કે 'એવડી મોટી કીર્તી મેળવવી એ કાંઇ મારૂં કામ છે? આ તો પાંચ દશ રૂપીયા ખરચી જે થાય તેટલું જ.' જેઓ કાંઇક વધુ ડાહ્યા હતા તેઓ કહેતા 'શું કહે છે ભાઇ? આ બધા કામમાં તો ઘણો ખરચ થાય છે, બે પાંચ રૂપીયા કેમ કહે છે?' બેદરકારપણે માથું ધુણાવી વિશ્વેશ્વર કહેતો 'ના રે, ના કયાં વધુ ખરચ થાય છે એટલું બધું ખરચ કરવાની મારી શકિતયે કયાં છે!'

માસી અન્નપૂર્ણા ઠાકુરાણી આટલા દિવસ તો આનંદથી ગૃહસ્થાશ્રમનો બધો ભાર વહન કરતાં આવ્યાં હતાં, પણ એક દિવસ અચાનક એક ઠેકાણે તેમને કાંઇક અજુગતું-બેસુરૂં-લાગ્યું. તેમનો આ નિસ્તબ્ધ નાનકડો સુખદુઃખ મિશ્રિત સંસાર કાંઇક નવીનપણાથી

પણ કોઈને અધિકાર નહોતો. જો તેવો અધિકાર કોઈને હોત તો ઓરડામાં અભરાઈ ઉપર ઢગલાબંધ પુસ્તકો ગોઠવેલાં, અને જમીન ઉપર સાદડી પાથરી બેઠેલા તે યુવકને વાંચવાના કામમાં એક ચિત્તે મશગુલ થયેલો તે જોઈ શકત. પુસ્તકો ખરીદવાં કે જ્ઞાન સંપાદન પાછળ ખરચ કરવામાં તેના પિતા પણ સંકુચિત મનવાળા નહોતા અને પુત્રના આવાં સુલક્ષણથી તેઓ બહુ જ ખુશ થતા હતા. સંસાર સંબંધી કોઈપણ વ્યાધિ કે ચિંતાનો તેમણે પુત્રને આજદિન સુધી વિચાર સરખો પણ કરવા દીધો નહોતો. તેમની ઈચ્છા એવી હતી કે, પુત્રનાં લગ્ન કરી તેને સંસાર વ્યવહાર બધો સમજાવી દઈ પોતે નિવૃત્ત થઈ આયુષ્યનાં બાકી રહેલાં વર્ષો કાશીમાં ગાળવાં, પણ અચાનક ધર્મરાજે આવી નોટીસ બજાવી. પુત્રને જેમ તેમ બધું સમજાવી અને તેને માસીના હાથમાં સોંપી તેઓ પોતાના જીવનનો અભિનય પુરો કરી એક દિવસ એકાએક દેહ છોડી ગયા.

વિશ્વેશ્વરને પહેલાં તો કાંઈ સુઝયું નહીં. સાહિત્યના એકાંત ઓરડામાંથી એકદમ સંસારની વચ્ચોવચ્ચ આમ અચાનક એકલો અસહાય ઉભો રાખી પિતા ક્યાં ચાલ્યા ગયા! આ સંસારમાં તેણે આજથી નવો જન્મ ગ્રહણ કર્યો!

પણ સંસાર એના વાસ્તે એટલો જટીલ નહોતો. પિતાની વ્યવહાર રચના, વ્યવસ્થા અને કાર્ય પ્રણાલી બહુ જ સુંદર અને સરલ હતી અને તેમની જ તાલીમ લઈ તેમના જ હાથતળે કેળવાયલા વિશ્વેશ્વરની બુધ્ધિ વળી તેમનાથી પણ વધુ સતેજ અને તીક્ષ્ણ હતી. અત્યાર સુધી તેણે જેમ નિશ્ચિંત થઈ સાહિત્ય સાગરમાં પોતાના મનને ડુબેલું રાખ્યું હતું તેવી જ રીતે હવે તેણે આનંદથી સંસાર સાગરમાં ઝંપલાવ્યું.

સંસાર વ્યવહારનાં બધાં કામકાજ જોઈ લેતાં છતાં પણ તેને લાગ્યું કે ઘણો વખત ફાજલ પડે છે. તે ફાજલ વખતનો

સદુપયોગ કેમ કરવો તેનો તે વિચાર કરવા લાગ્યો. ધંધો વધારવાની વ્યવસ્થા કરી કેટલીક નવી જમીન અને કેટલાક બગીચાઓ ખરીદી તેને દુરસ્ત કરાવી કોઈએક ખાસ મતલબથી હાલમાં નદીના કાંઠા ઉપરની વિશાળ જમીન ઉપર તે એક ઘર બાંધવાના કામમાં ઝુકી પડયો હતો. આટલા વખતમાં તો ગ્રામદેવતા ભવાનીના મંદિરના જીર્ણોધ્ધારનું કામ પુરૂં થઇ જવા આવ્યું હતું. પુરાઇ પુરાઇ ગયેલાં વિશાળ 'કાલી સાગર'નો પુનરોધ્ધાર થઇ જતાં તે પુષ્કરિણીના સ્વચ્છ જલથી છલોછલ ભરાઇ ગયું હતું. મહિમાપુર પાસે બાંધેલો નદીનો બંધ પ્રત્યેક વર્ષે તુટી જતાં તેના પાણીના પુરથી આખા ગામને જે ત્રાસ ભોગવવો પડતો હતો તેને પણ ખાસ બંદોબસ્ત કરાવી મજબુત રીતે બાંધવાનો પ્રબંધ કરવામાં આવ્યો. કોણ આ બધું કરે છે તેની લોકોને ખબર પડતી નહીં, છતાં કોઇ કોઇ કહેતું કે, કૃપણ નારાયણ મૈત્રના જ ધનની આ સદ્ગતિ થાય છે, કોઇ કોઇ પરહિતાકાંક્ષી સાધુ પુરૂષો વિશ્વેશ્વરને બોલાવી સમજાવતા કે 'બાપુ આમ બીજા કોઇ કામ કરતા હોય તેમાં ફાળો ન આપતાં તું એકલો કાંઇક કરને, તારૂં નામ પણ રહેશે અને કામ પણ સારૂં થશે.' વિશ્વેશ્વર વાતને ઉડાવી દઇ કહેતો કે 'એવડી મોટી કીર્તી મેળવવી એ કાંઇ મારૂં કામ છે? આ તો પાંચ દશ રૂપીયા ખરચી જે થાય તેટલું જ.' જેઓ કાંઇક વધુ ડાહ્યા હતા તેઓ કહેતા 'શું કહે છે ભાઇ? આ બધા કામમાં તો ઘણો ખરચ થાય છે, એ પાંચ રૂપીયા કેમ કહે છે?' બેદરકારપણે માથું ધુણાવી વિશ્વેશ્વર કહેતો 'ના રે, ના ક્યાં વધુ ખરચ થાય છે એટલું બધું ખરચ કરવાની મારી શક્તિયે ક્યાં છે!'

માસી અન્નપૂર્ણા ઠાકુરાણી આટલા દિવસ તો આનંદથી ગૃહસ્થાશ્રમનો બધો ભાર વહન કરતાં આવ્યાં હતાં, પણ એક દિવસ અચાનક એક ઠેકાણે તેમને કાંઇક અજુગતું-બેસુરૂં-લાગ્યું. તેમનો આ નિસ્તબ્ધ નાનકડો સુખદુઃખ મિશ્રિત સંસાર કાંઇક નવીનપણાથી

પણ કોઇને અધિકાર નહોતો. જો તેવો અધિકાર કોઇને હોત તો ઓરડામાં અભરાઇ ઉપર ઢગલાબંધ પુસ્તકો ગોઠવેલાં, અને જમીન ઉપર સાદડી પાથરી બેઠેલા તે યુવકને વાંચવાના કામમાં એક ચિત્તે મશગુલ થયેલો તે જોઇ શકત. પુસ્તકો ખરીદવાં કે જ્ઞાન સંપાદન પાછળ ખરચ કરવામાં તેના પિતા પણ સંકુચિત મનવાળા નહોતા અને પુત્રના આવાં સુલક્ષણથી તેઓ બહુ જ ખુશ થતા હતા. સંસાર સંબંધી કોઇપણ વ્યાધિ કે ચિંતાનો તેમણે પુત્રને આજદિન સુધી વિચાર સરખો પણ કરવા દીધો નહોતો. તેમની ઇચ્છા એવી હતી કે, પુત્રનાં લગ્ન કરી તેને સંસાર વ્યવહાર બધો સમજાવી દઇ પોતે નિવૃત્ત થઇ આયુષ્યનાં બાકી રહેલાં વર્ષો કાશીમાં ગાળવાં, પણ અચાનક ધર્મરાજે આવી નોટીસ બજાવી. પુત્રને જેમ તેમ બધું સમજાવી અને તેને માસીના હાથમાં સોંપી તેઓ પોતાના જીવનનો અભિનય પુરો કરી એક દિવસ એકાએક દેહ છોડી ગયા.

વિશ્વેશ્વરને પહેલાં તો કાંઇ સુઝયું નહીં. સાહિત્યના એકાંત ઓરડામાંથી એકદમ સંસારની વચ્ચોવચ્ચ આમ અચાનક એકલો અસહાય ઉભો રાખી પિતા ક્યાં ચાલ્યા ગયા! આ સંસારમાં તેણે આજથી નવો જન્મ ગ્રહણ કર્યો!

પણ સંસાર એના વાસ્તે એટલો જટીલ નહોતો. પિતાની વ્યવહાર રચના, વ્યવસ્થા અને કાર્ય પ્રણાલી બહુ જ સુંદર અને સરલ હતી અને તેમનીજ તાલીમ લઇ તેમનાજ હાથતળે કેળવાયલા વિશ્વેશ્વરની બુધ્ધિ વળી તેમનાથી પણ વધુ સતેજ અને તીક્ષ્ણ હતી. અત્યાર સુધી તેણે જેમ નિશ્ચિંત થઇ સાહિત્ય સાગરમાં પોતાના મનને ડુબેલું રાખ્યું હતું તેવીજ રીતે હવે તેણે આનંદથી સંસાર સાગરમાં ઝંપલાવ્યું.

સંસાર વ્યવહારનાં બધાં કામકાજ જોઇ લેતાં છતાં પણ તેને લાગ્યું કે ઘણો વખત ફાજલ પડે છે. તે ફાજલ વખતનો

આપણને જેટલાંને જન્મથી એક જ જગ્યાએ લાવી મૂક્યાં છે તેટલાં જ માણસો આપણે સુખથી–આનંદથી રહીએ તો વધુ સારું.'

'આવા પાગલ છોકરા તો મેં કોઈ દિવસ જોયા નથી, એ બધી તારી વાત હું સાંભળવાની નથી, હું એક છોકરી જોઈ રાખું છું. તને કહી દીધું.'

'તે તમારી મરજી હોય તેટલી છોકરીઓ જોઈ રાખોને. હું પણ તમને ચાર પાંચ છોકરીઓ બતાવું.'

'વારુ ત્યારે ચાલ તું જ કહે. એમાંથી જ એક પસંદ કરી લેશું તો પણ ચાલશે.'

'વાહ એકને પસંદ કરશો અને બાકી બધીને શું નાસીપાસ કરશો ! એમ ન થાય, માસીબા, બધીને પસંદ કરી લાવી બેસાડો. એટલે વહુ–દાસીઓથી ઘરમાં શોર બકોર અને ધમાલ થઈ રહે.'

'હવે ઘેલાં કાઢમાં. સાચું કહે, હવે પરણવું છે કે નહીં ?'

'મને પૂછીને તમારે ક્યાં કાંઇ કરવું છે ? તમારી મરજી હોય તેટલી વહુ–દાસીઓ ઘરમાં લાવી વસાવોને. પણ હું તમને કહી રાખું છું કે, પશ્ચિમ હિંદની મુસાફરી કરી એકવાર મારે બધાં મોટાં મોટાં શહેરો જોવાં છે. તમે કાશી, વૃંદાવનની વાતો કરો છો તે હું હંમેશ સાંભળ્યાં કરું છું. આ વખતે હું એ બધા દેશોમાં ફરી આવી તમારાથી પણ સરસ વાતો કરી તમને હરાવી દઈશ.' પહેલાં તો ગયા જઈ પિતાનું શ્રાધ્ધ કરવું છે. તમે મારી સાથે નહીં આવો માસીબા, તો મારે ખાધા પીધા વગર મરવું પડશે એમ મને લાગે છે.'

'તે હું ક્યાં એમ કહું છું કે તારી સાથે નહીં આવું, કે તને એકલો જવા દઈશ ? પણ વિ'વા કરીને ગયા જઈએ તો શું વાંધો છે વિશુ ?'

'ત્યારે તો હું એકલો જ જઈશ, માસીબા, તમે વિવાહનો બંદોબસ્ત કરો.'

'તું હાજર ન હો તો કોના વિવાહનો બંદોબસ્ત કરવો રે છોકરા?'

'તે તો તમે જાણો.'

'આવો છોકરો તો કોઈ દિવસ દીઠો નથી બાપુ! વારુ ચાલ પહેલાં તું કહે છે તે કામ બધાં પતાવી લઈએ; પણ આજ નિધિની મા મને એક વાત કહી ગઈ ત્યારથી એક વહુ ઘરમાં લાવી વસાવવાની મને બહુ જ હોંસ થઈ છે.'

માસીબાની આ હોંસ મરતાં મરતાં પણ હજુ મરતી નથી એ જાણી વિશ્વેશ્વર મનમાં ને મનમાં હસ્યો. ઉપર ઉપરથી તેમની વાતો સાંભળતો હોય તેવો ભાવ દેખાડી તેમને જરા ઠંડાં પાડવા અને આ હોંસ છોડાવી દેવાનો પ્રયત્ન કરતો તે બોલ્યો 'નિધિની મા શું કહેતી હતી? તેના ઘરમાં ઘણી ઘણી વહુ–દાસીઓ હશે ખરું?'

'કપાળ તારું! એને ત્યાં એવું કયાંથી હોય? એ બધું શું મરજી થાતાં જ આવી પડતું હશે? નશીબ જોઈએ નશીબ.'

'ત્યારે જુઓને માસીબા! તમે પણ એમ જ સમજી લ્યોને કે આપણા નશીબમાં પણ એવું નથી.'

માસીબાને વિશ્વેશ્વરનો અપૂર્વ દિલાસો સાંભળી જરા હસવું આવ્યું, પછી જરા ગુસ્સે થઈ બોલ્યાં 'ખમ્મા મારા દિકરાને! આ છોકરાની અક્કલ તો જુઓ! કેમ, આપણી મરજી થાય તો શું હમણાં જ આપણે એક રૂડી રૂપાળી વહુ ઘરમાં ન લાવી શકીએ?'

વિશ્વેશ્વર ડાહ્યો ડમરો થઈ અત્યંત વિનયપૂર્વક બોલ્યો 'પણ એકથી તો ઘરબાર કાંઈ ભરાઈ નહીં રહે માસીબા? એટલા માટે જ હું કહું છું કે —'

માસીબા આ છોકરાની ઘેલી વાતો ન સાંભળતાં બોલવા

લાગ્યાં 'મારી મરજી નથી વધતી એટલે જ, નહીં તો આ નગરશેઠના ઘરની દાસીએ નિધિની મા સાથે વાત કરતાં જે ભાવ દેખાડયો છે તેથી મને તો એમ જ લાગે છે કે હું જો મોઢેથી જરા 'હા' કહું તો એમની પુત્રીનું માગું જો કે બહુ જ મોટે ઘેરથી આવ્યું છે છતાંયે—'

'નગરશેઠના ઘરની દાસીના ઘરમાંથી જ વહુ–દાસી લાવવાના છો તમે ખરૂં ? ઓ માસીબા – દાસીની દીકરી—' વિશ્વેશ્વર પેટ પકડીને હસવા જ લાગ્યો.

માસીબા અત્યંત ક્રોધે ભરાઈ જરા ઊંચે સાદે બોલ્યાં 'સાંભળજો આ છોકરાની ઘેલી વાતો ! દાસીની છોકરી વળી કેવી રે ! આ નગરશેઠની દીકરી કમલા–રૂપમાં ગુણમાં લક્ષ્મીનો અવતાર,'— પછી એકાએક શ્વાસ હેઠો પાડી બહુ જ સંયત–ધીમે અવાજે બોલ્યાં 'એ બધી વાત તને કહેવાથી શું ફાયદો છે ? મેં જ એ વાત મન ઉપર લીધી નથી. મેં વિચાર કર્યો કે જવા દો, આવડા મોટા માણસની છોકરી અને તેમાં વળી લડધી થઈ છે તે શું આપણા જેવા સાદા સીધા ગૃહસ્થના ઘરમાં શોભશે ? આપણા શીલમાં સમાશે ખરી ? કોણ જાણે કદાચ એમને સગાં કરીને આપણે સુખી ન પણ થઈએ. સરખે સરખાંનો સંબંધ જ સુખરૂપ નિવડે. તેમાં વળી તારી જે આ ઘેલછા, તારી પાસે આ વાત કરતાં જ તું ગાંડાંઘેલાં કાઢી મને મુંઝવી જ મારે, તેથી એ વાત ઉપર મેં ધ્યાન જ આપ્યું નથી.'

પ્રથમની પેઠે જ હસતાં હસતાં વિશ્વેશ્વરે કહ્યું. 'અરે વાહરે માસીબા વાહ આનું જ નામ તમે ધ્યાન ન આપ્યું કહેવાય કેમ ? તમારી આ હોંસને તમે રોમે રોમમાં – હાડે હાડમાં એવી તો ભરી રાખી છે કે તીરથ જાત્રા જવાનું હું કહું છું તો પણ તમારી એ હોંસ દાબી દબાતી નથી.'

માસીબા જરા ભોંઠાં પડી જઈ બોલ્યાં 'ના – ના એમ હું ક્યાં કહું છું. આ તો તારે કાને વાત નાંખી રાખી એટલું જ. ચાલ

'તું હાજર ન હો તો કોના વિવાહનો બંદોબસ્ત કરવો રે છોકરા ?'

'તે તો તમે જાણો.'

'આવો છોકરો તો કોઈ દિવસ દીઠો નથી બાપુ ! વારૂ ચાલ પહેલાં તું કહે છે તે કામ બધાં પતાવી લઈએ; પણ આજ નિધિની મા મને એક વાત કહી ગઈ ત્યારથી એક વહુ ઘરમાં લાવી વસાવવાની મને બહુ જ હોંસ થઈ છે.'

માસીબાની આ હોંસ મરતાં મરતાં પણ હજુ મરતી નથી એ જાણી વિશ્વેશ્વર મનમાં ને મનમાં હસ્યો. ઉપર ઉપરથી તેમની વાતો સાંભળતો હોય તેવો ભાવ દેખાડી તેમને જરા ઠંડાં પાડવા અને આ હોંસ છોડાવી દેવાનો પ્રયત્ન કરતો તે બોલ્યો 'નિધિની મા શું કહેતી હતી? તેના ઘરમાં ઘણી ઘણી વહુ–દાસીઓ હશે ખરૂં?'

'કપાળ તારૂં ! એને ત્યાં એવું ક્યાંથી હોય ? એ બધું શું મરજી થાતાં જ આવી પડતું હશે ? નશીબ જોઈએ નશીબ.'

'ત્યારે જુઓને માસીબા ! તમે પણ એમ જ સમજી લ્યોને કે આપણા નશીબમાં પણ એવું નથી.'

માસીબાને વિશ્વેશ્વરનો અપૂર્વ દિલાસો સાંભળી જરા હસવું આવ્યું, પછી જરા ગુસ્સે થઈ બોલ્યાં 'ખમ્મા મારા દિકરાને ! આ છોકરાની અક્કલ તો જુઓ ! કેમ, આપણી મરજી થાય તો શું હમણાં જ આપણે એક રૂડી રૂપાળી વહુ ઘરમાં ન લાવી શકીએ ?'

વિશ્વેશ્વર ડાહ્યો ડમરો થઈ અત્યંત વિનયપૂર્વક બોલ્યો 'પણ એકથી તો ઘરબાર કાંઈ ભરાઈ નહીં રહે માસીબા? એટલા માટે જ હું કહું છું કે —'

માસીબા આ છોકરાની ઘેલી વાતો ન સાંભળતાં બોલવા

લાગ્યાં 'મારી મરજી નથી વધતી એટલે જ, નહીં તો આ નગરશેઠના ઘરની દાસીએ નિધિની મા સાથે વાત કરતાં જે ભાવ દેખાડ્યો છે તેથી મને તો એમ જ લાગે છે કે હું જો મોઢેથી જરા 'હા' કહું તો એમની પુત્રીનું માગું જો કે બહુ જ મોટે ઘેરથી આવ્યું છે છતાંયે—'

'નગરશેઠના ઘરની દાસીના ઘરમાંથી જ વહુ–દાસી લાવવાના છો તમે ખરું ? ઓ માસીબા – દાસીની દીકરી—' વિશ્વેશ્વર પેટ પકડીને હસવા જ લાગ્યો.

માસીબા અત્યંત ક્રોધે ભરાઈ જરા ઉંચે સાદે બોલ્યાં 'સાંભળજો આ છોકરાની ઘેલી વાતો ! દાસીની છોકરી વળી કેવી રે ! આ નગરશેઠની દીકરી કમલા–રૂપમાં ગુણમાં લક્ષ્મીનો અવતાર,'— પછી એકાએક શ્વાસ હેઠો પાડી બહુ જ સંયત–ધીમે અવાજે બોલ્યાં 'એ બધી વાત તને કહેવાથી શું ફાયદો છે ? મેં જ એ વાત મન ઉપર લીધી નથી. મેં વિચાર કર્યો કે જવા દો, આવડા મોટા માણસની છોકરી અને તેમાં વળી લડધી થઈ છે તે શું આપણા જેવા સાદા સીધા ગૃહસ્થના ઘરમાં શોભશે ? આપણા શીલમાં સમાશે ખરી ? કોણ જાણે કદાચ એમને સગાં કરીને આપણે સુખી ન પણ થઇએ. સરખે સરખાંનો સંબંધ જ સુખરૂપ નિવડે. તેમાં વળી તારી જે આ ઘેલછા, તારી પાસે આ વાત કરતાં જ તું ગાંડાંઘેલાં કાઢી મને મુંઝવી જ મારે, તેથી એ વાત ઉપર મેં ધ્યાન જ આપ્યું નથી.'

પ્રથમની પેઠે જ હસતાં હસતાં વિશ્વેશ્વરે કહ્યું 'અરે વાહરે માસીબા વાહ આનું જ નામ તમે ધ્યાન ન આપ્યું કહેવાય કેમ ? તમારી આ હોંસને તમે રોમે રોમમાં – હાડે હાડમાં એવી તો ભરી રાખી છે કે તીરથ જાત્રા જવાનું હું કહું છું તો પણ તમારી એ હોંસ દાબી દબાતી નથી.'

માસીબા જરા ભોંઠાં પડી જઈ બોલ્યાં 'ના – ના એમ હું ક્યાં કહું છું. આ તો તારે કાને વાત નાંખી રાખી એટલું જ. ચાલ

ત્યારે પહેલાં જાત્રા કરી આવીએ; પછી જે થવાનું હશે તે થશે.'

આ વાત એટલેથી જ બંધ રહી. સાંજે વિશ્વેશ્વર પોતાનો નવો વાવેલો કેળનો બગીચો જોઈ પાછો ફરતો હતો તે વખતે એક છોકરી તેની સામે આવતી જણાઈ. એક નાનો માટીનો ઘડો કેડ ઉપર રાખી તે પાણી ભરી લઈ જતી હતી. બાલિકા તેને માર્ગ આપવા નાના રસ્તાની બાજુમાં કાંટાની વાડમાં ભરાઈને ચાલવા લાગી. વિશ્વેશ્વર અધીરાઈથી બોલી ઉઠ્યો 'એ બાજુ શા માટે ચાલે છે? અત્યારે ત્યાં સરપ સિદરું ભરાઈ રહ્યું હોય. અહીં રસ્તા ઉપર ચાલને.'

તે બાલિકા સહજ હસીને મૃદુ સ્વરે બોલી 'ત્યારે તમે કેમ ગારામાં ઉતરી ચાલવા માંડ્યા?'

તે સવાલનો કાંઈ જવાબ ન આપતાં વિશ્વેશ્વર 'રસ્તા ઉપર ચાલ' એમ કહી બાલિકાની બાજુમાંથી વટાઈને ચાલ્યો ગયો. બાલિકા ચુપચુપ ઉભી રહી. થોડે દૂર જઈ રસ્તાનો વાંક વળતાં વિશ્વેશ્વરે જોયું કે તે બાલિકા હજુ પણ તેજ જગ્યાએ ઉભી હતી. વિસ્મય પામી વિશ્વેશ્વર જરા વાર ઉભો રહી ગયો. તેણે જોયું કે બાલિકા તેને જ જોતી ઉભી હતી, તેની સામું જોતાં જ તેણીએ પોતાની આંખો નીચી ઢાળી દીધી. તેને એકાએક વિચાર આવ્યો કે કદાચ તે બાલિકાને તેનું જ કાંઈક કામ હશે. બીજી જ પળે તેને લાગ્યું કે તે છોકરીને તેણે અગાઉ ક્યાંક જોયેલી છે. કોણ અને કોની પુત્રી તે તેને યાદ આવ્યું નહીં પણ આને તેણે બે ત્રણ વાર જોઈ હતી એમ તેને ચોક્કસ લાગ્યું. કુતુહલપૂર્વક વિશ્વેશ્વર પાછો ફરી તે બાલિકા પાસે આવી ઉભો અને પૂછ્યું 'તું કોની દીકરી?'

'ભટ્ટાચાર્યજીની'

'ક્યા ભટ્ટાચાર્યજી? રામશંકર ભટ્ટાચાર્યની દીકરી તું?'

'હા'

વિશ્વેશ્વરે જોયું કે બાલિકા બીજું કાંઈ બોલતી નથી; તેથી તે વળી પાછો રસ્તે પડ્યો. પોતાની મરજીથી ચાહીને કોઇને કાંઈ પૂછવું એ તેના સ્વભાવ વિરૂધ્ધ હતું. કોઈ કાંઈ કહેવા માંગે છે છતાં સંકોચને લીધે તેનાથી કહી શકાતું નથી એવું સમજ્યા છતાં યે તેને બોલાવવાનો ઉપાય તે કરી શકતો નહીં. ઉલટું પોતે પણ સામો મુંઝાઈ જઈ-શરમાઈ જઈ-માથું નીચું કરી ઉભતો. છતાં રામશંકર ભટ્ટાચાર્ય સાથે તે દિવસે તે આટલી બધી વાત કરી શક્યો હતો તેનું કારણ એ હતું કે તેણે માસીબા પાસેથી તેમની સંકટમય સ્થિતિની વાત સાંભળી હતી. તેના તરૂણ કોમલ મનમાં હજુ તે વાત તાજી જ હતી. તેણે મનમાં વિચાર પણ કરી રાખ્યો હતો કે રામશંકર અથવા તેના પુત્રને કાંઇક કામધંધે લગાડી દેવામાં આવે તો તેમનું દુઃખ દૂર થઈ જાય. કોઈ પણ ગૃહસ્થનો દિકરો કોઈ દિવસ તેની પાસે ધનની કે બીજી મદદની આશા રાખે અથવા કોઈ પણ સંસારી ગૃહસ્થ તેની પાસેથી કાંઈ હક્ક તરીકે માંગે તે તો તે સ્વપ્ને પણ કોઈ દિવસ ધારતો નહોતો. એવો વિચાર મનમાં આવતાં પણ તેને દુઃખ થતું હતું. ભટ્ટાચાર્યને નોકરીએ લગાડી દીધા પછી તેણે કોઈ દિવસ તેમની ખબર પણ લીધી નહોતી. એ બાબતની ચિંતા તેને તે દિવસથી જ મટી ગઈ હતી.

વિશ્વેશ્વરને ચાલ્યો જતો જોઈ સતીએ વળી પાછું તેની સામે જોયું. હવે વિશ્વેશ્વર એકદમ તેણીની પાસે આવી બોલ્યો 'તને મેં ઘણીવાર દીઠી છે. તું નગરશેઠના ઘાટ ઉપર જ રોજ નહાવા આવે છે. ખરૂં ને?'

તે બાલિકા કાંઇક કહેવાને ઉત્સુક છતાં તેને શરમાતી જોઇને તેને વાતો કરાવી જરા હીંમત દેવા ખાતરજ તેણે સહેજ અટકળ કરીને આ વાત કરી હતી કારણ કે તે સીધી નગરશેઠ ઘાટના રસ્તા ઉપરથી જ ઘડો કાંખમાં ઉપાડી ચાલી આવતી હતી. પણ સતીએ મંદ મંદ હસતાં હસતાં આ વાતનો જવાબ આપ્યો.

'હા એજ ઘાટ કે જે ઘાટ ઉપર તમે કમલાને એક દિવસ પાણીમાંથી બહાર કાઢી ડુબી જતી બચાવી હતી.'

'કમલા? કઇ કમલા?'

સતી જરા વિસ્મિત અને દુઃખિત અવાજે બોલી 'તેને તમે ઓળખતા નથી? નગર શેઠના ઘરની છોકરી. જેને તમે એકવાર પાણીમાં ડુબી જતી બચાવી હતી.'

વિસ્મિત વિશ્વેશ્વરે જરા હસીને કહ્યું 'તે તો ઘણા વરસની વાત છે. તે તેનું શું છે?'

સતી અવશ્ય તે બાબત સંબંધી કાંઈ કહેવા તૈયાર નહોતી અને વારતાનાં પુસ્તકો વાંચવા આપવાની લાલચ દેખાડી કમલા આ બાબતમાં તેની પાસેથી કાંઈ સલાહ મેળવવા શક્તિમાન થઈ નહોતી. છતાં આજ વિશ્વેશ્વરને જોતાં તેને કમલાની વાત યાદ આવી ગઈ.

એક જાતનું કુતુહલ પણ તેને થતું હતું. તેણે સાંભળ્યું હતું કે કમલાએ પોતાની માને દાસી મારફત આ વાત જણાવતાં જમીનદાર – ગૃહિણીએ ઉપરથી નારાજી દર્શાવ્યા છતાં દાસી મારફત તે એકવાર 'ચોખો ચાંપી' વિશ્વેશ્વરનું મન પારખવા પ્રયત્ન કરવાની હતી, વિશ્વેશ્વરનાં સાચેસાચ કમલા સાથે લગ્ન થશે એમ સતી મનમાં ધારી બેઠેલી હતી. શા માટે ન થાય? આ સંબંધ કોઈ દિવસ કોઈ જતો કરે ખરૂં? વિશ્વેશ્વરને જોતાં જ તે પોતાની સખીનો ભાવી પતિ છે એવું મનમાં ભાન થતાં સતીના મનમાં તેના તરફ એક જાતનો આત્મીયતાનો ભાવ પણ ઉત્પન્ન થવા માંડયો હતો. તેની સરલ દૃષ્ટિ જોઇ વિશ્વેશ્વરે તેજ નદી ઘાટની વાત ઉપાડતાં તેને તે વાત આગળ વધારી મૂળવાત ઉપર આવવાની ઇચ્છા થતી હતી પણ શરમને લીધે તે તેમ કરી શકતી નહોતી.

વિશ્વેશ્વરને તેની માસીબાની વાત યાદ આવી. બહુ જ ઓછા પરિચયમાં આવેલી આ બાલિકાની આવી જાતનો ઘનિષ્ટતાનો ભાવ દેખાડતી બેચાર વાતોથી જ વિશ્વેશ્વર સમજી ગયો કે આ બાલિકા પણ આવી જાતની ખબરો રાખે છે ખરી. માસીબાની અચાનક ઉછળી આવેલી મનની હોંસનો મૂળ પાયો ત્યારે આ નગરશેઠની આ કમલા જ. આ બાલિકાની સખી, સતીના બાળક બુદ્ધિનાં સરલ આચરણથી વિશ્વેશ્વરનો સંકોચભાવ ઓછો થતો જતો હતો, મનમાંથી ઉછળી પડતાં હાસ્યને મહા મહેનતે રોકી સતી તરફ જોઇ તે બોલ્યો 'તેની ક્યાંક સગાઇ થવાની વાત ચાલે છે ને ?'

'હા,' જરા થોભી એક ઘુંટડો ગળી જઇ સતી બોલી 'તમારી સગાઇની પણ વાત ચાલે છે ને ?'

હવે વિશ્વેશ્વર હસી પડ્યો. માસીબાની ઇચ્છા આટલીવારમાં તો ગામમાં ચોતરફ ફેલાઇ ગયેલી જોઇ તે ખૂબ આનંદ અનુભવવા લાગ્યો. હસતાં હસતાં તે બોલ્યો 'હા, તે થાય છે ખરી, પણ તેથી શું ?'

સતી બની શકે તેટલું પોતાનું માથું નીચું નમાવી નમ્ર સ્વરે બોલી 'તમારી સાથે જ કમલાનાં લગ્ન થશે ને ?'

સતીની આ વાતથી વિશ્વેશ્વરના ચહેરા ઉપર વિસ્મય કરતાં હાસ્યની માત્રા જ વધારે જોવામાં આવી પણ સતીને શરમાઈ જતી જોઈ તે સમજ્યો કે તેની સામે આમ હસી પડવું વ્યાજબી નથી તેથી તે બોલ્યો 'કેમ તેનું સગપણ કોઈ બીજી જગ્યાએ થવાની વાત ચાલે છે કે શું ?'

સતી આ મશ્કરી ન સમજતાં સરલ ભાવથી બોલી 'હા, ચાંદપુરના જમીનદારને ત્યાં વાત ચાલે છે; પણ તે તો તે કબુલ કરશે નહીં.'

'કોણ કબુલ કરશે નહીં ?'

'કમલા'

'કમલા ? પરણશે નહીં ? ખરેખર ?'

'હા'

'કેમ ?'

બાલિકા હવે વધુ જવાબ આપી શકી નહીં. વિશ્વેશ્વર સમજી ગયો કે આ બાલિકાઓ આ બાબતમાં રમતાં ખેલતાં ગામમાં તેને જ વર તરીકે મનથી માની લઈ તે બાબત અનેક જાતની કલ્પનાઓ કરી અંદર અંદર સલાહ – મસલત પણ ચલાવી ચુકેલી જણાય છે, તેના હાસ્યનો વેગ ઉત્તરોત્તર વધતો જતો હોવા છતાં આ બાલિકાને શરમાવવી ઉચિત નથી એમ સમજી ગંભીર ચહેરે તે બોલ્યો 'તેની સાથે જ પરણી જવાનું તેને કહી દેજે. ગામમાં ખૂબ રંગરાગ ધામધુમ થાશે. અમને જાતજાતનાં પકવાનો – ફળો, મિષ્ઠાન્ન જમવાની મજા પડશે. એ લોકો બહુ જ મોટા માણસ – પૈસાદાર – છે.'

શરમાઈ જઈ આંખો નીચી ઢાળી સતી બોલી 'તમે પણ મોટા માણસ ક્યાં નથી ! તમે પણ ખૂબ ધામધુમ કરજોને !'

'ગાંડી થઈ છો. એમની સાથે અમારી સરખામણી થાય ?'

'ત્યારે તમે શું ના કહો છો ? શું કહો છો ?'

વિશ્વેશ્વર વળી હસી પડ્યો. મહા મહેનતે મોઢું પાછું ગંભીર કરી તે બોલ્યો 'હું એમ કહું છું કે જો હું વર થાઉં તો મિષ્ટાન્ન ભોજન ફળફળાદિક હું ખાઈ શકું નહીં. મારે તો ઉપવાસ કરી ભુખે જ મરવું પડે. ઘણા વખતથી નક્કી કરી રાખ્યું છે કે આ લગ્નમાં ખૂબ પેટ ભરીને ખાઇશ. તેથી વર બનવાનું હું કબુલ કરી શકતો નથી – સમજી ?'

સતીને દુ:ખ થયું. પણ વિશ્વેશ્વરની વાત સાંભળી તેને હસવું પણ આવ્યું તેણે કહ્યું 'તમે મશ્કરી કરો છો !'

'ના, ના, સાચું જ કહું છું, એ લોકોની આ વાત રાખી શકતો નથી તેથી મને બહુ જ દુઃખ થાય છે. પણ શું કરું કહે? ખાવાની આશા મારાથી કોઈપણ રીતે છોડી શકાતી નથી.'

હવે સતીએ ચાલવા માંડયું. વિશ્વેશ્વર બોલ્યો 'તારું નામ શું?'

'સતી'

'તારો મોટો ભાઈ ઘેરે આવ્યો કે નહીં? તારા બાપુ મને તે દિવસે કહેતા હતા —'

'હા,' કહી સતી થોડે દૂર ચાલી ગઈ. અચકાતાં અચકાતાં વિશ્વેશ્વરે પૂછયું 'તારા બાપુ તારાપુરને બંગલે રોજ જાય છે ને?'

ચાલતાં ચાલતાં જ સતીએ જવાબ આપ્યો 'જાય છે'

હજુ પણ કાંઈક વધુ પુછપરછ કરવાની વિશ્વેશ્વરની ઇચ્છા હતી, તેમને કાંઈ દુઃખ તો નથી, કાંઈ જોઈતું કરતું નથી ને – પણ આવી વાતની શરૂઆત થતાં જ સતીએ ચંચલ ભાવથી ચાલવા જ માંડયું અને તે પોતે પણ સંકોચ છોડી શકયો નહીં, પુછવાની પણ હિંમત થઈ નહીં. રામશંકર ભટ્ટાચાર્ય તે દિવસ પછી તેને કોઈ દિવસ મળ્યા નહોતા અને રખેને તેમને કાંઈ ઓછું આવી જાય એ વિચારે એક બે વાર તેમની પાસે જવાનો વિચાર કર્યા છતાં પણ તે જઈ શકયો નહોતો! આખરે એમના તરફથી કોઈપણ જાતના ખબર ન મળવાથી તેણે એમ સમજી મન વાળ્યું હતું કે તેમને કાંઈ મુંઝવણ નહીં હોય. તે દિવસે આ અનાહારી કુટુંબ ઉપર આવી પડેલી આફતથી ઉગરવાનો જે માર્ગ તે દેખાડી શકયો હતો તે યાદ આવતાં તેણે આકાશ તરફ જોઈ ભગવાનને ઉદ્દેશીને પ્રણામ કર્યા.



## ૪

રામશંકર ભટ્ટાચાર્ય એવી ધારણા બાંધી બેઠેલા હતા કે દર મહીને દશ રૂપીયાનો પગાર કમાઈ લાવતાં હવે તેઓ સ્ત્રી – પુત્ર કન્યાઓ તરફની બધી ફરજોમાંથી મુક્ત થયા છે, તેમના વિષે વધુ કાંઈ વિચાર કરવા જેવું કે કાર્ય કરવા જેવું કાંઇ જ નથી. તેથી જ તેઓ નિશ્ચિંત મનથી વખતસર સ્નાનપુજા - આહારથી પરવારી બે ત્રણ ચલમ તમાકુના ધુમાડા કાઢી જરા ઉંઘી જતા, પછી ઉઠી કાળજીપૂર્વક રાખેલાં પાણીથી હાથ મોં ધોઈ, કપડાં–પછેડી જરા ઝાટકી સાફ કરી પહેરી, નોકરી પર જવા બહાર નિકળતા; રાતે આઠ નવ વાગે ઘેર આવી ફરીથી તેમના વાસ્તે કાળજીપૂર્વક ઢાંકી રાખેલ સ્હેજ ગરમ આહારને ઇન્સાફ આપી ક્ષુધા – નિવૃત્તિ કરી નિરાંતે સુઈ જતા.

પુત્ર હરિશંકરે ઘણા દિવસથી પાઠશાળામાં જવું છોડી દીધું હતું. ચાંદપુરના જમીનદાર–પુત્રોની સોબતમાં તે વધુ વખત

રહેવા લાગ્યો હતો કારણ કે આ શેઠીઆઓનાં શોખના થીયેટરમાં તે અત્યંત ગૌરવમય વસ્તુ બની ગયો હતો. નારી–ચરિત્રનો પાઠ ભજવવામાં તે બિનહરીફ પુરવાર થયો હતો અને એ વેશ એને બહુ જ સારો શોભતો પણ હતો. તેથી આ લક્ષ્મીપુત્રો તેને છોડતા નહોતા. મહીનામાં જે બે ત્રણ દિવસ તે ઘેર આવતો તે બે ત્રણ દિવસો માતા, ભાઈ, બ્હેનને સંતાપી રોવડાવી પોતે પણ ક્રોધે ભરાઈ–કંટાળી ચાલ્યો જતો. આ કદર્ય ઘરનાં કદર્ય આહાર કદર્ય શય્યા તેને હવે બિલકુલ દીઠાં ગમતાં નહોતાં. ભટ્ટાચાર્યને આ બાબત કાંઈ ખાસ ચિંતા કે વ્યાધિ કરવાં કારણ નહોતું. મોટા માણસોની નજરમાં આવતાં આખરે કાંઈ નહીં તો એને પોતાને કોઈ સારી નોકરી ચાકરી તો મળી જશે એમ સમજી અને પુત્રનો રૂઆબ, ધોતી, શર્ટ, છડી સીગરેટનો બહાર જોઈ પરમ આનંદથી તેઓ તમાકુ ખેંચ્યે રાખતા હતા. ફક્ત જાહ્નવીદેવી છાનાં છાનાં આંસું લુછતાં. માની આંખમાં આંસું જોતાં બે પુત્રીઓ પણ રડી પડતી.

ફક્ત આ ત્રણ પ્રાણિઓને જ ક્યાંય વિશ્રામ નહોતો. ઘરના કામકાજથી પરવારી નવરાસના વખતમાં જાહ્નવી રૂ પીંજવું, સુતર કાતવું, જનોઇઓ બનાવવી, શણની દોરી વણાવી, વગેરે ઘણાં કામો કરતી. બે કન્યાઓ પણ મુંગે મોઢે માતાના આ કામમાં મદદ કરતી. જાહ્નવી ભરત ગુંથણ સીવણ વગેરે સોયનું કામ સારૂં જાણતી હતી. પણ તેમાં પૈસાની તેટલી આવક થતી નહીં તેથી જ આવાં અલ્પ વ્યયસાધ્ય કામદ્વારા બે પૈસા ઉપાર્જન કરી ઘરમાં જોઇતી આવશ્યક વસ્તુઓ લાવવાનાં ખરચમાં કાંઇક પુરતી કરી તે સંસાર શકટ જેમ તેમ ગબડાવ્યે જતી હતી. દશ રૂપીયાથી ઘરનો ખરચ ચાલતો નહોતો. તે ઉપરાંત ભવિષ્યની ચિંતા. ટાણે કટાણે પણ પૈસાની જરૂર તો પડે જ. તેથી કાંઇક સંચય કરવાની પણ જરૂર તો હોય જ. પતિની તો આ રૂગ્ણ સ્થિતિ. તે તો દમના રોગી, કન્યા બે મોટી થઈ હતી. રૂપ હોય તેથી શું? રૂપ અને ગુણ જેનાથી ઢંકાઈ

જાય તે વસ્તુનો ઘરમાં અભાવ હતો. કોણ એમને પરણે અને કોણ એમની સગાઈ કરવાનો યે પ્રયત્ન કરે! જાહ્નવી મનમાંને મનમાં દીર્ઘ નિઃશ્વાસ નાંખી ભગવાનનું સ્મરણ કરતી.

સ્તબ્ધ બપોર. વાંસણ માંજવાં, છો ચોકડી ધોવાં વગેરે બધાં કામ પુરા થયાં હતાં. બિલાડી આરામથી તુલસી ક્યારા ને છાંયે સુઈ ગઈ હતી. કુતરો વરંડા પાસે છાયામાં પડયો પડયો ઘોરતો હતો. ફળીયામાં વાવેલાં દુધી પતકોળાનાં પાંદડાં તાપમાં કરમાઈ જઈ બળી જતાં હતાં. વાળી ઝાડીને આરસી જેવાં સાફ રાખેલાં ફળીયાનાં એક ખુણામાં કેળનું ઝાડ તાપની અવગણના કરી અભિમાનથી માથું ઉંચું રાખી પોતાની શ્યામ કાંતિથી જોનારની આંખોને ઠંડક આપતું હતું. આંબાના ઝાડમાં નાની નાની કેરીઓ ટકટક ઝુલી રહી હતી. ઝાડનાં પાંદડાઓની વચ્ચે બેસી પાકેલી કેરીઓનો આસ્વાદ લઈ તુષ્ટ બનેલી કોયલ વચ્ચે વચ્ચે ટહુકાર કરતી હતી કુ – ઉ – ઉ – કુઉ – ઉ – ઉ. જાહ્નવી થોડુંક શણ લઈ તેને પાણીમાં ભીંજવવા લાગી, સાવિત્રી શણને પાછું ભેળું કરી નીચોવવા લાગી, સતીએ એકવાર મા તરફ જોઈ અચકાતાં અચકાતાં કહ્યું. 'મા કમલા સાસરેથી આવી છે – એકવાર જઈ આવું ?'

'જા. પણ તડાકો બહુ પડે છે દિકરી. જરા મોડેથી જા તો ન ચાલે ?'

'ભલે તડાકો હોય. દિ' નમતાં વળી રસ્તે માણસોની અવર જવર થાય. સાવિત્રી, ચાલ આવે છે ?'

સાવિત્રીએ ડોકું ધુણાવી જણાવ્યું—'ના'—

'ત્યારે હું કોના ભેગી જાઉં મા ? એકલી જાઉં ?'

માએ કહ્યું 'સાવિત્રી જાને દિકરી. સતી એકલી કેમ જાય ?'

તાપથી લાલ થયેલું મોં ઉંચું કરી કપાળ પર ઉતરી આવેલી

કાળા વાળની લટ પાછળ સેરવી દેતી વિનંતિ સૂચક આંખોથી જોતી સાવિત્રી બોલી ‘ તમે કાલીને તેડીને જાઓને બ્હેન ‘ હું આજ માની સાથે દોરડું વણી જોઇશ જોઉં મારાથી થાય છે કે નહીં. તેથી હું આજ નહીં આવું.’

ભાઇ કાલીપદને બગાવી ફોસલાવી લાલચ આપી અને તેના માથા ઉપર એક ભીનો ટુવાલ વીંટી પોતાની કેડે બેસાડી સતી ઘરમાંથી બહાર નીકળી. માએ તેને મોટે સાદે બોલાવી કહ્યું ‘ એક અંગુછો માથે રાખ્યો નહીં સતી ? – તડાકો લાગશે.’ તેના કહેવા પર ધ્યાન ન આપતાં સતી ચાલી ગઈ.

મોટાઓનાં ઘર. અંદર દાખલ થતાં જ જાણે પગ કંપી ઉઠે. આજથી લગભગ બે વર્ષ ઉપર કમલા સાસરે ગયેલી તે પાછી માવતરે આવી નહોતી. તે દિવસ કરતાં તે હવે ઉંમરે મોટી થઇ હતી. શરમાળપણું પણ વધ્યું હતું. ધનગર્વિતાઓ કોઇ સ્હેજમાં કાંઇ બોલે નહીં છતાં ધારી ધારીને સામું પણ જોયાં કરે સતીએ મનમાં વિચાર કર્યો કે બીજી વખત અહીં આવવું નહીં. પણ કમલા દોડી આવી જ્યારે તેને ગળે બાઝી પડી ત્યારે સતીનો સમસ્ત વૈરાગ ઉડી ગયો. બે વર્ષમાં કમલા વધુ સુંદર બની હતી, શરીર પણ પુષ્ટ બન્યું હતું. વસ્ત્ર, આભરણ અને સૌભાગ્યનાં તેજથી આખું શરીર જાણે ઝગમગાટ કરી રહ્યું હતું, સતી કાંઇ બોલી નહીં માત્ર મુગ્ધ દૃષ્ટિએ તે કમલા સામું જોઇ રહી, કમલા પણ પ્રથમ તો કાંઇ બોલી શકી નહીં, આ જાણે બે વર્ષ પહેલાંની સતી જ નહીં. દરિદ્રતાની વચ્ચે રહેલ છતાં તે ગર્વિત–સુંદર મુખડું કોઇએ જાણે ભાંગીને ભુકો કરી નવું ઘડયું હતું. કાંઠે તે જરા લાંબી થઇ હતી પણ શરીરે જરા કૃશ દેખાતી હતી. તેલ નાંખ્યા વગરના માથાના રૂક્ષ વાળ જાણે તેના ક્ષીણ સુકુમાર દેહને છાયા કરતા હોય તેમ તેના માથા પર પથરાઈ રહ્યા હતા, અધર ઉપર શાંત હાસ્ય, પણ ઉજ્જ્વલ

મોટી બે આંખો વિષાદમય. કમલા તેને ગળે વળગી બોલી 'આટલી કઠણ થઈ છો તું બ્હેન ? આજ ત્રણ ત્રણ દિવસથી આવી છું ને ફક્ત આઠ દિવસની તો રજા મળી છે. મને જો બહાર જવાની રજા હોત તો હું તારી પાસે દોડીને આવત, પણ શાબાશ છે તારા જીવને યે બ્હેન.' સતી જરા હસી.

વળી કમલા બોલી 'આટલી બધી સુકાઈ કેમ ગઈ બ્હેન ?'

'સુકાઈ ગઈ ? ના – રે – ના, આજ કેટલા બધા દી' પછી આપણે મળ્યાં ?'

'લગભગ બે વર્ષ થવા આવ્યાં. બ્હેન હું એવી જગ્યાએ જઇને પડી છું કે એક દિવસ પણ ક્યાંય જવાની વાત પણ ન થાય. આ અહીં આઠ દિવસની રજા પણ કેટલી વિનંતી – કાકલુદી કરી ત્યારે મળી છે.' કહી કમલા જરા હોઠમાં હસી. તેને સ્મિત કરતી જોઈ સતીએ પણ જરા સ્મિત કર્યું. તે બોલી 'કોની વિનંતિ કાકલુદી કરવી પડી અહીં આવવા સારૂં ? ઘરના માણસોની ?'

'કોની વળી ? સાસુ સસરો કાંઈ એમના દિકરાની વાત ઠેલી શકે ? મારી જેઠાણી ને વચ્ચે વચ્ચે પીયર જવાની રજા મળે છે ખરી, પણ મારા નશીબમાં એ લખ્યું નથી બ્હેન. મારી જેઠાણીને હું આ વાત કહું ત્યારે તે મારી કેટલીયે મશ્કરી કરે, અને કહે 'વહુ તું નવી છો ને, જરા ધીરી ખમ થોડા દિવસ, પછી એવું કાંઈ નહીં રહે, અમે પણ નવાં હતાં ત્યારે એમ જ હતું !' આ તે કેવા માણસ બ્હેન ? બાપને ઘેર પણ આવવા દીએ નહીં !'

બન્ને વાતો કરવા લાગી. કમલાનાં સુખ સૌભાગ્યનું વર્ણન સાંભળી સતી ખરેખર રાજી થઈ. બે વર્ષ પહેલાંનો બનાવ તેને આ પહેલાં કોઈ કોઈ વખત યાદ આવતો. કોણ જાણે કમલા સુખી હશે કે દુઃખી. વિચાર કરતાં તે આકુળ વ્યાકુળ થઈ જતી. લગ્ન વખતે કમલાનું નિસ્તેજ મુખ અને વિરક્તિભર્યો આંખોનો ભાવ

જોઇ સતીને બહુ જ દુઃખ થયું હતું. વિશ્વેશ્વર તરફ પણ તેને મનમાં ગુસ્સો આવ્યો હતો.

આટલે દિવસે તેની તે આશંકા નાશ પામી. પણ એક જાતનું ભારે કુતુહલ તેના મનમાં ઉછાળા મારવા લાગ્યું. કાંઇક એકાદી વાત પુછવાનું મન થતું હતું પણ અનુચિત સમજી તેણે તે ઇચ્છાને રોકી. ઘણીવાર સુધી વાતચિત કર્યા પછી કમલા બોલી 'હું મારીજ વાત ફકત તને કહ્યે જાઉં છું – તું તારા સુખદુઃખની વાત તો કાંઇ કહે.'

'મારે શું કહેવાનું હોય ?'

'સગપણ, લગ્નની વાત. હજુ કેટલા દિવસ આમ લડથી રહીશ – લગ્ન કરવાં નથી ?'

સતી જરા હસી.

'હસીને વાત ઉડાડી દેમાં – કહે તારા વિ'વાની વાત કાંઇ થાય છે કે નહીં ?'

'તેની મને શું ખબર પડે ?'

'નાની કીકલી ખરીને ! તારી સાથે જન્મેલાં ઝાડ અને પથ્થરો પણ હવે તો કયાંય જણાતા નથી (એટલે કે તારી ઉમ્મર એટલી મોટી થઇ છે.)

'તે શું ઉપાય. વિ'વા કાંઇ એમને એમ થઇ જાય શું કમલા? મા-બાપ પાગલ થઇ જશે, ઘરબાર બધાં વેચાઇ જશે, બધાં શેરીમાં ઝાડ નીચે આવી ઉભાં રહેશે ત્યારે તો વિ'વા થશે !'

'આહ તું શું ઢંગધડાવગરનું બોલે છે ! તું આવી રૂડી રૂપાળી તને તો ગમે તે માણસ આનંદથી લેવા તૈયાર થઇ જાય !'

'તું લઇશ ? બોલ લેતી હોય તો' કહી સતી હસી. પણ એ હાસ્ય જોઇ કમલાની આંખોમાં આંસુ આવી ગયાં. ધીમે સાદે તે બોલી 'એમ છે કાં બ્હેન, ત્યારે કેમ થશે ?'

મોટી બે આંખો વિષાદમય. કમલા તેને ગળે વળગી બોલી 'આટલી કઠણ થઈ છો તું બ્હેન? આજ ત્રણ ત્રણ દિવસથી આવી છું ને ફક્ત આઠ દિવસની તો રજા મળી છે. મને જો બહાર જવાની રજા હોત તો હું તારી પાસે દોડીને આવત, પણ શાબાશ છે તારા જીવને યે બ્હેન.' સતી જરા હસી.

વળી કમલા બોલી 'આટલી બધી સુકાઈ કેમ ગઈ બ્હેન?'

'સુકાઈ ગઈ? ના – રે – ના, આજ કેટલા બધા દી' પછી આપણે મળ્યાં?'

'લગભગ બે વર્ષ થવા આવ્યાં. બ્હેન હું એવી જગ્યાએ જઇને પડી છું કે એક દિવસ પણ ક્યાંય જવાની વાત પણ ન થાય. આ અહીં આઠ દિવસની રજા પણ કેટલી વિનંતી – કાકલુદી કરી ત્યારે મળી છે.' કહી કમલા જરા હોઠમાં હસી. તેને સ્મિત કરતી જોઈ સતીએ પણ જરા સ્મિત કર્યું. તે બોલી 'કોની વિનંતિ કાકલુદી કરવી પડી અહીં આવવા સારૂં? ઘરના માણસોની?'

'કોની વળી? સાસુ સસરો કાંઈ એમના દિકરાની વાત ઠેલી શકે? મારી જેઠાણી ને વચ્ચે વચ્ચે પીયર જવાની રજા મળે છે ખરી, પણ મારા નશીબમાં એ લખ્યું નથી બ્હેન. મારી જેઠાણીને હું આ વાત કહું ત્યારે તે મારી કેટલીયે મશ્કરી કરે, અને કહે 'વહુ તું નવી છો ને, જરા ધીરી ખમ થોડા દિવસ, પછી એવું કાંઈ નહીં રહે, અમે પણ નવાં હતાં ત્યારે એમ જ હતું!' આ તે કેવા માણસ બ્હેન? બાપને ઘેર પણ આવવા દીએ નહીં!'

બન્ને વાતો કરવા લાગી. કમલાનાં સુખ સૌભાગ્યનું વર્ણન સાંભળી સતી ખરેખર રાજી થઈ. બે વર્ષ પહેલાંનો બનાવ તેને આ પહેલાં કોઈ કોઈ વખત યાદ આવતો. કોણ જાણે કમલા સુખી હશે કે દુ:ખી. વિચાર કરતાં તે આકુળ વ્યાકુળ થઈ જતી. લગ્ન વખતે કમલાનું નિસ્તેજ મુખ અને વિરક્તિભર્યો આંખોનો ભાવ

મોટી બે આંખો વિષાદમય. કમલા તેને ગળે વળગી બોલી 'આટલી કઠણ થઈ છો તું બ્હેન ? આજ ત્રણ ત્રણ દિવસથી આવી છું ને ફક્ત આઠ દિવસની તો રજા મળી છે. મને જો બહાર જવાની રજા હોત તો હું તારી પાસે દોડીને આવત, પણ શાબાશ છે તારા જીવને યે બ્હેન.' સતી જરા હસી.

વળી કમલા બોલી 'આટલી બધી સુકાઈ કેમ ગઈ બ્હેન ?'

'સુકાઈ ગઈ ? ના – રે – ના, આજ કેટલા બધા દી' પછી આપણે મળ્યાં ?'

'લગભગ બે વર્ષ થવા આવ્યાં. બ્હેન હું એવી જગ્યાએ જઇને પડી છું કે એક દિવસ પણ ક્યાંય જવાની વાત પણ ન થાય. આ અહીં આઠ દિવસની રજા પણ કેટલી વિનંતી – કાકલુદી કરી ત્યારે મળી છે.' કહી કમલા જરા હોઠમાં હસી. તેને સ્મિત કરતી જોઈ સતીએ પણ જરા સ્મિત કર્યું. તે બોલી 'કોની વિનંતિ કાકલુદી કરવી પડી અહીં આવવા સારૂં ? ઘરના માણસોની ?'

'કોની વળી ? સાસુ સસરો કાંઈ એમના દિકરાની વાત ઠેલી શકે ? મારી જેઠાણી ને વચ્ચે વચ્ચે પીયર જવાની રજા મળે છે ખરી, પણ મારા નશીબમાં એ લખ્યું નથી બ્હેન. મારી જેઠાણીને હું આ વાત કહું ત્યારે તે મારી કેટલીયે મશ્કરી કરે, અને કહે 'વહુ તું નવી છો ને, જરા ધીરી ખમ થોડા દિવસ, પછી એવું કાંઈ નહીં રહે, અમે પણ નવાં હતાં ત્યારે એમ જ હતું !' આ તે કેવા માણસ બ્હેન ? બાપને ઘેર પણ આવવા દીએ નહીં !'

બન્ને વાતો કરવા લાગી. કમલાનાં સુખ સૌભાગ્યનું વર્ણન સાંભળી સતી ખરેખર રાજી થઈ. બે વર્ષ પહેલાંનો બનાવ તેને આ પહેલાં કોઈ કોઈ વખત યાદ આવતો. કોણ જાણે કમલા સુખી હશે કે દુઃખી. વિચાર કરતાં તે આકુળ વ્યાકુળ થઈ જતી. લગ્ન વખતે કમલાનું નિસ્તેજ મુખ અને વિરક્તિભર્યો આંખોનો ભાવ

જોઇ સતીને બહુ જ દુઃખ થયું હતું. વિશ્વેશ્વર તરફ પણ તેને મનમાં ગુસ્સો આવ્યો હતો.

આટલે દિવસે તેની તે આશંકા નાશ પામી. પણ એક જાતનું ભારે કુતુહલ તેના મનમાં ઉછાળા મારવા લાગ્યું. કાંઇક એકાદી વાત પુછવાનું મન થતું હતું પણ અનુચિત સમજી તેણે તે ઇચ્છાને રોકી. ઘણીવાર સુધી વાતચિત કર્યા પછી કમલા બોલી 'હું મારીજ વાત ફક્ત તને કહ્યે જાઉં છું – તું તારા સુખદુઃખની વાત તો કાંઇ કહે.'

'મારે શું કહેવાનું હોય?'

'સગપણ, લગ્નની વાત. હજુ કેટલા દિવસ આમ લડધી રહીશ – લગ્ન કરવાં નથી?'

સતી જરા હસી.

'હસીને વાત ઉડાડી દેમાં – કહે તારા વિ'વાની વાત કાંઇ થાય છે કે નહીં?'

'તેની મને શું ખબર પડે?'

'નાની કીકલી ખરીને! તારી સાથે જન્મેલાં ઝાડ અને પથ્થરો પણ હવે તો ક્યાંય જણાતા નથી (એટલે કે તારી ઉમ્મર એટલી મોટી થઇ છે.)

'તે શું ઉપાય. વિ'વા કાંઇ એમને એમ થઇ જાય શું કમલા? મા–બાપ પાગલ થઇ જશે, ઘરબાર બધાં વેચાઇ જશે, બધાં શેરીમાં ઝાડ નીચે આવી ઉભાં રહેશે ત્યારે તો વિ'વા થશે!'

'આહ તું શું ઢંગધડાવગરનું બોલે છે! તું આવી રૂડી રૂપાળી તને તો ગમે તે માણસ આનંદથી લેવા તૈયાર થઇ જાય!'

'તું લઇશ? બોલ લેતી હોય તો' કહી સતી હસી. પણ એ હાસ્ય જોઇ કમલાની આંખોમાં આંસુ આવી ગયાં. ધીમે સાદે તે બોલી 'એમ છે કાં બ્હેન, ત્યારે કેમ થશે?'

'શું થાય વળી? આમ જ રહીશ અને મા-બાપનાં લોહીનું પાણી કરીશ. જેમ છું તેમ જ રહેવામાં મને કાંઇ બહુ અઘરું લાગે છે એમ માનીશ માં. મને માત્ર એક જ ચિંતા રાતદિવસ બાળી રહી છે કે આટલાં દુ:ખોમાં વળી હું ક્યાં મા-બાપને ગળે ફાંસો થઇ પડી!'

'કેમ ઉઠી?'

'હવે બેસીશ નહીં. દિવસ નમતાં રસ્તામાં માણસોની અવર જવર થાય, હવે જઇશ બ્હેન.'

'કાલ આવીશને?'

'કાલ કદાચ નહીં બને. તું છો ત્યાં સુધીમાં વળી એક દિવસ આવી જઇશ.'

'એક દિવસ આવી જઇશ! તું આવી થઇ ગઇ છો સતી? હું મીનીટે મીનીટે ક્યારે તું મને મળીશ એમ ઝંખ્યા કરું છું ત્યારે તું ટાઢે કોઠે કહે છે કે એક દિવસ આવીશ! ઠીક-બ્હેન, ઠીક જેવી તારી મરજી બીજું શું.'

હસીને, ભાઇને કેડ પર બેસાડી સતી ઘેર ગઇ. જઇને જોયું તો ત્યાં ધમાલ મચી રહી હતી 'આવડી મોટી ચૌદ વરસની લડધી દીકરીને નગરશેઠને ઘેર જવાની રજા દેતાં તમને શરમ ન થઇ કાંઇ?' કહી મોટાં કાકીએ લજ્જાથી, તિરસ્કારથી, ગળાંનો અવાજ ત્રીજા સપ્તકના સપ્તમ સ્વરમાં ચડાવી દીધો હતો. 'આજ મારા દેર ઘેર આવે પછી વાત. આનો કાંઇક ઉપાય કર્યા પછી જ હું પાણી પીશ.'

રાતે આઠ વાગ્યા પછી રામશંકર ઘેર આવ્યા. સાવિત્રીએ આવી તેમને હાથ પગ ધોવાનું પાણી આપ્યું, હાથ મોં લુંછવા ટુવાલ આપ્યો અને પછી એક પંખો લઇ તેમને વાયુ ઢોળવા લાગી. જાહ્નવીએ થાળીમાં જમવાનું પીરસ્યું, રામશંકર ભોજન કરવા બેઠા.

સતી આટલી વાર થયા કાલીપદને ઉંઘાડવાનો પ્રયત્ન કરતી હતી, હવે તે અકળાઇ જઇ તેને પથારી ઉપર પડતો મુકી પિતાની પાસે આવી બેઠી. કાલીપદ ધાંટો પાડી રડવા લાગ્યો. સતીએ સાવિત્રીને કહ્યું 'તું જા હું બાપુને પંખો કરું છું.' સાવિત્રી ભાઇને કેડે બેસાડી ચાંદો દેખાડી બાહુપાશમાં તેને આમ તેમ ડોલાવતી ડોલાવતી હાલરડાંની આવૃત્તિઓ કરવા લાગી. બાલક પણ મોટી બ્હેનને સાથ પુરાવતો હોય તેમ વચ્ચે વચ્ચે – આ – આ – હાં – હાં – કરતો ઝોલાં ખાવા લાગ્યો.

જાહ્નવી બારણાં પાસે ઉભી ઉભી પતિને જમતા જોઈ રહી હતી. એકાએક દીપકના ઉજ્વળ પ્રકાશમાં તેની નજર સતીના મોં ઉપર પડી. બહારનાં પ્રસ્ફુટ ચંદ્રતેજમાં દરિદ્ર (ગરીબ)ના જીર્ણ આંગણામાં ઉગેલા આ અર્ધસ્ફુટ કુસુમ – કલિકા તરફ તેણે નીરખીને જોયું. અજાણતાં તેનાથી એક નિસાસો નંખાઈ જવાયો. નિસાસાનો અવાજ સતીને કાને પડતાં તેણે એકવાર મા સામું જોયું.

મોટાં કાકી આટલી વાર નસકોરાં બોલાવતાં ઉંઘતાં હતાં. યથા સમયે એમની કાગા નિદ્રાનો ભંગ થયો. ગંભીર ગુરૂ પદક્ષેપે તેઓ રાંધણી તરફ ચાલ્યાં. બધાં મનમાં ને મનમાં ગભરાઈ ઉઠયાં. કાકી ધીમે ધીમે રાંધણીમાં આગળ વધ્યાં અને એક પાટલો બિછાવી રામશંકરની સામે બેઠાં. રામશંકરે જમતાં જમતાં મોં ઉંચું કરી એકવાર તેમની તરફ જોયું અને કાંઇપણ ન બોલતાં ફરીથી જમવા માંડયું. હવે મોટા કાકીની ધીરજ રહેવી મુશ્કેલ થઈ પડી કાંસીયાંના સુર જેવો અવાજ કાઢી ઝણકાર કરી બોલી ઉઠ્યાં —

'હું એમ કહું છું કે આમ ઓગાળ્યે તો જાઓ છો! પણ આ તરફ અહીં ચૌદ વરસ અને બાર વરસની બે દિકરીઓ ગળામાં ફાંસીની માફક આડી આવે છે તેની કાંઈ ખબર પડતી નથી? શુધ બુધ કાંઈ છે કે નહીં! આંખો છે કે ગુમાવી બેઠા છો?'

રામશંકર જરા ચીડાઇને બોલ્યા 'તે શું કરીએ? રૂપીયા ન હોય ત્યાં હું છોકરીઓને ક્યાંથી પરણાવી સાસરે વળાવી શકું?'

'તો બાપ થવાનું તમને કોણે કહ્યું હતું? બે છોકરીઓ મન મારેલી થઈ બહાર ફરતી ફરે. બીચારી દીકરીઓનાં મોઢા સામુંયે કોઈ જોવા વાળું છે? આ તમે મા–બાપ કે કસાઈ બાપુ! મનમાં કોઈ દિ' વિચાર પણ આવતો નથી! નિરાંતે કોળીયા મોઢામાં મુકયે જ જાઓ છો, તમને ગળે કેમ ઉતરે છે?'

જાહ્નવી ધીમે સાદે બોલી 'જેઠાણી હમણાં એ બધી વાતો શું કામ ઉપાડો છો? એ બધું તો જે છે તે છેજ. હમણાં જરા—' કાકીમાનો કંઠસ્વર હવે ગગનભેદી બન્યો – 'આટલા સારૂ તો આ તમારા સંસારમાં એક ઘડીયે રહેવાની મરજી વધતી નથી. પડોને ખાડમાં ઉંડી. મારે શું કામ પેટ બળતરા કરવી જોઇએ! મા બાપ જ્યારે આમ નફ્ફરાં છે તો પાછી હું વચમાં કાં 'વરની ફુઈ' થઈ દોડી મરૂં! મારે શું પંચાંત! હું તો કાંઈ નાત બહાર નહી થાઉં, મારે મોઢે તો કાંઈ ચુનો – મસ ચોપડાશે નહીં – અને મારા દુશ્મનો પણ કાંઈ હસવાના નથી!'

રામશંકર જમવાનું છોડી ઉઠવા ગયા. સતીએ બન્ને હાથવડે પિતાના પગ પકડી રાખ્યા 'બાપુ ઉઠોમાં જમી લીઓ બાપુ.'

રામશંકરે ગુસ્સાથી પગ છોડાવી લઈ કહ્યું 'કાંતો તમે બેઉ મરો ને કાંતો હું —' બોલતાં બોલતાં તેમને હાંફ ચઢી આવી. ખાંસી ખાતા ખાતા તે જમીન ઉપર લગભગ સુઇ જ ગયા.

જાહ્નવી હાંફળી ફાંફળી દોડી આવી. પતિને પકડી રાખી તેની પીઠ ઉપર અને છાતી ઉપર હાથ ફેરવવા લાગી, સાવિત્રી દોડી આવી પિતાને વાયુ ઢોળવા લાગી સતી કાષ્ટની જેમ જડવત બેસી રહી.

પ્રકૃતિસ્થ થઈ સ્ત્રીની ફાકલુદી ભરેલી ઘણી સમજાવટ પછી રામશંકરે અધુરૂં ભોજન પુરૂં કર્યું. જાહ્નવી પતિને પાન-સોપારી-તમાકુ દેવા ગઈ, સતી ધીમે ધીમે રાંધણીમાંથી બહાર નિકળી અને પોતાની પથારી ઉપર જઈ પડી. પતિને સ્વસ્થ કરી જાહ્નવી રાંધણીમાં આવી. ત્યાં જોયું તો થાળી પાસે બેઠી બેઠી ઝોલા ખાતી સાવિત્રી પંખાવડે બિલાડીને હાંકતી હતી. જાહ્નવીએ પૂછ્યું 'સતી ક્યાં ગઈ?' 'મોટી બ્હેન સુવા ગઈ, તું ભાત કાઢ હું બોલાવી લાવું'. સાવિત્રીએ જઈને હાક મારી 'મ્હોટાં બ્હેન ચાલો જમવા.' મ્હોટી બ્હેને કાંઈ જવાબ આપ્યો નહીં.

'મ્હોટાં બ્હેન જમવા ચાલો બા બેસી રહ્યાં છે. ચાલો ઉઠો' મ્હોટી બ્હેન ઉઠી નહીં.

'ઉઠો મ્હોટાં બ્હેન, તમને પગે લાગું. બાપુના કહેવા ઉપર કાંઈ આમ રીસ કરાય? – તેમને આવું બોલતાં કેટલું દુઃખ થતું હશે તે તો તમે મારા કરતાં વધુ સમજો છો, ઉઠો મ્હોટાં બ્હેન.'

મોં ઉપરતું વસ્ત્ર આઘું સેરવી ગળગળે સાદે સતી બોલી 'તું જા. મારે આજ જમવું નથી; ભુખ લાગી નથી તમે બધાં જમી લ્યો જાવ.'

'ત્યારે હું આજ તમારા પગ ઉપર માથું પછાડી મરીશ. ઉઠો મ્હોટાં બ્હેન ચાલો'

'સાવિત્રી, ડાહી બ્હેન મારી. મારૂં કહ્યું માન. તું જઈને જમી લે જા. મારી તબીયત આજે બરાબર નથી.'

'એ હું કાંઈ સાંભળવાની નથી, જે ભાવે તે બે કોળીયા તમારે ખાવાજ પડશે.'

જાહ્નવીએ આવી સતીનો હાથ ઝાલી તેને ખેંચીને બેઠી કરી, અને કહ્યું 'તમે બે બ્હેનો પણ જો આમ નાદાન થશો તો મારૂં મોત જ આવ્યું સમજવું. ચાલ, જમવા ચાલ જોઈએ.'

બધાંએ જઈ મુંગે મોઢે જમી લીધું.

સવારે રામશંકરે થોડીક ચલમ તમાકુ ગડગડાવી વિચાર કરીને કહ્યું 'જો, મુરતીયો જોવાનું તો આજથી જ શરૂ કરી દઉં છું પણ આપણી મુડીમાં તો ફક્ત આ ઘર સિવાય બીજું કાંઈ નથી. ગમે તેવા મુરતીયાના હાથમાં દીકરીને સોંપશું તો પણ કાંઈ નહીં તો ચારસો પાંચસો રૂપીયા તો જરૂર જોશે. ઘર વેચવું પડે કે ગીરો મુકવું પડે તેમ છે તે સિવાય બીજો કોઈ ઉપાય નથી. નગરશેઠ ઘર ગીરો રાખી પૈસા ધીરે એમ હોય તો તેને જઈ પુછું – મહેનત કરૂં.'

જાહ્નવીએ કહ્યું 'પહેલાં મુરતીયો તો ગોતો. પછી રૂપીયા પૈસાની વાત.'

રામશંકરે કહ્યું 'તું એમ કહે છે પણ હું તો જાણું છું ને, પહેલાં રૂપીયા પૈસા ગોતવા નિકળવું સારૂં છે. જેટલો ગોળ નાખશું તેટલું ગળ્યું થશે! જેટલા રૂપીયા મેળવી શકશું તેટલા પ્રમાણમાં તેટલો સારો મુરતીયો મળશે. આ છોકરીને પાપે આ બાપદાદાનાં ખોરડાં પણ આ વખતે જાશે.'

જાહ્નવી એકવાર ઘરમાં આવી જોઈ ગઈ. સતી સુઈ ગઈ હતી. ત્યારે તેણીએ આ વાત સાંભળી નથી. તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો.



૫

અન્નપૂર્ણા માસીના સાવિત્રી વ્રત ઉજવવાના ઉત્સવની તૈયારી ધામધુમથી થવા માંડી હતી. ફળીઆમાં મોટા મોટા ચુલાઓ ખોદાયા અને તેના ઉપર જાતજાતની મીઠાઈઓ વીગેરે બનવા માંડયું. કંદોઈઓ સંદેશ (એક જાતની મીઠાઈ) લાવી લાવી તેનું વજન કરી ઘોંઘાટ મચાવતા હતા. દુધવાળાઓ દહીં દુધથી ભરેલા હાંડાઓ લાવી ચોતરફ મુકી ઘરમાં રહી સહી જગ્યા ભરી દેતા હતા. પાડોશીઓ લાકડાંની મોટી મોટી કથરોટોમાં ભીમ પરાક્રમ કરી મેંદો બાંધતા હતા; સુદર્શન ચક્રની જેમ ઝારો હાથમાં પકડી બ્રાહ્મણ કુલતિલકો ભીમસેનને ભોજન પૂરૂં પાડે એવાં મોટાં કડાયામાં પુરીઓ તળતા હતા—ગંધથી દિગમંડલ પુલકિત થઈ ઉઠયું હતું. રસોઈનાં જાતજાતનાં વાસણો, રામકટોરા પાતલ દુનાથી ઓસરી ચીકાર ભરાઈ ગઈ હતી; નિઃસ્તબ્ધ ઘરે આજે જાણે પાડો આખો માથા ઉપર ઉપાડી લીધો હતો. માસીબા જે કાંઈ ફરમાસ

કરે, તે અતિ આતુરતાથી તુરત અમલમાં મુકવા વિશ્વેશ્વર દોડાદોડી કરતો હતો.

વ્રત ઉજવી લેવાની શાસ્ત્રીય વિધિ પૂરી કરી રેશમી પટ્ટવસ્ત્ર (પીતાંબરી)માં સજ્જ થયેલાં અન્નપૂર્ણા ઠાકુરાણી (માસીબા) શાંતિ દેવીની જેમ ક્યાં શું જોઇએ છીએ તેની પૂછપરછ કરવા મંડી પડ્યાં હતાં.

આખરે બ્રાહ્મણ ભોજન પૂરૂં થયું. અન્નપૂર્ણા પાસેથી પાન, જનોઈ અને દક્ષિણા લઈ બધા આશીર્વાદ આપવા લાગ્યા. અન્નપૂર્ણાએ વિશ્વેશ્વરને બોલાવી તેને બ્રાહ્મણોને પગે લાગવાનું કહી બ્રાહ્મણોને કહ્યું 'આને જ બધા આશીર્વાદ આપો.'

બહુ જ ધામધુમથી સધવાઓને ભોજન કરાવવામાં આવ્યું. સતી અને સાવિત્રીને સાથે લઈ જાહ્નવી પણ જમવા આવી હતી. અન્નપૂર્ણાની મુગ્ધ દૃષ્ટી વારેવારે સતી તરફ પડતી હતી. તાંબુલ, દક્ષિણા વસ્ત્રાદિ ગ્રહણ કરી સધવાઓ જ્યારે એક પછી એક વિદાય થવા લાગી ત્યારે અન્નપૂર્ણાએ ધીમે મીઠે સાદે જાહ્નવીને કહ્યું 'વઉ જરા બેસો. પછી મને મળીને જજો.' જાહ્નવી બેસી રહી.

જરા વાર પછી ધમાલ ઓછી થતાં અન્નપૂર્ણા એક આસન ખેંચી લાવી જાહ્નવી પાસે આવી બેઠાં અને બોલ્યાં 'વઉ તમારી મોટી દીકરી કેટલા વરસની થઈ છે?'

ઝંખવાણે ચ્હેરે જાહ્નવીએ કહ્યું 'તેર ચૌદ વરસની થઈ હશે બ્હેન.'

'સગપણની વાત ક્યાંય ચાલે છે?'

'પેરવી તો ચાલુ છે, પણ હજુ તો ક્યાંય ખાસ વાત ચાલી નથી.'

'આવી રૂપાળી છોકરી, ક્યારનીયે હાથમાંથી ઝડપાઈ જવી

જો ’તી ’તી ! તે આટલી વાર કેમ લાગે છે ?’ જાહ્નવી મૌન રહી. ‘મને મારા વિશુ સારૂ આવી એક વહુ મળે તો !’ નીચી નજર રાખી બેઠેલી સતીને પ્રસ્વેદ વળવા માંડયો.

ધીમે સાદે જાહ્નવીએ કહ્યું ‘વિશુને કન્યાનો શો ટોટો બ્હેન ? આના કરતાં પણ ઘણીએ સુંદર છોકરીઓ તેને મળશે.’

‘તમારી દીકરીનાં વખાણ પણ બહુ સંભળાય છે. ડાહી, ગરીબ સ્વભાવની અને કણાગરી છે. આવડી મોટી થઈ પણ મેં આ છોકરીઓને એકયવાર ક્યાંય બહાર જોઈ નથી. તે જુઓ વહુ હું તમારી પાસે તુરતા તુરત માગું નાખું છું. મોટી દીકરી મને દયો.’

જાહ્નવી થોડીવાર તો વાક્‌શક્તિહીન જ બની ગઈ. મહા મુશ્કેલીએ ધીમે સાદે બોલી ‘બ્હેન મારી દીકરીનાં એવાં નશીબ કયાંથી હોય જે—’

‘એ બધી વાત જવા દયો. આવી છોકરીનું નશીબ નહી હોય તો કોનું નશીબ હોય ? દિકરી મારી જાણે સાક્ષાત રાજલક્ષ્મી. બહુ ધામ થાય છે ને દિકરી. લે જરા હવા નાખું.

અન્નપૂર્ણા પોતાના વસ્ત્રના છેડાવતી સતીને હવા નાંખવા લાગ્યાં આ બાજુ તેમ તેમ સતીને બમણો પસીનો થવા લાગ્યો. સાવિત્રી તેની પાસે જરા ભરાઇને બેઠી અને હસતે મુખડે વચ્ચે વચ્ચે પોતાની મોટી બ્હેન સામું જોવા લાગી.

જાહ્નવી બોલી ‘રાત પડી, બ્હેન ત્યારે હવે અમે જઇએ.’

‘મારી વાતનો જવાબ શું દયો છો ? સતી મને આપવી નથી ?’

‘બ્હેન સતીને જો તમારા ચરણમાં સ્થાન મળે તો તેનું એ મહાભાગ્ય. સતી તમારી થાય એમાં અમારે કાંઈ વાંધા જેવું કે

કાંઈ કહેવા જેવું પણ શું હોય બ્હેન? પણ વિશુનો મત મળશે ને?'

'સતીને જો તે પસંદ ન કરે તો હું જાણીશ કે તેનાં ભાગ્યમાં લગ્ન જ લખાયલાં નથી. પણ સાંભળો વઉ આ વાત હમણાં બહાર ક્યાંય કોઇને કાને ન પડે. એવો જીદ્દી છોકરો છે કે બીજાને મોઢેથી વાત સાંભળશે તો કાંઇનું કાંઇ કરી બેસશે. હું એને ધીમે ધીમે સમજાવી પટાવી ઠેકાણે લાવીશ, તમે જરા પણ ગભરાશો નહીં. તમારી દીકરી પસંદ ન પડે એવો કોઈ છોકરો હોઈ શકે જ નહીં. હાલ મહીનો બે મહીના ખોભરી જજો. હું તમને વચન દઈ રાખું છું.'

ઘેર આવી જાહ્નવીએ આ બધી વાત પતિને કહી. ભટ્ટાચાર્ય સુતા હતા ત્યાંથી બેઠા થઈ ગયા. બહુ જ રંગમાં આવી જતાં તેમણે 'હથેલીમાં ચાંદ' જ દીઠો. ત્યારે તો ફિકર જ શું? વિશ્વેશ્વર એવો સમજુ અને શાણો છે કે તે કોઇ કાળે રૂપિયા માંગશે નહીં, ખોરડું આપણું બચી જશે. ખરચ જોગા પૈસા તો કોઇની પાસેથી ઉછીના લઇ લેશું એટલે થયું–શું કહે છે તું? પછી ધીમે ધીમે ભરી આપશું' વિગેરે વિગેરે.

જાહ્નવીએ ટુંકમાં કહ્યું 'હમણાં એટલા બધા રાજી થાઓમાં. નશીબનાં લેખ હશે તો થાશે. હજુ કાંઇ ચોક્કસ કહી શકાય નહીં.'

'ના,–ના, એ લોકો એકવચની માણસો છે, અને વિશુ બહુ જ ડાહ્યો, શાણો છોકરો છે. અને વળી અહીં મારી દીકરીનું રૂપ પણ કાંઇ ઓછું નથી તો. ગામમાં બીજી કોઇ આવી રૂપાળી છોકરી છે કહે જોઉં?'

કન્યાના રૂપના ગર્વથી તે એકદમ ગર્વિત થઇ ગયો. આ અતર્કિત, અસંભવિત ઉચ્ચ આશા તેના હ્રદયમાં કેમ જાણે ક્યાંય ઠરી બેસતી નહોતી.

બે ચાર દિવસ પછી એક દિવસે અન્નપૂર્ણાએ સતી અને સાવિત્રીને જમવાનું નોતરૂં આપ્યું. સતી બહુ જ શરમાવા લાગી પણ ગયા સિવાય પણ ચાલે તેમ નહોતું. અન્નપૂર્ણાએ બન્ને બ્હેનોને મીઠો આવકાર આપ્યો. અને તેમને પોતાની પાસે બેસાડી વાતો કરાવવા માંડી.

નાહીને ધોયેલું ધોતીયું પહેરી સફેદ જનોઇ લુછતો લુછતો વિશ્વેશ્વર જમવા સારૂ માસીબા પાસે આવ્યો. માસીબા પાસે બે છોકરીઓને બેઠેલી જોતાં જ એકવાર જરા થંભી જઈ વળી કાંઇક વિચાર આવતાં તે માસીબાની પાસે આવી ઉભો, અને પુછ્યું 'આ બે છોકરીઓ કોણ છે માસીબા?'

માસીબા સકૌતુક બોલ્યાં 'તું જ કહે જોઇએ કોણ છે?'

વિશ્વેશ્વર ધારીધારીને જોવા લાગ્યો. સતી તો શરમની મારી નીચું જ જોઇ રહી. સાવિત્રી પણ શરમાવા માંડી. કારણ કે તે માસીબાની ઇચ્છા જાણતી હતી. વિશ્વેશ્વર થોડીવાર જોઇને બોલ્યો 'આ તો સતી છે નહીં માસીબા? અને પેલી?'

'સતીની બ્હેન સાવિત્રી' 'જો તો ખરો વિશુ કેવી છે બેય છોકરીઓ?'

'ઘણી જ સુંદર. તમે એમને નોતરૂં આપ્યું લાગે છે કેમ માસીબા? આજ વળી કયું વ્રત છે?'

વ્રત ન હોય તો જાણે પોતાના જણને નહીં ખવડાવાતું હોય કેમ? હું અંદર જઇને થાળી પિરસી તમને બોલાવું છું તેટલી વાર તું અહીં બેસી એમની સાથે વાતો કર.'

માસીબા રસોડામાં ગયાં. વિશ્વેશ્વર એક બારીની પાળ ઉપર બેસી બોલ્યો 'સતી તારા નાના ભાઇનું નામ શું? તેને કેમ તેડી ન લાવી?'

સતી શરમની મારી મરી જતી હતી. તેનું મોં લાલ ગુલાબની

કળી જેવું રંગાઇ ગયું. કાનની પાસે ઝમ્ ઝમ્ થવા લાગ્યું. ગાલે શરમના શેરડા પડ્યા. કપાળ પરથી પસીનો ટપકવા લાગ્યો.

મોટી બ્હેનની મુશ્કેલી જોઈ સાવિત્રીએ મૃદુ સ્વરે કહ્યું.

'તેનું નામ કાલીપદ છે તે સુઇ ગયો હતો.'

'તારૂં નામ સાવિત્રી ખરૂં ?'

'હા'

'તું બહુ નાની હતી ત્યારે મેં તને જોઈ હતી. તેથી જ તને આજ ઓળખી શક્યો નહીં. સતીને મેં ઘણીવાર જોઇ છે. સતી, તને લખતાં વાંચતાં આવડે છે? કયા કયા પુસ્તકો વાંચ્યાં છે? રામાયણ મહાભારત વાંચ્યાં છે?'

છતાં સતી જવાબ આપી શકી નહીં. તેને આટલી બધી શરમાતી જોઇ વિશ્વેશ્વર ભોંઠો પડી ગયો. સાવિત્રીએ સતીને બદલે જવાબ આપ્યો 'મોટી બ્હેને રામાયણ મહાભારત વાંચ્યાં છે.'

'તેં પણ વાંચ્યાં છે ને ?'

સાવિત્રીએ મસ્તક જરા નીચું નમાવ્યું.

જમી જુદીને બન્ને બ્હેનો પોતાને ઘેર ગઇ, તે પછી માસીબા બોલ્યાં 'એ બે છોકરીમાંથી વધુ રૂપાળી કોણ છે કહે જોઇએ.'

'વધુ રૂપાળી!' વિશ્વેશ્વર જરા નવાઈ પામી બોલ્યો 'બેય રૂપાળી. કોણ વધુ ને કોણ ઓછી, એટલી બધી બારકાઇથી મેં જોયું નથી. પણ તમે આમ કેમ પુછો છો માસીબા?'

'તારામાં કાંઈ શાન આવી છે કે નહીં તેનું પારખું કરવા. સતી ઉપરથી તો જાણે આંખો ઉપાડવાનું મન જ ન થાય.'

'ખરેખર? તે હશે. છોકરી બહુ જ સારી હતી ખરી. એમના સંસારમાં હવે કાંઈ દુઃખ તો નથીને માસીબા?'

'ના દુઃખ શાનું ? પણ છોકરી મોટી થતાં એ લોકો ભારી ચિંતામાં પડી ગયાં છે.'

'કેમ ચિંતા વળી શાની ?'

છોકરીને પરણાવી શકવાની શક્તિ ન હોય તો ચિંતા તો થાય જ ને ! ગાંઠમાં રૂપીયા નથી. સારો મુરતીયો મળતો નથી, આવી રૂપાળી દીકરી.'

વિશ્વેશ્વર એકદમ ઉત્સાહમાં આવી જઈ બોલ્યો 'તે તમે રૂપીયા ઉછીના શા માટે નથી આપતાં માસીબા ? આહા બિચારીઓ.'

માસીબા ગુસ્સો દેખાડી બોલ્યાં 'મને રૂપીયા કૈંસમાં આવે છે ખરાને ! ભારી શીખામણ દેવા આવ્યો. રૂપીયા હોય એટલે સારો મુરતીયો મળી જતો હશે કેમ ! આવી છોકરીને લાયકનો મુરતીઓ કાંઈ એમ સહેજમાં મળે ?'

'એ ખરૂં માસીબા. ત્યારે હું હવે તપાસમાં રહીશ. કેમ ખરૂં ને ?—જો કોઈ સારો મુરતીયો મળશે તો—પણ રૂપીયા તમે દેશો ને ?'

માસીબા હવે વધુ ધીરજ રાખી શકયાં નહીં તેમણે કહ્યું. 'જા—જા તારી સાથે મારાથી લમણાઝીક થાતી નથી આવા છોકરા યે કયાંય થતા હશે !'

છોકરો માસીબાના આ અકારણ ગુસ્સાનું કારણ ન સમજી શકતાં અમ્લાન પ્રફુલ્લ ચહેરે પોતાના વાંચનગૃહમાં ચાલ્યો ગયો.'

એકાદ મહીનાથી વધારે વખત વીતો ગયો હશે, એક દિવસ વિશ્વેશ્વર કાંઈ કામસર ભટ્ટાચાર્યના ઘર પાસે થઇને આવતો હતો, તેણે જોયું કે શુભ્ર સુંદર નગ્ન કાય કાલીપદ એક વાછરડાં સાથે રમતો રમતો એવો તો ઉન્મત્ત બની ગયો હતો કે ગાય તેને મારવા આવતી હતી તે તરફ તેનું ધ્યાન જ ન રહ્યું. એક મોટી છલાંગ

ભરી વિશ્વેશ્વરે બાલકને તેડી લીધો અને સરકીને બાજુમાં ઉભો રહી ગયો. ગાય વાછરડાંને મુક્ત જોઈ બાલકને છોડી દઇ વાછરડાં તરફ દોડી. વિશ્વેશ્વરે બાલકને હેતથી પૂછ્યું 'તારૂં નામ શું છોકરા!'

ગંભીર મોં કરી તે છોકરો બોલ્યો 'છોકરો નહી હું કાલીપદ છું.'

'કાલીપદ આ ગાય તને હમણાંજ શીંગડાં ભરાવી દેત તો ?'

'અરે–હું એને એક એવી તો લાકડી ચોડી દેત. મારવા આવે તો ખરી.'

બાલક હજુ પણ ધ્રુજતો હતો. વિશ્વેશ્વર તેને પુનઃ પુનઃ શાંત્વના દેવા લાગ્યો. બારણા પાસેથી કોઇએ હાંક મારી 'કાલી' વિશ્વેશ્વરે ફરીને જોયું. સતી.

સતી પણ ખચખાઇને ઉભી થઈ રહી. વિશ્વેશ્વર તેની પાસે જઇ બોલ્યો 'હમણાંજ આને ગાય લગાડી દેત, છોકરાંઓની જરા સંભાળ રાખવી જોઇએ'

સતી કાંઈ બોલી નહીં. વિશ્વેશ્વર તેની કેડમાં બાળકને બેસાડવા ગયો. સતી જરા પાછી હઠી ગઈ. રખેને કોઇ જોઈ જાય એવી બીકથી તે ગભરાઈ ગઈ.

કાલીને પોતાની કેડેથી ઉતારી વિશ્વેશ્વર બોલ્યો 'એને તેડી લે એ હજુ ધ્રુજે છે.' સતીએ ભાઇને તેડી લીધો શરમની મારી તે પોતે પણ ધ્રુજતી હતી.

વિશ્વેશ્વર બોલ્યો 'તમે બેય બ્હેનો હમણાં માસીબા પાસે કેમ નથી આવતી?'

કાંઇપણ જવાબ આપ્યા વગર સતી ઘરમાં ચાલી ગઈ. વિશ્વેશ્વર જરા દુઃખિત થયો. આવા સંજોગોમાં જરા વાતચિત કરવી કે જવાબ આપવો ઉચિત ગણાય, નહીં તો તદ્દન અકૃતજ્ઞતા જેવું દેખાય, શરમની માત્રા આટલી બધી વધુ હોવી એ જરાપણ શોભાસ્પદ ન ગણાય.

બે મહિના વીતી ગયા. હવે માસીબાએ જોયું કે તેમના મૂર્ખ છોકરાને બધું સાફ સાફ બોલીને કહી દેવાની જરૂર છે. નહીં તો તે સમજશે નહીં અથવા સમજવા માંગશે નહીં. એક દિવસે અચાનક વિશ્વેશ્વરને બોલાવી કાંઈપણ પ્રસ્તાવનાનો આડંબર કર્યા વગર તે બોલ્યાં 'તારાં સગપણનું મેં બધું ઠીકઠાક કર્યું છે. આવતા મહીનામાં સતી સાથે તારાં લગ્ન થવાનાં છે.'

વિશ્વેશ્વર તો એકદમ આભોજ બની ગયો. વિસ્મયનો પ્રથમ ધક્કો સંભાળી લીધા પછી તે બોલ્યો 'એ શું માસીબાં! એ લોકો આપણા કાંઇક સગાં થાય છે ને?'

'શું સગાં થાય વળી? આપણી ન્યાતના. જરા છેટેના આપણા સગાં પણ તે સગપણમાં નડે તેમ નથી.'

'કેમ ન નડે? જરૂર નડે, અરે છી: છી: સતીનો ભાઈ હરી મને મોટા ભાઈ કહીને બોલાવે છે. એ છોકરીઓએ પણ કેટલીયે વાર મને વિશુદાદા કહીને બોલાવ્યો હશે છી: છી: માસીબા!'

'ત્યારે તારે શું પરણવું નથી? પરણવું જ હોય તો પછી આવી છોકરી ક્યાંથી મળશે?'

'તે જરૂર મળશે માસીબાં. અને કદાચ ન મળે તો પણ તમને કદરૂપી છોકરી નહી લાવી આપું એટલી ખાતરી આપું છું. બસ થયું ને? હમણાં મારા સગપણ–લગ્નની વાત કરજોમાં માસીબા.'

'ત્યારે હજુ તું કયારે લગ્ન કરીશ કહે જોઇએ? ચોવીશ વરસ તો પુરાં થવા આવ્યાં. હજુ શું સાવ નાદાનજ રહીને આવી નાદાની કર્યા કરીશ? હું તને આજે છેલ્લીવાર કહી દઉં છું, સાંભળ, મેં વચન આપ્યું છે. બે મહીનાથી તેઓ આશા રાખી વાટ જોતાં બેઠાં છે. હવે જો તું મારૂં આમ અપમાન કરીશ તો હું હવે તારા સંસારમાં રહેવાની નથી.'

વિશ્વેશ્વર મહા મુશ્કેલીમાં આવી પડયો. 'માસીબા જ્યારે આટલા દિવસ મને માફ કર્યું છે તો કાંઈ નહી તો બીજું એકાદ વરસ માફ કરો. તમને પગે લાગું માસીબા! હું મારું મન ઠીકઠાક કરી લઉં.'

'વારૂ મન શું ઠીકઠાક કરવું છે કહે જોઇએ? લગ્ન શું કોઈ કરતું નથી?'

'તે શા માટે ન કરે? પણ મેં તો પહેલાં કોઇવાર લગ્ન કર્યાં નથી. 'તેથી ડર લાગે છે માસીબા. હું મારાં મનને ઘણા વખતથી હીંમત આપતો આવ્યો છું, તેને હું જરા વશ કરી લઉં. પણ તમેં જો આમ કરશો તો મારે એ આશા છોડી દેવી પડશે. માટે મને જરા વિચાર કરવાનો વખત આપો. આમ મને બાંધી ખોડોમાં માસીબા.'

હતાશ ચિત્તે માસીબા બોલ્યાં 'એ લોકો એક વરસ સુધી છોકરીને કુંવારી રાખી શકે તેમ નથી. છોકરી મોટી થઈ છે. હું તેમને મારૂં મોઢું દેખાડી શકીશ નહીં વિશુ. મારે મોજુદપુર ગામ હવે છોડવું પડશે.'

'તમે છોડશો તો હું પણ છોડી દઇશ માસીબા. જુઓ સાંભળો. મારા કરતાં ઘણો જ ચડીયાતો જમાઇ હું તેમને ગોતી આપીશ અને તેમ કરતાં જેટલા રૂપીયા દેવા પડશે તેટલા બધાય હું દઇશ. પછી તો એમને દુઃખ લાગવાનું કારણ નહીં રહે ને?'

'તારી મરજી પડે તેમ કર વિશુ–પણ આવી છોકરીને તું પગથી હડસેલી મુકે છે, તારે છેવટે પસ્તાવું પડશે.'

માસીબા નિરાશ ચિત્તે ચુપ રહ્યાં તેમને મનમાં બહુ જ દુઃખ થયું. વિશ્વેશ્વર તે સમજી શકયો છતાં પોતાના મનને વાળી શકયો નહીં. લગ્ન કરવા નહીં એ જ જાણે તેનું રટણ થઈ રહ્યું હતું. હવે તે કોઇ રીતે પોતાને વરના વેશમાં શણગારાયલો જોવા ખુશી થઇ

શકયો નહીં. સતીને કેવી મતલબથી માસીબા ઘેર તેડતાં હતાં તે હવે તે બરાબર સમજી શકયો. પોતે અજાણમાં સતી તરફ નિર્લજ જેવું આચરણ કરતાં સતીનો તે લાલચોળ શરમીંદો ચેહેરો આજ તેની નજર સામે તરી આવ્યો. આવેશમાં ને આવેશમાં તે બોલી ઉઠ્યો 'છીઃ છીઃ તે કોઈ કાળે બની શકે જ નહીં.'

બીજે દિવસે રામશંકર ભટ્ટાચાર્ય પાસે જઈ બહુ જ આત્મીયતા દેખાડી વિશ્વેશ્વરે કહ્યું કે તેણે એક સારો મુરતીઓ જોઈ રાખ્યો છે અને બ્હેનના લગ્નમાં ભાઇનો જેવો અને જેટલો અધિકાર હોય તેવો અને તેટલો અધિકાર તે પોતે સ્વીકારી લઇ બધો ખરચ પોતાને માથે ઓઢી લઈ પોતે કૃતાર્થ થવા માંગે છે.

રામશંકરે ગુસ્સામાં ચોતરફ અંધકાર જ જોયો. તેના સ્વમાનને સખત આઘાત થયો. તેની પુત્રી શું આટલી બધી હીન છે? અહંકાર ભરેલા સાદે તે બોલ્યા 'હું તારો રૂણી છું બાપુ, એથી વધુ હું કાંઇ કહેવા માંગતો નથી. મારી દિકરીનો ભાર હું જ ઉપાડીશ તારે તે બાબત ચિંતા કરવાની જરૂર નથી.'

વિશ્વેશ્વરે બહુ જ આજીજી કરી સમજાવવા પ્રયત્નો કર્યા પણ તે બ્રાહ્મણ એકનો બે થયો નહીં. તે ઉદાસ ચેહેરે ત્યાંથી ઉઠીને ઘેર ગયો અને માસીબાને આ બધી વાત કહી. તેમણે દુઃખથી, ભોંઠપથી–અભિમાનથી કહ્યું, 'હું થોડા દિવસ કાશીએ જઇને રહીશ, હવે હું આ લોકોને મોઢું દેખાડી શકીશ નહીં તું મને કાશી રવાના કરવાની તૈયારી કર.'

વિશ્વેશ્વર કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર બધી તૈયારીઓ કરવા લાગ્યો. માસીબા કાશી જવા રવાનાં થયાં. ગોઠવણ એમ હતી કે વિશ્વેશ્વરે તેમને થોડે સુધી મુકી જઈ પાછા ફરવું પણ વિશ્વેશ્વર તો ટ્રેનમાં ચડી બેઠો, માસીબા બોલ્યાં 'તું કયાં ચાલ્યો?'

'જ્યાં તમે જાઓ ત્યાં. મને વળી બીજી વાર મા વિહોણો કરવો છે માસીબા?'

માસીબા કશું બોલી શક્યાં નહીં તેમણે વિશ્વેશ્વરનું માથું સ્નેહથી પોતાના ખોળામાં ખેંચી લીધું.



## ૬

સર્વસ્વ ગુમાવી બેઠા પછી માણસમાં એક જાતનો જેવો તીવ્ર ભાવ આવે, મરણ પછી યંત્રણા કાતર મુખ ઉપર શાંતિનો જેવો પાંડુવર્ણો ભાવ ફુટી નીકળે, સતીને પરણાવી દઇને રામશંકરે પણ એવા જ એક જાતના તીવ્ર ભાવના છુટકારાનો દમ ખેંચ્યો.

નવગ્રામવાસી સ્વનામખ્યાત તિનકડી લાહીડીએ ફક્ત રોકડા ત્રણસો રૂપીયા 'પણ' લઈ તિલ કાંચનથી શુધ્ધ કરી સતીને પત્ની રૂપે ગ્રહણ કરી. બરાબર કહેવાયું નહી—કહો કે પત્નિનું પદ આપ્યું. કારણ કે લગ્ન પછી સતીને પતિને ઘેર જવું પડ્યું નહોતું, બ્રાહ્મણે માત્ર નિઃસ્વાર્થ પરોપકારની પરાકાષ્ટાનું પ્રદર્શન અને રામશંકર ભટ્ટાચાર્યનાં જાતિકુલનું રક્ષણ કરવા ખાતર જ (કન્યાને યોગ્ય ઉમરે ન પરણાવી શકે તો નાત બહાર થાય) આ કાર્ય કર્યું હતું, જ્યારે જ્યારે એમના સંસારમાં અભાવ—રૂપીયાની તાણાતાણ—ની મૂર્તિ

'જ્યાં તમે જાઓ ત્યાં. મને વળી બીજી વાર મા વિહોણો કરવો છે માસીબા?'

માસીબા કશું બોલી શક્યાં નહીં તેમણે વિશ્વેશ્વરનું માથું સ્નેહથી પોતાના ખોળામાં ખેંચી લીધું.



૬

સર્વસ્વ ગુમાવી બેઠા પછી માણસમાં એક જાતનો જેવો તીવ્ર ભાવ આવે, મરણ પછી યંત્રણા કાતર મુખ ઉપર શાંતિનો જેવો પાંડુવર્ણો ભાવ ફુટી નીકળે, સતીને પરણાવી દઇને રામશંકરે પણ એવા જ એક જાતના તીવ્ર ભાવના છુટકારાનો દમ ખેંચ્યો.

નવગ્રામવાસી સ્વનામખ્યાત તિનકડી લાહીડીએ ફક્ત રોકડા ત્રણસો રૂપીયા 'પણ' લઈ તિલ કાંચનથી શુધ્ધ કરી સતીને પત્ની રૂપે ગ્રહણ કરી. બરાબર કહેવાયું નહી–કહો કે પત્નિનું પદ આપ્યું. કારણ કે લગ્ન પછી સતીને પતિને ઘેર જવું પડ્યું નહોતું, બ્રાહ્મણે માત્ર નિઃસ્વાર્થ પરોપકારની પરાકાષ્ટાનું પ્રદર્શન અને રામશંકર ભટ્ટાચાર્યનાં જાતિકુલનું રક્ષણ કરવા ખાતર જ (કન્યાને યોગ્ય ઉમરે ન પરણાવી શકે તો નાત બહાર થાય) આ કાર્ય કર્યું હતું, જ્યારે જ્યારે એમના સંસારમાં અભાવ–રૂપીયાની તાણાતાણ–ની મૂર્તિ

દર્શન દેતી ત્યારે ત્યારે કોઈ કન્યાદાયગ્રસ્ત વ્યક્તિના આશિર્વાદ લઇ સાથે સાથે પોતાનો અભાવ પણ તે મટાડી દેતા. હાલમાં તેમને શંકા થવા માંડી હતી કે આ પ્રમાણેનો તેમનો આ વ્યવસાય વધુ વખત ચાલશે નહીં, કારણ કે હાલમાં ચિત્રગુપ્ત પણ તેમના ખાતાંની આવક જાવકના સરવાળા પુરા કરી લઈ બાકી કાઢવાની તૈયારીમાં હતો તેથી જે થોડો સમય આ સંસારમાં રહેવાય તે સમય દરમ્યાન જેટલું પરોપકારનું કામ બની શકે તેટલું સારૂં.

પણ જવાદો એ વાત. રામશંકર ભટ્ટાચાર્ય હવે નિશ્ચિંત બન્યા હતા. કન્યા ન પરણાવી શકતાં નાત બહાર થવાના ભયથી તે મુક્ત થયા હતા, અને મુડીમાં જે એકમાત્ર ઘર હતું તે પોતાના શરાફ શેઠને ત્યાં સાડા ત્રણસો રૂપીયામાં ગિરો રાખી નિશ્ચિંત બન્યા હતા. કારણ કે તે જાણતા હતા કે આ જન્મમાં આ ઘર છોડાવવાનું તેમનાથી બનવાનું નથી. હવે આધાર હતો ફક્ત દશ રૂપીયાનો અને તે કમાઈ લાવતાં તેમનાં અકાલવૃદ્ધ જીર્ણ રોગી શરીરનો. આ શરીર તરફથી પણ તેમને નિશ્ચિંત થવાના દિવસો નજીક આવતા જાય છે એ પણ તે સમજી ગયા હતા. જેટલા દિવસ આ શરીરમાં વીતતા હતા તેટલા પણ તેમને બહુ જ અસહ્ય થઈ પડ્યા હતા. સતી સામે આવતાં તેને ગાળો આપી તડકાવી કાઢતા. કોઈ વખત ભુલેચુકે પુત્ર ઘેર આવે તો તેને પણ ગાળો ભાંડી શ્રાપ દઇ ઘરમાંથી બહાર ચાલ્યા જવાનું કહેતા. નાના પુત્રને વિનાકારણ મારતા, સાવિત્રીને જોઈ મોઢું હાથોવડે ઢાંકી દેતા. જાહ્નવી અને ભાભી સાથે વાત જ કરતા નહોતા. પુત્ર પુત્રિઓ કોઇવાર રડતાં તો કોઇવાર ગુસ્સો પણ કરતાં. મોટાં કાકી બરાડા પાડી આખું ઘર માથા ઉપર ઉપાડી લેતાં, ફક્ત જાહ્નવી ચુપચુપ બધું સહન કરતી અને છાનીમાની આંસુ લુછતી. કોઈ કોઇવાર ભટ્ટાચાર્યને છાતીની વેદના અને હાંફ એટલી તો વધી જતી કે આખો દિવસ અને રાત શંકાભર્યો જ પસાર થતો.

તે વખતે જેઓ સેવાચાકરી કરતાં તેમને રામશંકર કડવાં વેણ કહેતા. આ બધું ચુપચુપ બધાં સહન કરતાં.

આ પ્રમાણે સતીનાં લગ્ન પછી ૭ મહીના વીતી ગયા. દિવસે દિવસે તેમનું શરીર અશક્ત થતું જતું હતું. છતાં નોકરી ઉપર તેઓ એક દિવસ પણ ગેરહાજર રહ્યા નહીં.

એક દિવસે સમીસાંજથી જ આકાશમાં ઘનઘોર વાદળાં ચડી આવી વરસાદ પડવાનાં ચિન્હો થવા માંડ્યાં. સતી અને સાવિત્રી ઉતાવળે ઉતાવળે ઘરનું કામકાજ આટોપી લેવા માંડી હતી, જાહ્નવી હાથમાંનું કામ મુકી દઈ વારંવાર ચિંતાતુર ચહેરે ડેલીનાં બારણાં તરફ જોતી હતી. તોફાન-વાવાઝોડું થવાનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં. રામશંકર હજુ આવી પહોંચ્યા નહોતા. મોટાં કાકી હરીનામ લેતાં લેતાં માળા હાથમાં લઈ ઉતાવળે મોહોલ્લામાં ફરી આવ્યાં. કારણકે વાદળાંનો અને મેઘનો જે ડોળ આકાશમાં જામતો હતો તેથી કન્યાઓની નિંદા અને સમાલોચના કરવાનો સુયોગ તેમને આજ કદાચ ન પણ મળે. અને તેમ થાય તો તેમને સવાર સુધી વાટ જોવી પડે.

એકાએક હુ-હુ-હુ-હુ શબ્દ કરતું વાવાઝોડું આવ્યું. છાપરા ઉપર છાયેલું ઘાસ ઉડી ચોતરફ વેરાવા લાગ્યું. જીર્ણ ઘર થર થર કંપી ઉઠ્યું. આંગણું ઘનશ્યામ મેઘછાયાથી અંધકારમય બની ગયું. કેળનાં ઝાડો પ્રબળ વાયુ પ્રહારથી જમીન ઉપર સુઈ જવા લાગ્યાં. ફળીયામાંના આંબાના ઝાડમાંથી કેરીઓ ટપોટપ ખરી પડતી જોઈ કાલીપદે તે કેરીઓ વીણી લાવવા સારું મોટાં કાકી પાસે ધમાલ મચાવી મૂકી. સતી તેને તેડીને ઘરમાં લઈ જઈ વાત ભુલાવવા લાગી. મોટાં કાકીમા પવનદેવને ગાળો ભાંડવા માંડ્યાં પણ તેમનો તીવ્ર સ્વર વાયુ પ્રવાહમાં ક્યાંય વિલિન થઈ જતો હતો.

બારણાંને અઢેલીને જાહ્નવી ઉભી હતી. તેની વ્યગ્ર વ્યાકુળ

દૃષ્ટિ મેઘનું અંધારું ભેદી ઘણે દૂર પહોંચવા ધાવિત થતી હતી. સાવિત્રીની ભયભીત વ્યાકુળ નજર માતાના મોં ઉપર જ સ્થિર થઈ રહી હતી–તેના લુખા વાળો પવનમાં ઉડતા હતા. શીર્ણ શુભ્ર મુખ ઉપર વિપન્નનો ભયભીત ભાવ. એકવાર અસ્ફુટ સાદે તેણે ફક્ત બુમ મારી 'મા—'

માએ કાંઈ જવાબ વાળ્યો નહીં. ઝમઝમ વરસાદ પડવો શરુ થયો. દોડીને ઘરમાં આવતાં કાકીમા ઠોકર વાગતાં પડી ગયાં. સાવિત્રીએ દોડી જઈ તેમને ઉઠાડી બેઠાં કર્યાં. ત્યારે પણ જાહ્નવી અચલ પ્રતિમાની માફક બારણું ઝાલી ઉભી રહી હતી.

પ્રકૃતિનું તુમુલ આંદોલન. નીચેનું દ્રવ્ય ઉપર લઈ જઈ ઉપરનું દ્રવ્ય નીચે ફેંકતું હતું. જાણે કે તોફાની બાળકનો ઉન્મત્ત જયોલ્લાસ. તે શબ્દની સાથે જાહ્નવીએ જાણે બારણાંની બહાર કાંઈક વસ્તુ પડવાનો અને સાથે સાથે ઓય–ઓય–રે–શબ્દનો અવાજ સાંભળ્યો. તરત જ તે પગથીયાં ઉતરી નીચે આવી બહાર દોડી. સાથે સતી અને સાવિત્રી પણ દોડી. તેમના પગ મૂહૂર્મૂહૂઃ કંપતા પાછા પડવા લાગ્યા. છતાં પણ તેઓ પ્રાણાર્પણ પ્રયત્ન કરી ડેલીનાં બારણાં ભણી દોડયાં.

બારણાં બહાર રામશંકર ઉંધા ઘુંટણ મંડીયે પડયા હતા. જાહ્નવીએ તેમને ઉઠાડી બેઠા કર્યા. સતી અને સાવિત્રી ચીસ પાડી રડી ઉઠી 'બાપુ—'

'ચુપ કરો–ચુપ કરો–લ્યો હાથ દેવા લાગો. મારાથી એકલાથી ભાર ઉપડતો નથી.'

જાહ્નવી નેતરની સોટીની જેમ ધ્રુજતી હતી. પ્રકૃતિની માફક તેની આંખો સામે પણ દારૂણ અંધકાર પળવારમાં ખડો થઈ ગયો. મહામુસ્કેલીએ ત્રણે જણીઓ સંભાળપૂર્વક રામશંકરના સંજ્ઞાશૂન્ય દેહને ઉપાડી ઘરમાં લાવી. મોટાં કાકીમા પોતાના પગમાં લાગેલ

ધાને લીધે વિકટ ગર્જના કરી રહ્યાં હતાં, હવે તે ચુપ રહી ગયાં. સતીએ તેમને સંબોધીને કહ્યું 'કાકીમા સગડી પેટાવો – જલ્દી' લંગડાતાં લંગડાતાં કાકીમાએ રસોડાં પાસે જઈ કોયલા સગડીમાં ભરી કાકડી મુકી.

ભીનાં વસ્ત્રો ઉતારી આખું શરીર સારી રીતે સંભાળપૂર્વક લુછી નાંખી રામશંકરને પથારીમાં સુવડાવવામાં આવ્યા. હજુ તે બેભાન જ હતા. સતી એક ભાંગેલી પેટીમાંથી એક ફાટયો તુટયો ફ્લાનલનો કબજો કાઢી આવી અને તેનાથી પિતાના હાથપગ ઘસવા લાગી. આ તરફ સગડી પણ તૈયાર થઈ ગઈ હતી. હાથ વડે અને કપડાંની પોટલીઓ ગરમ કરી તે વડે શેક થવા લાગ્યો. જાહ્નવી અને સતી ચુપચાપ નિર્વાક્. સાવિત્રી એકવાર ગળગળે સાદે બોલી 'બાપુ—'

કાલીપદ આભો બની એક બાજુ ઉભો હતો. સાવિત્રીના અવાજથી તેને હિંમત આવતાં તે રડી ઉઠયો.

સતી બોલી 'કાલી – ચુપ કર ભાઈ, રડમાં – બ્હીજેમાં હો. બાપુને સારૂં થઇ જશે.' માને કહ્યું 'મા જરા દુધ ગરમ કરી દયોને.'

ધીમે સાદે જાહ્નવી બોલી 'તું જ ગરમ કરી લાવ, મારાંમાં ઉઠવાની શક્તિ નથી.'

સતી દૂધ ગરમ કરી લાવી. છિપનીમાં થોડું દુધ લઈ પિતાના મોં માં થોડું થોડું રેડવા લાગી. થોડીવારે તેઓ જરા હાલ્યા, દુધ પીધું અને જોરથી થોડાક શ્વાસ લીધા બધાના જીવમાં જીવ આવ્યો અને જરા ખસીને સરખાં બેઠાં. આટલી વાર અંગ સંચાલન કરવાનું સાહસ પણ જાણે કોઈ કરી શકતું નહોતું. થોડીવારે રામશંકરે આંખો ઉઘાડી જરા પડખું ફેરવવા પ્રયત્ન કર્યો સતીએ તેમને બોલાવ્યા 'બાપુ—'

રામશંકરે પુત્રી તરફ જોયું અને ધીમે સાદે બોલ્યા 'કોણ?'

'બાપુ હું સતી'

મુમુર્ષુ રામશંકર એકાએક જાણે કોઈક શક્તિથી ઉત્તેજીત થઈ ગયા. જમણા હાથવડે કન્યાને જોરથી ધક્કો મારી બોલ્યા 'જા મારી સામેથી ચાલી જા – સર્વનાશી – ભમરાળી – હજુતારે શું કરવું છે. મને ખાઈ જવો છે? જા નિકળ અહીંથી'

સતી સરકીને દુર બેઠી. જાહ્નવી નીચું મોં કરી મુંગે મોઢે પતિના દેહને શેક કરવા લાગી. સાવિત્રીએ આંખો નીચી ઢાળી દીધી, કાકીમા કોઈને ન સંભળાય તેમ બબડયાં 'મ રે રે – મનખા – આદત જાય મુએ'.

જાહ્નવીએ પુછ્યું 'હવે જરા આરામ જણાય છે કે નહીં? કેમ લાગે છે?'

'હવે કેમ છે શું વળી? સારૂં કે માઠું, બધાનો હિસાબ આજ ચુકતે છે – જો છો શું જાહ્નવી, હવે હું ઉઠીશ નહીં.'

જા વી ચુપ રહી, સાવિત્રી રડી પડી. 'એમ બોલોમાં બાપુ.' કરડી નજરે પુત્રી તરફ જોઈ રામશંકર બોલ્યા 'કેમ? તેમાં તમને શું દુઃખ થાય છે? તમારો બાપ થઈ મેં બાપને છાજે એવી કોઈ ફરજ બજાવી છે કે તમને દુઃખ થાય? જનમથીજ તમે અરધી ભુખી રહી, સખત મહેનત–ઢરડો કરી મારપીટ ખાતી અને ગાળો ખાતી મોટી થઈ છો, મારી ગેરહાજરીમાં પણ તમે તેમજ મોટાં થશો. તમને દુઃખ શાનું? હું જીવીશ તો તને પણ મરણ પથારીએ પડેલા વર સાથે પરણાવીશ. હું તમારો બાપ ખરોને તેથી!' આવેશની માત્રા વધી જવાથી રામશંકર વળી અરધા બેભાન થઈ ગયા. થોડીવારે વળી જીવ ઠેકાણે આવતાં એકાએક બોલી ઉઠયા 'હરી આવ્યો છે ખરૂં?' એને અહીંથી કાઢી મૂકો. છેટો કાઢો એને.'

સાવિત્રી બોલી 'ક્યાં છે મોટા ભાઈ? તે તો આવ્યા નથી.'

'આવ્યો નથી? જવાદે ત્યારે એના હાથનો પીંડ પણ હું લઈશ નહીં – કાલી મને પીંડ દેશે – હરિને જવા દીઓ જહાન્નમની ખાડીમાં.'

જાહ્નવી પતિના મોં ઉપર હાથ ફેરવી ને બોલી 'જરા વાર સુઈ જાઓ જોઉં, ઉંઘ આવતાં દુ:ખ ઓછું થશે. સુઈ જાઓ'

'થઈ રહ્યું હવે દુઃખ ઓછું. બધું એક સાથે જ ઓછું થશે જાહ્નવી'

સતી સરકી જઈ બારણા પાસે બેઠી હતી. બારણું જરા ખુલ્લું હતું, હજુ ધીમો ધીમો વરસાદ પડતો હતો – બહાર દેડકાંઓનો અવિશ્રામ કલરવ, અને સુચીભેદ્ય અંધકાર. વચ્ચે વચ્ચે આર્ત્તવાયુ સુસવાટા કરતો ગાજતો હતો. સતી તે અંધકાર તરફ એકીટસે જોઈ રહી હતી. જાણે કે તે વિચાર કરતી ન હોય કે આ અંધારામાં પ્રયાણ કરતાં કોઈ દિવસ પણ શું સવારનું અજવાળું નજરે નહીં પડતું હોય?

રામશંકરને જરા તંદ્રા આવી ગઈ. પણ તરત જ પાછા જાગી ઉઠ્યા અને હાંક મારી 'જાહ્નવી—'

જાહ્નવીએ જવાબ દીધો 'શું છે?'

'કાલી ક્યાં છે?'

'આ રહ્યો આ બાજુ તમારી પાસે જ સુતો છે'

મહા મહેનતે રામશંકરે તેના માથા પર હાથ રાખ્યો. જાહ્નવીએ પુછ્યું 'ઈ શું કરો છો?'

'એને આશીર્વાદ આપું છું, સાવિત્રી સુઈ ગઈ?'

'જાગું છું બાપુ, કહેતી સાવિત્રી પિતાની સામે આવી ઉભી.'

પિતાએ કહ્યું 'આવ તને છેલ્લા આશિર્વાદ આપું'

'બાપુ, આવું બોલોમાં બાપુ, અમારી છાતી ચીરાઈ જાય છે' સાવિત્રી રડી પડી.

જાહ્નવી બોલી 'સાવિત્રી – ચુપ રહે દિકરી, રડમાં. તું રડીશ તો એમને વધુ દુઃખ થાશે'

'ના – ના – દુઃખ શાનું વળી બ્હેન? હું તને આશીર્વાદ આપું છું. – હરિ – હરિ નથી – કાં? તેને યે આશીર્વાદ આપું છું. ગમે તો પણ તેસ પણ મારો તો દિકરો ને.'

'બાપુ ત્યારે મોટી બ્હેનને શા માટે આશીર્વાદ આપતા નથી? એને પણ આપો.'

જરા અટકીને રામશંકર બોલ્યા 'તારી મોટી બ્હેનને? સતીને? આશીર્વાદ? કે મશ્કરી? બાપ – બાપ – થઈ મરતી વખતે દીકરીની મશ્કરી કરી જાઉં?'

જાહ્નવી ધીમે સાદે બોલી 'તમે ખીજાણા છો, તેથી જુઓ તમારી સતી બારણા પાસે જઈ બેઠી છે – તેને એકવાર બોલાવો.'

રામશંકરે બારણાં તરફ નજર કરી, ધીમે ક્ષીણ સાદે તેમણે કહ્યું 'સતી આવ મારી મા.'

સતી પોતાનું મોં બની શકે તેટલું નીચું રાખી ડાબે હાથે આંખો ઢાંકી દઈ પિતાના પગ પાસે આવી બેઠી. પિતા બોલ્યા 'ત્યાં નહીં, મારી પાસે આવ – મારે તને એક બે વાત કહેવી છે. હું તને ઘણુંયે ખીજાણો છું.'

સતી મોં ફેરવી પિતાની પાસે આવી બેઠી, રામશંકરે તેની સામું થોડીકવાર જોઇ રહી પછી કહ્યું 'તને આશીર્વાદ? આશીર્વાદની તો કાંઈ જરૂર નથી! જરૂર હોત – જો તારાં લગ્ન વિશ્વેશ્વર – નાઃ – એ વાત – એ વાત યાદ કરવાની હવે કાંઈ જરૂર નથી, શું આપું? આશીર્વાદ? સાંભળ મારી માડી બાપને પાપે પણ પુત્ર પુત્રીઓને દુઃખ ભોગવવું પડે છે તેથી જ તમે બધાં દુઃખ ભોગવો છો – હજુએ ભોગવશો. શું કરૂં કહે? મારા હાથની વાત નથી. જાણતા તો એવું પાપ કાંઇ કર્યું નથી પણ – પણ કદાચ પૂર્વ જનમનાં પાપનું ફળ

હશે, તને આશીર્વાદ આપવાના મૂળમાં તો મેં કુહાડો મારી જ દીધો છે–હવે કયે મોઢે તને આશીર્વાદ આપું દિકરી? પણ–પણ યાદ રાખજે દિકરી કે બહુ જ દુઃખ પામી એકદમ લાચાર–નિરૂપાય બની–મેં તારી–સંતાનની હત્યા કરી છે–મારા હાથમાં એકે ય ઉપાય નહોતો–હું લાચાર હતો.'

સતી જડવત્ બેસી રહી. જાહ્નવીએ કહ્યું 'હમણાં એ બધી વાતો જવા દીઓ. જરા ઉંઘી જાઓ.'

'ઉંઘી જાઉં? હવે થોડીવાર પછી નિરાંતે ઉંઘી જઇશ, ગંભીર નિદ્રામાં નિશ્ચિંત નિરૂદ્વેગપણે! આઃ કેવી મીઠી તે ઉંઘ! કેટલી નિરાંત! કેટલું સુખ! તે પહેલાં બે ચાર વાતો કરી લઉંને. સતી ક્યાં છો દીકરી? ઉઠી ગઈ? ના, આ રહી, સાંભળ, શું કહું? કાંઈ યાદ આવતું નથી. હા–તને આશીર્વાદ આપવાનું ને? કયે મોઢે તને આશીર્વાદ આપું મારી માડી? હું તો જાઉં છું તને—'

સ્થિર અવિકળ સાદે સતી બોલી 'તમે જાઓ છો? બાપુ! ચાર દિવસ તમારી સેવા ચાકરી કરવાનું પણ મારાથી બની શક્યું નથી, આશીર્વાદ આપો, કે તમારી પાસે આવી તમારી સેવા કરી શકું.'

'મારી પાસે આવી? હા! તે બહુ જ સુખનું ઠેકાણું છે, ખરૂં! નિરાંત! નિરાંત! ત્યાં આવીશ સતી? બહુ જ થાકી–કંટાળી ગઈ છો? દિકરી! આટલી નાની ઉમરે, આ નવજીવનમાં તું થાકી ગઈ છો? ત્યારે આવ, આવ! આવ મારા ખોળામાં–આવ દિકરી, તને હું મારા ખોળામાં બેસાડું, તું નાની હતી ને મારા ખોળામાં તને રમાડતો તેમ–આવ દિકરી, ચાલ આપણે જઇએ.'

જાહ્નવી પતિને શાંત કરવા સારૂ તેને માથે મોઢે હાથ ફેરવવા લાગી.

રામશંકર બોલ્યા 'અપરાધી? હા હું અપરાધી તો ખરો જ ને! શું અપરાધ તને ખબર છે દિકરી? ગરીબ છતાં મેં શા માટે સંસાર માંડયો? હું પરણ્યો મને સંતાન થયાં! અપરાધી તો ખરો જ ને! લગ્ન મેં કર્યાં એ ખરૂં, પણ એ અપરાધ — એ દોષ મારાં મા-બાપનો છે. તેમને પાપે મેં દુઃખ ભોગવ્યું. મારા પાપે તમે ભોગવ્યું — અપરાધી તો ખરો જ ને માડી — પણ હા, આશીર્વાદ? આપીશ હજુ જરા વાર પછી — જરા વાર પછી — વિચાર કરી જોઉં — પછી વાત.' શ્રાંત રોગી ધીમે ધીમે ઉંઘી ગયો.

રાત લગભગ પુરી થવા આવી હતી. વારંવાર માતાએ ઘણીવાર સમજાવ્યા પટાવ્યા પછી સાવિત્રી પથારી પાસે ભોંય પર જ ઉંઘી ગઈ. સતીને પણ વચ્ચે વચ્ચે ઝોલા આવતા હતા. છતાં તે હજુ દિવાલને અઢેલીને બેઠી હતી. માત્ર જાહ્નવી આંખ પણ મટમટાવ્યા વિના પતિના મોં સામું જોતી બેસી રહી હતી. એકાએક સતીના શરીરને હાથ અડાડી તેણે ધીમેથી હાક મારી 'સતી —'

સતીએ આંખો ઉઘાડી 'શું છે બા?'

'જો ગળામાંથી કાંઈક અવાજ થાય છે. વચ્ચે વચ્ચે મોઢું પણ કેવું મરડાઈ જાય છે — શું કરશું સતી?'

સતી થોડીવાર જોઈને બોલી 'મા દાક્તરને બોલાવીએ તો?'

'હજુ તો રાત છે — કોણ જાય?'

મા અને બ્હેનની સાવધાનતા છતાં સાવિત્રી જાગી ગઇ. ઉઠી ઉભી થઈ તે બોલી 'હું જાઉં છું.'

જાહ્નવીએ કહ્યું 'તું નાનું બાળ છો. એકલી કેમ જઇશ?'

સતી બોલી 'હું જાઉં છું બા. તમે સગડી પેટાવી દેવતા કરો હું હમણાં જ આવું છું — હારાન (હરેન્દ્ર) દાક્તરનું ઘર કાંઈ બહુ છેટું નથી.'

સતી ગઈ. જાહ્નવી દેવતા કરી પતિના હાથ પગ શેકવા લાગી. તેની નજર બારણાં તરફ જ ચોંટેલી હતી. લગભગ અરધા કલાક પછી સતી પાછી આવી. બધાને જરા નિરાંત વળી. રોગીને તપાસી ઘરની સ્થિતિ કળી જઈ ડાક્ટર કાંઈ બોલ્યો નહીં, વીઝીટ ફી પણ લીધી નહીં, ફક્ત દવાની શીશીમાં ચાર ભાગ દવા પુરી દઈ ચાલ્યો ગયો.

રામશંકરનું તે ગયેલું ભાન પાછું આવ્યું જ નહીં. સ્થિતિ ઉત્તરોત્તર ખરાબ થતી ચાલી, ત્યારે મોટાં કાકીએ મોટે અવાજે રડી પડી બે ચાર જણ આડોસી પાડોસી ભેગા કરી રોગીને તુલસી ક્યારા પાસે લાવી સુવાડયો. જાહ્નવી બન્ને હાથ વડે પતિના પગને વળગી રહી તે પગમાં પોતાનું મોઢું છુપાવી ચુપ ચાપ પડી રહી. શીલવાન્, લજ્જાવતી, ઉંચે સાદે ચીસ પાડી શકી નહીં. સાવિત્રીએ 'બાપુ,' 'બાપુ' પોકારી અવાજ બેસાડી દીધો. કાલીની પણ એ જ સ્થિતિ. સતી મુંગે મોઢે ગંગાજલ લઈ પિતાના મુખમાં દેવા લાગી. ઉભરાઈ આવતાં અશ્રુરાશિથી તેની આંખો પૂર્ણ ભરાઈ ગઇ હતી. કાકીમા 'ગંગા નારાયણ બ્રહ્મ' ઉચ્ચારણ કરવા લાગ્યાં. તે વખતે બીજા દિવસોની માફક હંમેશની જેમ ચોતરફ ઉષાની જ્યોતિ ફુટી નિકળી.



૭

જેમ બધી જગ્યાએ બને છે, સંસારની જે નિત્યની – નિત્યની શા માટે પ્રત્યેક નિમિષની – ઘટના છે, ભટ્ટાચાર્ય કુટુંબના હાહાકાર, હાય વોય આર્ત્તનાદ અને રડવા કુટવા છતાં એ બધી ઘટનાઓમાં દિવસ જોત જોતાંમાં પુરો થયો. મોહોલ્લાના પરોપકારી યુવકોએ રામશંકરની શેષ ક્રિયા વખતે સારી સહાયતા કરી. જાહ્નવી પાસે અગ્નિદાહ કરાવ્યો. કારણ કે સુપુત્ર હરિ તો તે વખતે ગામમાં નહોતો, ચાંદપુરના શેઠીઆઓ સાથે કલકત્તે ગયો હતો. અગ્નિદાહ દેતી વખતે જાહ્નવી એકાએક બેભાન થઈ ગઈ તેથી બધાઓએ તેને ન્હવડાવી યથાચિત વેશ પરિવર્તન કરાવી, ઘેર છોકરીઓ પાસે મુકી આવી અગ્નિસંસ્કારનું કાર્ય પુરૂં કર્યું.

શોકમય, દુ:ખમય લાંબા દિવસો વીતવા લાગ્યા – એ તો કોઈની વાટ જોઈને બેસી રહે નહીં. કેવળ માણસ જ એ

દિવસોની વચમાં પરાણે પોતાનું સ્થાન લઇ લીએ એટલું જ. નિર્વાક્, નિસ્પંદમાતા સામું જોઈ જોઇને જ સતી સાવિત્રીના દિવસો વીતી જતા હતા, કાલીપદ વચ્ચે વચ્ચે રડતો, તેને તેઓ બગાવી ફોસલાવી શાંત પાડતી. શ્રાધ્ધ આડા હવે માત્ર બે જ દિવસ બાકી રહ્યા હતા. શેઠીયાઓએ ધર્મ–નિતિ તત્વને અનુસરી રામશંકરના માસિક દસ રૂપીયાના પગારમાંથી હાજરીના દિવસોનો હિસાબ કરી પાંચ આના એક પૈસો અને બે પાઈ કાપી લઈ બાકી નવ રૂપીયા સાડા દસ આના એક પાઈ મોકલી આપ્યા હતા. સતીએ તે સાંચવીને રાખી દીધા હતા. કારણ કે શ્રાધ્ધમાં તેની જરૂર પડવાની હતી. ખાવાનું ભલે ન મળતું હોય છતાં પિતાની ઔર્ધ્વદેહિક ક્રિયા તો કરવી જ જોઇએ ને! રોજ બધા વાટ જોઇ મનમાં આશા રાખતાં હતાં કે હરિ પહોંચી આવશે પણ હરિ આવ્યો નહીં. ચાંદપુર પણ એક માણસ મોકલ્યો હતો. શેઠીયાઓએ કહ્યું કે 'હરિ તો અહીં નથી, તે તો કલકત્તે ગયો છે.'

સતીના કહેવા મુજબ તે માણસ હરિને આ ખબર મોકલી આપવાનું શેઠીયાઓને કહી આવ્યો હતો. પણ સતી સમજી ગઈ કે ભાઇને એ ખબર મલ્યા નથી.

આખરે શ્રાધ્ધનો દિવસ આવી લાગ્યો. બધાઓએ જ્યારે વિચાર કરી જાહ્નવી મારફત એ કામ પુરૂં કરાવવા નક્કી કર્યું ત્યારે જાહ્નવીને જરા ભાન આવ્યું. આટલા દિવસ તે જડવત્ જણાતી હતી. છોકરીઓ જે કાંઈ કહે તે યંત્રવત્ કર્યે જતી હતી. આજ તે બોલી 'હું શા માટે એ કામ કરવા બેસું સતી? હરિ કરશે.'

સતી માથું નીચું કરી બોલી 'મોટા ભાઇ તો હાજર નથી.'

જાહ્નવી બોલી 'હાજર નથી? તેં એને ખબર મોકલી નથી?'

'મોકલી છે. પણ તે ઘણું કરીને દાદા (મોટા ભાઇ) ને મળી નથી, દાદા કલકત્તે ગયેલ છે.'

જરા વાર વિચાર કરી જાહ્નવી બોલી 'ત્યારે કાલી પાસે આ કામ કરાવો. તે જેટલું કરી શકશે–જેવું કરશે–તેથી એમના આત્માને સંતોષ થશે.'

૭ વર્ષના બાળકે આખો દિવસ ઉપવાસ કરી પિતૃ કાર્ય પુરૂં કર્યું. કાર્ય પુરૂં થતાં નિર્જીવ–પ્રાય બાલકને માતાના ખોળામાં મૂકી સતી બોલી 'બા હવે આના મોં સામું જરા જો, નહીં તો આને પણ ખોઈ બેસશું જરા ધીરજ રાખી શાંત થા બા. તું એમ કરીશ તો પછી અમો કોના મોં સામું જોઈ ધીરજ રાખશું?'

હવે જાહ્નવી ઉઠીને બેઠી થઈ. પોતાને હાથે બાલકને હવિષ્યાન્ન ખવડાવી તેને ખોળામાં લઈ બેઠી. ગામના કેટલાક ધનવાનોએ પોતાની મેળે જ ઉપયાચક બની થોડા પૈસાની મદદ કરી હતી. ફક્ત થોડા જ બ્રાહ્મણોને ભોજન કરાવી રામશંકરના દારિદ્ર–જીર્ણ આત્માની ક્ષુધા તૃષા થોડે ઘણે અંશે મટાડવામાં આવી.

હરિશંકરને લઇને શેઠીઆઓ કલકત્તે 'દુર્ગેશ નંદિની'નો ખેલ જોવા ગયા હતા, કારણ કે એમની કલબ તરફથી હાલમાં એ જ નાટક ભજવવાનું નક્કી થયું હતું. આયેષાનો પાઠ બરોબર ભજવી શકે તેટલા ખાતર હરિને લઈ જવામાં આવ્યો હતો. ત્યાંથી પાછા આવી જે દિવસે તેમને ખેલ ભજવી બતાવવાનો હતો તે જ દિવસે હરિના બાપનું શ્રાધ્ધ હતું. રખેને ખેલમાં ખલેલ પહોંચે, પાઠ બરાબર ભજવી ન શકાય, તેથી હરિને આ વાતથી અજાણ રાખવામાં આવ્યો હતો. ચાંદપુર અને મોજુદપુરની વચ્ચે ત્રણેક ગાઉનું છેટું હતું. આ નગણ્ય મૃત્યુ સંવાદ અહીં સુધી પણ પ્રચાર પામી શક્યા નહીં.

તે ગમે તેમ, પણ ખેલ ભજવાઈ ગયો. આયેષાનાં વખાણથી ગામ મુખરિત થઈ ગયું. બહુ જ આનંદ થવાથી કે કોણ જાણે

નિસ્તેજ - શ્રીહીન, મલિન તમસાચ્છન્ન. તેને વિચાર આવ્યો કે કદાચ પિતાની તબીયત વધુ બગડી આવી હશે. ધીમે પગલે ફળીયામાં દાખલ થઈ તેણે બુમ મારી 'બાપુજી'

સતી અને સાવિત્રીએ શરૂ કરેલું કામ તેમના હાથમાંથી પડી ગયું. જાહ્નવીએ પ્રભુજીને ફળીયામાં નજર કરી, તેને ભાસ્યું કે— તે હરિ સાથે પાછા આવ્યા કે શું ! જોયું, ના, હરિ એકલો હતો ! જાહ્નવીએ આંખો લુછી.

હરિએ ફરીથી બુમ મારી 'બાપુજી.' ઉંઘ ઉડી જતાં હાંફળાં ફાંફળાં કાકીમા આંગણામાં આવી ઉભાં. 'અરે હરિ - રે. બાપ રે ! તારા બાપુ આ સંસારમાં હવે નથી રે દિકરા ! આજ સોળ દિવસ થયા તેમને ચાલી નિકળ્યાને રે દિકરા ! તેં આવીને આગ, પીંડ પણ દીધાં નહીં રે દિકરા—આવો કપુતર થઈને તું જન્મ્યો કેમ રે દિકરા' વગેરે વગેરે.

હરિ એકદમ બેસી જ ગયો ! આ પણ શું સંભવિત છે ? સામે સાવિત્રીને જોઈ વિકળ સાદે તે બોલ્યો 'સાવિ - શું થયું છે ?- શું હેં - ? બાપુ નથી ? આ શું સાચી વાત સાવિ ? ના - ના એમ તે કાંઈ હોય !'

સાવિત્રીએ બન્ને હાથવડે મોં ઢાંકી દીધું. મા ઓસરીમાં સુતી હતી તે તરફ હરિની નજર પડી. - તેના પહેરવેશમાં સફેદ વસ્ત્ર લુખા સુકા વાળ, શીર્ણ ફીક્કા ચહેરો - દીના રમણી ! આ શું તેની તે લક્ષ્મીસ્વરૂપા હાસ્યમયી મા ! હરિનું પથ્થર જેવું હૃદય પીગળી તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. બન્ને હાથ વડે મોં ઢાંકી દઈ તે મોટે સાદે રડતો ત્યાં જ બેસી ગયો.

ઘણી વારે સાવિત્રીએ ધીમે સાદે કહ્યું 'મોટા ભાઈ ઉઠો હવે ચાલો મા પાસે.'

'મા પાસે? ના, ના, હું હમણાં આવી શકીશ નહીં. હમણાં તો હું પાછો જઈશ.'

સતી આવી તેની સામે ઉભી રહી. કઠોર સાદે તે બોલી 'જે કર્યું છે તેનું તો પ્રાયશ્ચિત છે જ નહીં, હવે માનો જીવ બચાવવો હોય તો તેને ધીરજ આપો અને નાના ભાઈને પણ બચાવો. ભાગી જઈને હવે શું કરશો? ચાલો માને મોઢું દેખાડો, તેની પાસે આવી બેસો.' હરિ આ વાત ઉલંઘવાનું સાહસ કરી શક્યો નહીં. તે ઉઠીને ઉભો થતો હતો ત્યાં તો મોટાં કાકીમા ચિત્કાર કરી બોલી ઉઠ્યાં 'અડકીશમાં, કોઈને અડકીશમાં, પહેલાં નાહી આવ.'

સતીએ વિચાર કરીને કહ્યું 'ત્યારે ચાલો પાછળના તળાવમાંજ નાહી લીઓ. ઘાટ ઉપર નાહાવા જવાની જરૂર નથી.' ઘરની બહાર નિકળી રખેને તે ભાગી જાય સમજી સતી પોતે સાથે જઈ તેને પાછળની ખડકીમાંના તળાવ પર સ્નાન કરાવી લાવી. નાહી આવ્યા પછી હરિ મા પાસે બેસી ઘણીવાર સુધી મુંગોમુંગો રડ્યો.

સુદીર્ઘ નિઃશ્વાસ નાંખી જાહ્નવી બોલી 'હવે રડવાથી શું થવાનું છે? તે તારા ઉપરની રીસ તજી દઈ અંતની ઘડીયે તને આશીર્વાદ આપી ગયા છે – ડાહ્યો થા, સમજુ થા, તું સુખી થઈશ.'

હરિએ શેઠીયાઓને મનમાં ને મનમાં ઘણીયે ગાળો દીધી. તેણે સોગન ખાધા કે હવે તે તેમની પાસે જશે નહીં. થોડા દિવસ તે ઘરમાં પણ રહ્યો. સતીએ ધાર્યું કે ભાઈ સાથે દુઃખ આવી પડતાં તે હવે ખરેખર સુધરી ગયો, પણ બે ચાર દિવસ પછી તે સમજી કે તે આશા ભુલ ભરેલી હતી.

હરિએ બે એક દિવસ ઇતસ્તતઃ કરી સતીને કહ્યું 'જો સતી આમ હાથ જોડી બેસી રહેવાથી તો કાંઈ વળશે નહીં – કાંઈક કામધંધો કરવા માટે બહાર તો નિકળવુંજ પડશે. માટે હું જાઉં. વચ્ચે વચ્ચે હું આવતો રહીશ. લે આ દશ રૂપીઆ મારી પાસે છે

તે તું રાખ. અને જેમ આજ દિવસ સુધી જેમ તેમ કરી ઘર ખરચ ચલાવતી આવી છો તેમ થોડા દિવસ વધુ ચલાવ. હું થોડા વખતમાં જ બધો ભાર ઉપાડી લઈશ. તું કાંઈ ચિંતા કરતી નહીં. જો વળી વચ્ચે કાંઈ રૂપિઆ પૈસાની જરૂર પડે તો ચાંદપુરના શેઠીયાઓને ઠેકાણે મને કાગળ લખજે અથવા માણસ મોકલી ખબર આપજે, એટલે હું તુરત આવીશ – સમજી? ત્યારે હવે હું જાઉં છું બેસી રહેવાથી તો કાંઈ વળવાનું નથી.'

સતી સમજી ગઈ. તેણે મુંગે મોઢે રૂપીયા લઈ લીધા. સાવિત્રી કરૂણ સાદે બોલી 'હજુ બે ચાર દિવસ રોકાઈ જાઓને દાદા. તમને નજર સાંમે જોઈ માની તબિયત સારી રહે છે, બે ચાર દિવસ પછી જજોને.'

'ગાંડી રે ગાંડી, એમ હાથ જોડી બેસી રહેવું કાંઈ પાલવે? જો હમણાં માને કહેજેમાં કોણ જાણે વળી તે રોકકળ કરશે! હું જાઉં પછી કહેજે.'

સાંજ પછી જાહ્નવી સાવિત્રીને બોલાવી તેના અર્ધ જટાયુક્ત લુખા, ધુળવાળા મેલા વાળ સાફ કરવા પ્રયત્ન કરવા લાગી. સાવિત્રીની આંખોમાંથી થોડાંક અશ્રુબિંદુ ટપકી પડ્યાં. માથી છાનાં તે લુછી નાંખી તે બોલી 'આજ રહેવા દે બા. બીજી કોઈ વાર સાફ કરી આપજે.' જાહ્નવીના ક્ષીણ હાથો જાણે ભાંગી પડતા હતા. છતાં તે બોલી 'બહુ ગુંચ વળી ગઈ છે. જટા જેવા થઈ ગયા છે. પછી ગુંચ કાઢવી બહુ જ મુસ્કેલ થઈ પડશે.'

રાતનું કામકાજ આટોપી રસોડાંને તાળું મારી કાલી સારૂ દુધનો વાટકો હાથમાં લઈ સતીએ ઓરડામાં પ્રવેશ કર્યો. દુધ શિકાં ઉપર રાખી ઉભી રહેતાં જ માએ પૂછ્યું 'રસોડાંને તાળું કેમ દઈ આવી? હરિને જમવું નથી? તમારે બધાંને જમવું નથી?'

'હરીએ જમી લીધું છે. રસોડામાં હવે કાંઈ કામ નથી.'

'તારે ખાવું નથી ? હરિ – હરિ ક્યાં ?'

નત મુખે સતીએ કહ્યું 'દાદા નોકરી ગોતવા ચાંદપુર ગયા છે.'

'મને તો કાંઈ કહી ગયો નહીં ને !'

'તું રડીશ એમ સમજી તે તને કહીને ગયા નહીં. કહ્યું કે બે ચાર દિવસમાં જ આવીશ, નોકરી કર્યા સિવાય તો ચાલવાનું નથી. ઘર ખરચ સારૂ દસ રૂપિયા પણ આપી ગયા છે.'

જાહ્નવી થોડીવાર ચુપ રહી. પછી ધીમો નિસાસો નાંખી ધીમેથી બોલી 'રડું શા માટે–? તે જેમ સુખી રહે તેમ ભલે કરે.' એકાદ ક્ષણ સાવિત્રીના વાળની ગુંચ કાઢવાનો પ્રયત્ન કરી કલાન્ત સ્વરે તે બોલી 'સતી – સાવિનું માથું તું સાફ કરી દેને દિકરી. મારાથી તો થાતું નથી.'

સતી સાવિત્રીનું માથું લઈ ગુંચ કાઢવા બેઠી. સાવિત્રીએ ના કહી. સતીએ તેને નરમ ઠપકો આપી ઉતાવળે હાથે તેનું માથું હોળાવી દીધું. જાહ્નવી પથારી પર સુઈ ગઈ. સાવિત્રી તેની છાતી પાસે માથું રાખી જમણો હાથ તેના શરીર ઉપર રાખી સુતી, સતીએ કહ્યું 'મા જરા પાણી પી લે ને.'

'ના દિકરી મને કંટાળો આપતી નહીં મને ઉંઘ આવે છે.'

સતી જાણતી હતી કે માતાની આ નિસ્પંદ નિર્વાક ચિંતા બરાબર ઉંઘના જેવી જ તન્મયતાપૂર્ણ. મા તે વખતે કોઇની સાથે કાંઈ બોલતી નહીં, તેથી તેણે ઉઠીને ઉંઘી ગયેલા ભાઇને ઉઠાડી તેને દુધ પાઈ વળી પાછો તેને બગાવી ફોસલાવીને ઉંઘાડી દીધો. ગાયનું આટલું દુધ તે આ બાળકનું જીવન હતું – તેથી જ તે ગાયની સંભાળ લેવામાં જરા પણ ખામી આવવા દેતી નહીં.

રાત વધતી ચાલી. તે દિવસે ગરમી પણ સખત હતી. બત્તી હોલાવી સતી બારી પાસે વસ્ત્રનો છેડો પાથરી સુઈ ગઈ. બહુ જ

ગુંચળીઓ વળી ગયેલા છુટા વાળ સેવાળની માફક ચો તરફ પથરાઈ ગયા. બહાર આષાઢ મહીનાનું વાદળાંથી ઘનઘોર થયેલું આકાશ, એકે ય તારો દેખાતો નહોતો—ક્યાંય જરા સરખું યે અજવાળું નહોતું. સ્તંભિત પૃથિવી જાણે તેની પોતાની માફક જ મલિન છેડો પાથરી એક તરફ પડી હતી—અવસાદમય, વિષાદગ્રસ્ત—જાણે કે સવારે તે ઉઠીને ઉભી જ થઈ શકશે નહીં.

સતી સમજી શકી નહીં કે તેની છાતી એક જાતના પાષાણ જેવા ગુરૂ ભારથી કેમ દબાઈ રહી છે. જ્યારે તે કામકાજમાં મન પરોવાયેલું રાખતી ત્યારે તેવું કાંઈ તેને જણાતું નહીં. સ્ફુર્તિમાં રહેતી. જરા નવરી પડતાં જ તે ભાર વળી તેને દબાવી બેસતો. આમને આમ કેટલો વખત ચાલ્યા કરશે? કોઈ દિવસ શું ભાર ઉતરશે નહીં? રડી પડવાની કેટલી ય ઇચ્છા થતી હતી, છતાં રડવું આવતું નહોતું.

પૃથિવી તરફ જોઈ તે વિચાર કરવા લાગી 'ઉઃ કેવું અંધારૂં આ અંધારાનો શું કાંઈ છેડો જ નહીં હોય! તેણે આકાશ તરફ મીટ માંડીને જોયું, એક તારો મીટ મીટ કરતો ચમકતો હતો. તે વિચાર કરવા લાગી આ શું મારા બાપુ હશે? તે જતાં જતાં મને આવવાનું કહી ગયા હતા. મને હજુએ શું બોલાવતા હશે? વિચાર કરતાં કરતાં તેને અચાનક જણાયું કે તે તારો જાણે ધીમે ધીમે ઉજ્વલ થઈ કરડી આંખે તેની તરફ જોતો હતો! સતી ભય પામી બારી બંધ કરી દઈ માતા પાસે જઈ સુઈ ગઈ. એકવાર નિદ્રિત ભ્રાતા, ભગિની અને માતાને સ્પર્શ કરી તે અસ્ફુટ સ્વરે બોલી 'ના, ના, મારે ત્યાં જવું નથી.'

ત્રણ મહીના વીતી ગયા, દરમ્યાન હરિ એકવાર પાછો આવી થોડાક રૂપીયા આપી ગયો હતો. તે તથા ત્રણે જણીઓની મહેનતથી જે કાંઈ થોડું ઘણું ઉપાર્જન થતું હતું તેનાથી સંસારનું ગાડું જેમ તેમ ચાલ્યું જતું હતું.

એક દિવસ સવારે સતી તળાવમાં નહાવા ગઈ હતી, હવે તે મોટી નદીના ઘાટ પર જતી નહોતી—સાવિત્રી ગાયને ચારો નાખતી હતી, દરમ્યાન ટપાલીએ આવી કહ્યું 'કાગળ છે' કાલીએ પત્ર લાવી માતાના હાથમાં મૂકયો. તુલસી કયારો લીપતાં લીપતાં માતાએ ડાબા હાથમાં કાર્ડ રાખી વાંચ્યો. વાંચી ધ્રુજતી ધ્રુજતી તે ત્યાંજ ભીના કાદવ વાળી જગ્યાએ બેસી ગઈ.

સતી નાહી આવીને રસોડામાં હાંડો મૂકી માતા પાસે આવી બોલી 'મા, મા? શું કામ રડે છે?' માતા નિર્વાક્ પડી રહી.

કાર્ડ બાજુમાં જ પડયો હતો. સતીએ તે ઉપાડીને વાંચ્યો. નવગ્રામવાસી તિનકડી લાહીડી પરલોકવાસી થયા હતા. તેમના પુત્રે પોતાની વિમાતા (અર્થાત સતી)ને આ ખબર પત્રથી આપ્યા હતા અને સહકુટુંબ પોતાને ઘેર આવી તેમનું પરલૌકિક કાર્ય રૂડી રીતે કરી જવાનું આમંત્રણ આપ્યું હતું.

સતી ઘણીવાર સુધી ચુપચાપ ઉભી રહી, પત્ર હાથમાં લઈ મોટી બ્હેનને આમ જડવત્ ઉભી રહેલી જોઈ સાવિત્રી વિસ્મય પામી પાસે આવી. મોટી બ્હેનના હાથમાંથી પત્ર ખેંચી લીધો અને પોતે વાંચ્યો. વાંચી લઈ એક વાર મોટી બ્હેનના મોં સામું જોઇ તે ચીસ પાડીને રડી પડી 'મા—ઓ—મા—માડીરે—હાયરે—શું થયું રે!'

મોટાં કાકીમા સફાળાં દોડતાં આવ્યાં. રડતી સાવિત્રી પાસેથી મહા મહેનતે શું થયું છે તે જાણી લઇ તેમણે મોટે સાદે રડારોળ કરી મૂકી, ધીમે ધીમે પાડાનાં માણસો આવી ભેગાં થયાં. બધા હાય હાય કરવા લાગ્યાં! ઘરમાં એક જાતની ઘુમરાણ મચી રહી. જાહ્નવી તો ફક્ત બે હાથે મોં ઢાંકીને બેસી જ રહી, આજનું રૂદન માત્ર ઉપહાસ જ હતું! જે દિવસે સતીને પરણાવી તે જ દિવસે આ રૂદન કરી લીધું હતું. ત્યારે હવે રૂદન શાનું!

દિવસ ઘણો ચડી ગયો. મોટાં કાકીએ કહ્યું 'જે બનવા કાળ તે બન્યું – સતી, આવ દિકરી, ચાલ નદીમાં ડુબકી મારી આવીએ.'

સતી સ્થિર સાદે બોલી 'તળાવમાં ન્હાવાથી નહીં ચાલે?'

બધાં બોલી ઉઠ્યાં 'તે કાંઈ ચાલે? નદીએ જ જવું પડશે.'

સતીનો ભાવ જોઈ બધાય તેની મનમાં ને મનમાં નિંદા કરવા લાગ્યાં, આ તે કેવી છોકરી બાઈ! ભલે ધણીનું ઘર નહોતું માંડયું – પણ તેથી શું? ધણી તો ખરોને, પરણી તો હતીને. હાયરે મા – જુઓ તો ખરાં! જરાય રોઇ પણ નહીં! અરરર માડી!

મોટાં કાકી સતીના હાથમાંથી ચુડીઓ ભાંગતાં ભાંગતાં ખરેખર રડી પડયાં. સતીએ પોતે જ એક ઈંટથી તે ભાંગી નાંખી.

નાહીને સફેદ કપડાં પહેરી, સેંથામાંનો સિંદુર, કપાળનો ચાંદલો અને હાથમાંની ચાર ચુડીઓ વિસર્જન કરી સતી ઘુમટા વતી મોં ઢાંકી સહજ ભાવે ઘર તરફ ચાલી. બધા તેના તરફ જુએ છે એવો વિચાર આવતાં એક જાતના અવ્યક્ત ક્ષોભથી તેનું હૃદય અવસન્ન થઈ જતું હતું. ડેલીના બારણાં પાસે આવતાં કાકીમા બુમ પાડી ઉઠ્યાં 'કાલી લીમડાનાં પાંદડાં આપી જા. સતી હમણાં ડેલીમાં પગ મુકજેમાં. લે આ લીમડાનાં પાંદડાં. તે ચાવી આ દેવતાને અડકી પછી ઘરમાં જજે.'

સંકુચિત ભાવથી સતીએ યથાકર્તવ્ય પાલન કર્યું. સતી ઘરમાં દાખલ થતી હતી તે વેળાએ કોઇએ કહ્યું 'સાવિ, તું હમણાં આઘી ખસી જા, મોટી બ્હેનનું મોઢું જોજેમાં, તારાથી જોવાય નહીં.' સતીએ ઉતાવળે પોતાનું મોં ઢાંકી દીધું. સાવિત્રી દોડતી આવીને 'ઓ – દીદી – તને આવો વેશ કોણે પે'રાવ્યો!' કહી તેને વળગી પડી. બધાંય એકીસાથે તેને ઠપકો આપવાં લાગ્યાં. સતી ત્યાં જ બેસી ગઇ. સાવિત્રી તેના ખભા ઉપર માથું મુકી તેના

ગળામાં બાઝી પડી રડવા લાગી. તેનાં આંસુ લુછી નાંખતી સતી તેને સમજાવવા લાગી.

કાકીમા આવી જાહ્નવીને ઠપકો આપતાં કહેવા લાગ્યાં 'હવે ઉઠ, જે બનવાનું હતું તે બન્યું. દિકરીને જરા પાણી પા. શું કરીએ કહે, આપણું કાંઈ જોર બોર છે? રડયે શું થાય!'

જાહ્નવી ઉઠી. સતીની પાસે જતાંજ સતી ઉઠીને ઉભી થઈ. કન્યાનો વિધવા વેષ જોતાંજ જાહ્નવીની ધીરજ બાંધી રહી નહીં. આર્તસ્વરે એકવાર ચીસ પાડવા ગઈ, પણ શબ્દ બહાર નિકળ્યો નહીં. ફકત પુત્રીને પોતાના બન્ને બાહુમાં તેણે ખેંચી લીધી.

ઘણીવાર પછી જાહ્નવી બોલી 'સતી, દિકરી ચાલ, જરા સરબત મોઢે અડાડ.'

નીચે મોંએ સતી બોલી 'મને તો તરસ લાગી નથી મા, તું જરા પી, હું તેટલામાં રસોઈ ચડાવી દઉં.'

'રસોઈ તારી મોટી કાકીએ ચડાવી દીધી છે તારાથી આજ રંધાય નહીં'

'ઓ!' કહી સતી વળી પાછી ત્યાંજ બેસી ગઈ.



૮

વિશ્વેશ્વર અને અન્નપૂર્ણા દેવીને તીર્થ-ભ્રમણ પુરૂં કરતાં લગભગ એક વરસ લાગ્યું. અગાઉ એકવાર વિશ્વેશ્વરે પશ્ચિમ ભારત તરફ જશું એમ કહેલું, પણ કામકાજ અને બીજાં કારણોને અંગે નિકળી શકાયું નહોતું. બન્ને આ વખતે ઘણાં યે જાત્રાનાં સ્થળોમાં ફર્યાં. કામાક્ષ્ય, ચંદ્રનાથ અને આદિનાથનાં દર્શન કરી પછી સાવિત્રી, પુષ્કર, કુરૂક્ષેત્ર, જ્વાલામુખી, હરિદ્વાર વગેરે કષ્ટસાધ્ય તીર્થો પણ આ વખતે ફરી આવ્યાં. આ બધાં તીર્થોની જાત્રા માસીબાએ અગાઉ કોઇ દિવસ કરી નહોતી તેથી આ વખતે જ્યારે બહાર નિકળાયું છે તો આ બધાં પુરાં કરી લેવાં એવો નિશ્ચય કર્યો હતો.

આટલી ઉમર ઘરની કોટડીરૂપી બંદીખાનામાં પડેલો વિશ્વેશ્વર જાણે નવા જગતનો જીવ થઇ પડ્યો; — આજ અહીં, કાલ પણે, ક્યારેક સ્નાન, ક્યારેક દેવદર્શન, ક્યારેક વળી પર્વતારોહણ વિગેરેના

આનંદથી તે એક રીતે આત્મ વિસ્મૃત જ થઇ ગયો. ચંદ્રનાથ અને આદિનાથ જતાં તે બોલ્યો 'માસીબા હવે બીજે ક્યાંય જવાનું કામ નથી – ચાલોને અહીં જ એક ઘર બંધાવી રહી જઇએ' માસીબા જરા હસ્યાં. તે તરફ ફરી તેઓ પશ્ચિમ તરફ ગયાં. આખો પશ્ચિમ પ્રદેશ ફરી વિશ્વેશ્વર જેટલો ખુશ થયો તેટલો દુઃખી પણ થયો. તે વખતે દુર્ભિક્ષની કરાળ મૂર્તિ આખા પશ્ચિમ પ્રદેશનો ગ્રાસ કરી રહી હતી. એક દિવસે તેણે માસીબાને કહ્યું 'માસીબા આપણા દેશમાં ન રહેતાં આ તરફના પ્રદેશમાં રહીએ તો શું ખોટું?'

માસીબા બોલ્યાં 'કેમ?'

'જુઓને કેવો ગરીબ દેશ! હા અન્ન, હા અન્ન કરી માણસો બધાં કેવાં આકુળ વ્યાકુળ! ચોતરફ પોકાર પાડી રહ્યાં છે. કોને શું મદદ કરવી, કેવી રીતે કરવી એવા વિચારો કરી કામ શોધતા ફરવાની અહીં જરૂર નથી. ખરેખર દારિદ્ર કેવું હોય છે તે આ પશ્ચિમ પ્રદેશમાં દુકાળના વખતમાં આવવાથી બરાબર સમજી શકાય.'

માસીબા જરા મ્લાન શુષ્ક સ્મિત કરી બોલ્યાં 'આપણા દેશમાં શું ગરીબો નથી ગાંડા?'

'ક્યાં છે! જેઓ છે, તેમની સરખામણી આ લોકો સાથે થઈ શકે જ નહીં. આપણો દેશ શસ્યશામલ, સુજલ; કાંઈ ન હોય તો પણ કોઇને ભૂખને લીધે તો મરી જવું પડે જ નહીં.'

'તે હશે; પણ તું એકવાર રામશંકર ભટ્ટાચાર્યજીના કુટુંબની વાત યાદ કર જોઇએ.'

'તે યાદ છે. પણ એ લોકો આ દેશમાં હોત તો ક્યારના યે મરી ગયા હોત. બંગાલનું ગામડું છે એટલે જ હજુ સુધી ગૃહસ્થાઈ જાળવી રાખી દિવસો ગુજારે છે. જુઓ માસીબા જે દેશમાં અભાવ નથી તે દેશમાં કાંઈ કરી શકાય નહીં, કરવા જતાં પણ શરમાવું પડે, જે લોકો ગ્રહણ કરે તેમને પણ શરમાવું પડે. કારણ કે,

તેઓ તો દુઃખ સુખ વેઠી એકરીતે દિવસો ગુજારતા જ હોય છે; જન સાધારણની નજર સામે તેઓ સહજમાં ભિક્ષુકનો વેશ ધારણ કરવા ઇચ્છતાં નથી. જે દેશમાં આવો સંકોચ જરાયે નથી, સહાય ન મળવાથી જેઓ રાત દિવસ મરી જતાં હોય છે, તે દેશમાં રહેવું ઉચિત છે. ત્યાં વગર મહેનતે ઘણાં કામો કરી શકાય છે.'

હસતાં હસતાં માસીબા બોલ્યાં 'શું કામ કરી શકાય? તું શું કરવા માંગે છે તે કહે જોઇએ?'

વિશ્વેશ્વર નીચું જોઇ રહ્યો. શરમના આભાસથી તેના કર્ણ મૂળ જરા લાલ થઈ ગયા. મોઢેથી મોટી મોટી વાતો કરવી એ તેનો સ્વભાવ જ નહોતો. લાગણીના આ આધિક્યથી હૃદય જ્યારે અત્યંત આંદોલિત થઈ જતું ત્યારે તે એકદમ વાચાહીન બની જતો. આથી જ દેશમાં એક અતિથિ મંડપ તૈયાર કરાવતાં કરાવતાં અચાનક તેણે તે કાર્ય મુલતવી રાખ્યું હતું. પ્રથમ તો તે પોતે માણસો પાસે એમ કેમ પ્રચાર કરી શકે કે હું મોટો ધનવાન છું, દયાળુ છું, જેને સહાયતાની જરૂર હોય તેણે મારી પાસે આવવું હું તેમનું દુઃખ ટાળીશ. તેથી જ આવો વિચાર આવતાં તેનો અંતરાત્મા સંકુચિત થઈ ગયો. લાગણીના આવેશથી કામ શરૂ કરી દીધું હતું તે બંધ કરી દીધું. દેશના માણસોએ અનુમાન કર્યું કે રેશમના ભાવ ઘટી જવાથી વિશ્વેશ્વરે ઘર બંધાવવાનું મુલતવી રાખ્યું. બીજું તે એમ પણ સમજી શક્યો હતો કે આ દેશમાં વગર સંકોચે જન સાધારણ સમક્ષ પોતાને ભિક્ષુક તરીકે ઓળખાવી સહાય ગ્રહણ કરે એવા માણસોની સંખ્યા પણ ઘણી ઓછી છે. જેમને એવો સંકોચ નથી તે ભેખધારી વૈરાગીઓ હોય છે. બંગ દેશના ધર્મપરાયણ લોકોની દયાથી તેમને પણ કોઈ જાતનો અભાવ નથી. ઘણો વિચાર કરી વિશ્વેશ્વરે એ વિચાર પડતો મૂક્યો હતો.

પશ્ચિમમાં આવી ત્યાંની સાધારણ જનતાની દુર્દશા જોઈ તે પોતાનાં આંસું ખાળી શક્યો નહીં. તેને એવી ઇચ્છા થવા લાગી કે તે

પાશ્રમમાં આવી ત્યાં વસવાટ કરી પોતાની ઘણા દિવસની મનઃકામના તે પૂર્ણ કરે. પણ માસીબા ફિક્કું હસી વાત ઉડાડી દઈ તેની તે ઇચ્છામાં વિઘ્ન નાંખવા લાગ્યાં. માસીબા ચોક્કસપણે સમજી ગયાં હતાં કે, કુબેરનો ભંડાર ન હોય ત્યાં સુધી એ દેશનો અભાવ મટાડી શકાય તેમ નથી! વિશ્વેશ્વર જે અઢળક ધન દાનમાં વાપરતો હતો તેમાં તેઓ વાંધો લેતાં નહોતાં પણ દેશમાં પાછા ફરવા માટે તેને તાકીદ દેવાં લાગ્યાં. તે સમજી ગયાં હતાં કે તેમનો આ ડાગળી ચસકેલ છોકરો વધુ દિવસ તે દેશમાં રહેશે તો વધુ પાગલ બની જશે. તેને ખાલી હાથ થયેલો જોવા તે બિલકુલ ઇચ્છતાં નહોતાં.

માસીબાની વ્યગ્રતા જોઈ આખરે વિશ્વેશ્વર દેશ તરફ પાછા ફરવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. માસીબા ભાત રાંધી વાટ જોતાં બેઠાં હતાં–બપોરના બે વાગી ગયા હતા, ત્રણ વાગવાની તૈયારી હતી–તેલ વગરના અસ્તવ્યસ્ત વિખરાયલા વાળ તથા પસીનાથી રેબઝેબ થાકેલું શરીર તથા સૂર્ય કિરણોથી દગ્ધ થયેલ મોં લઇ વિશ્વેશ્વર હાજર થયો. સરબત પીવડાવી, પંખાવડે પવન નાંખી ઘણી મહેનતે માસીબાએ તેને સ્વસ્થ કર્યો. તે આટલો બધો વખત શા કામમાં રોકાયલો હશે તે માસીબા સારી રીતે સમજી ગયાં હતાં. પચીશ માણસો સારૂ જમવાની રસોઈ બનાવવાનું જ્યારે તે માસીબાને કહેતો ત્યારે માસીબા પોતાની અક્કલ વાપરી એકસો માણસોને પુરી થાય તેટલી રસોઈ ચડાવતાં, વિશ્વેશ્વર પણ તે રસોઈ કરવામાં સહાય કરતો. જમીનમાં મોટા ચુલા ખોદી તેના ઉપર ભાતની મોટી મોટી ડેગો ચડાવી ભેંડે અંગુછો બાંધી વિશ્વેશ્વર મહા આનંદપુર્વક દોડાદોડી કરી મૂકતો. માસીબા શાકભાજી સંબંધી ભાર ઉપાડી લેતાં. આખરે એકસો માણસોની જગ્યાએ બસો માણસોની મારામારી થઇ પડતી. ત્યારે ભંડારમાંથી કાચા ચોખા વ્હેંચી દઈ ભિક્ષુક દળને શાંત કરવું પડતું.

હદ કરતાં વધારે પરિશ્રમથી વિશ્વેશ્વરનું શરીર કૃશ,–મલિન

થયું હતું. બે એકવાર તાવ પણ ચડી આવેલો, હવે માસીબા એક દિવસ જોરાવરીથી ગાંસડાં પોટલાં બાંધી ગાડીમાં ચડી બેઠાં. એક વરસ પછી તેઓ પાછા દેશ ભણી ચાલ્યાં. ટ્રેનમાં જ માસીબાએ વિશ્વેશ્વરને કહી દીધું કે 'દેશમાં જઇને એક મહીનાની અંદર જ તારે લગ્ન કરવાં પડશે એ યાદ રાખજે.' સાંભળી વિશ્વેશ્વર જરા હસ્યો.

લગ્નનું નામ સાંભળતાં જ ખરેખર તેને જાણે એક જાતનો તિરસ્કાર જ આવી જતો હતો. પહેલાં શું વિચાર કરી તેણે વિવાહ ન કરવાનો સંકલ્પ કર્યો હતો તે કહી શકવું મુશ્કેલ છે. પણ હવે તે સંકલ્પ બૃહત્કાર્ય અશ્વત્થની જેમ શાખા પ્રશાખા ફેલાવી બહુ જોરથી વૃધ્ધિ પામ્યો હતો. વાવાઝોડું, પવન, વૃષ્ટિ, વગેરે બધાંની તે હવે ઉપેક્ષા કરી શકે તેમ હતું. સાધારણ કલ્પનાનું અંકુર હવે સુદૃઢ પાષાણભેદી મુળીયાંના રૂપમાં ફેરવાઇ ગયું હતું. પહેલાં તેણે જ્યારે પરણવું નથી એમ કહ્યું હતું, તે વખતના સંજોગો જોતાં એટલું જ માત્ર કહી શકાય કે અવિરામ નિરસ ગ્રંથ ચર્ચા જ તેનું કારણ હતું. જો મા અથવા બ્હેન અથવા સ્નેહ–પ્રેમ દેખાડવાવાળું કોઇપણ આપ્તજન તે વખતે હોત તો ઘણું કરીને તેના આ વિચારો પુષ્ટિ મેળવી શકત નહીં. માસીબા તેના ઘરમાં તે વખતે નવાંજ આવેલાં હોઇ ફકત પોતાનું કામ જ કર્યે જતાં હતાં, પરાયા છોકરાને બહુ ગાઢ સ્નેહ દેખાડી ઘનિષ્ટતા કરવા ઇચ્છતાં નહોતાં. હવે વૃધ્ધ વયે તેમનો તે દર્પ ચૂર્ણ થયો હતો. પણ ત્યાં તો વિશ્વેશ્વર જ નારી–સંગ–અસહિષ્ણુ બની ગયો હતો. જ્ઞાનચર્ચા વખતે તે જ્યારે કાવ્ય અથવા સાહિત્યની આલોચના કરતો ત્યારે તેમાં નારી જાતિનું પ્રાધાન્ય જોઈ તે વળી વધુ ભયભીત બની જતો. એક સામાન્ય બાલિકા અથવા નારી કેવી રીતે પુરૂષનાં વિસ્તૃત જીવનના સર્વ સુખ–સાર્થકતાનાં કેન્દ્ર રૂપે પ્રતિષ્ઠિત થઇ શકે તે તે કોઇપણ રીતે સમજી શકતો નહીં. અને છતાં તેણે જોયું કે આ

નારી જ કાવ્ય અને સાહિત્યનો પ્રાણ; અને તેથી જગતનો પણ પ્રાણ. કેવી રીતે આ મોહમયી આત્મ વિસ્મૃતિથી તે પોતે બચી શકે એના વિચારમાં જ તે રાત દિવસ મગ્ન રહેતો હતો. પોતાને પરણેલો કલ્પી કોઈ કોઈ વાર તે પોતાના માનસ ચક્ષુઓ વડે પોતાની સ્થિતિની પર્યાલોચના પણ કરતો. સમસ્ત સુખની કલ્પના એક બાલિકાના સુખ – દુઃખમાં પર્યવસિત, – વિચારનો અંત કાર્યનો અંત ફક્ત એક બાલિકામાં જ; – સમસ્ત આગ્રહ, ઉત્સાહ, સમસ્ત સ્નેહ, પ્રેમ, સૌંદર્ય, બધું એક ક્ષુદ્ર મૂર્તિમાં સમાવી દેવું! આ શું માણસનું આકાંક્ષિત જીવન? આને જ જો સુખ, શાંતિ તૃપ્તિ કહેવાય – તો પછી દાસત્વ કોને કહેવું!

જ્યારે તે પોતાના ગામની નજીક પહોંચ્યો ત્યારે સાંઝ પડવા આવી હતી. છેટે ગામની શ્યામલ રેખા મ્લાન સૂર્યકિરણોમાં ચિત્રની માફક શોભતી હતી. ખુલ્લાં મેદાનનો ચિર–પરિચિત વાયુ પ્રેમથી તેના માથાના વાળ હલાવી, તેની હડપચી પકડી સ્નેહથી જાણે કુશલ સમાચાર પુછવા લાગ્યો. ઓચિંતાં વિશ્વેશ્વરની આંખોમાંથી ઝરઝર આંસું વહેવાં લાગ્યાં. તેને એમ લાગવા માંડ્યું કે ન્હાનપણમાં મરી ગયેલી તેની મા જાણે આ ગામના આમ્રવૃક્ષની છાયામાં ઉભી રહી સ્નેહ–સજલ આંખે પ્રવાસ કરી પાછા ફરેલા પુત્ર સાથે સ્નેહસંભાષણ કરી રહી હતી. તે તીવ્ર આનંદનો પ્રતિઘાત સંવરણ કરી લેવા વિશ્વેશ્વર ક્ષણભર ઉભો રહી ગયો; એકાએક રસ્તામાં નીચે બેસી જઈ માટીમાં પોતાનું લલાટ ઝુકાવી તેણે કો'કને પ્રણામ કર્યા. માસીબા બળદ–ગાડીમાં બેઠાં હતાં, નહીં તો છોકરાની આ લીલા જોઈ તેઓ રડી જ પડત.

ઘેર પહોંચી સૌથી પહેલાં માસીબા ગાયો વિગેરે જાનવરો જોવાં ગયાં. જુના નોકર ઘોષે તથા નિધિની માએ ઘર બની શકે તેટલું સાફ રાખ્યું હતું. છતાં જે જે ઓરડાઓને તાળાં વાસેલાં હતાં તે બધા ઓરડાના હાલ જોઈ માસીબાએ મુસાફરીની વિરૂદ્ધમાં

પોતાનો મત જાહેર કર્યો. જાત્રાના સ્થળોમાંથી જે મૂર્તિઓ-છબીઓ, વસ્ત્રો, પ્રસાદ વગેરે લાવેલાં હતાં તે આડોશી પાડોશીમાં વ્હેંચી દેવાની આતુરતા તુરતમાં દબાવી રાખી ઉપવાસી વિશ્વેશ્વર સારૂ તેમણે રસોઈ ચડાવી દીધી. પણ વિશ્વેશ્વર તો ક્યારનોયે પાડામાં ફરવા નીકળી પડયો હતો. કોઇને ઘેર જવું એ તેના સ્વભાવ વિરૂદ્ધ હતું. પણ આજ તેને તેમ કરવાની પણ ઇચ્છા થતી હતી.

એમ કરવાથી રખેને કોઈ કાંઈ ઉંધો વિચાર બાંધી બેસે એમ સમજી તેણે તે ઇચ્છાને દબાવી. તે સીધો પોતાનો કેળાંબાગ જોવા ચાલ્યો ગયો. તે વખતે ક્ષીણ સૂર્ય અસ્ત પામી ગયો હતો. કેળાં-બાગમાં ચોતરફ 'અંધકાર! આતુર નજરે વૃક્ષો તરફ એકવાર જોઈ તે પાછો ફર્યો. ગામનું પ્રત્યેક વૃક્ષ પ્રત્યેક ઘર જાણે તેને કેટલુંય સુંદર જણાવા લાગ્યું. રસ્તામાં નાથુ મંડલ, પરાણ કલુ, વિપિન મોદી, વગેરે તેના બિલકુલ અપરિચિત માણસો પણ જ્યારે 'દાદા ઠાકુર ક્યારે આવ્યા?' કહી તેને નમસ્કાર કરવા લાગ્યા ત્યારે તેણે આનંદથી ઉત્ફુલ્લ થઈ જઈ તેમની સાથે ગપ્પાં મારવાં શરૂ કરી દીધાં. આજ ગામના આ સામાન્ય માણસોનો સંગ પણ તેને જાણે સંપૂર્ણ સ્પૃહણીય જણાવા લાગ્યો.

જમણી બાજુ ભટ્ટાચાર્યનું ઘર, અંધારામાં કેટલાંક સ્તૂપો જેવું દેખાતું હતું, વિશ્વેશ્વર જરા ખચકીને ઉભો રહ્યો, તેને મનમાં થયું કે એકવાર 'ભટ્ટાચાર્ય મહાશય' કરીને હાંક મારે; પણ તરત જ તેને સગપણનો પ્રસ્તાવ યાદ આવી જતાં તે હાંક મારી શક્યો નહીં. વિચાર કરતાં કરતાં વળી વિશ્વેશ્વરે આગળ ચાલવા માંડયું. થોડે દુર ઉમેશ સુખોપાધ્યાયનું ઘર અને બેઠકખાનું. ઓટા ઉપર ઘરધણી પોતે બેઠો બેઠો તમાકુ પીતો હતો. વિશ્વેશ્વર સીધો તેની પાસે ઓટા ઉપર ચડી ગયો.

ઘરધણીએ પુછ્યું 'કોણ?'

'હું વિશ્વેશ્વર.'

'વિશ્વેશ્વર! આવ ભાઈ આવ, પશ્ચિમમાંથી ક્યારે પાછો આવ્યો? તબીયત તો સારી છે ને?'

ઘણી વાર ત્યાં ગપ્પાં મારી, ગામની ઘણી નવી જુની જાણી લઇ બહુ મોડી રાતે વિશ્વેશ્વર ઘેર પાછો આવ્યો! થાળીમાં ભાત પીરસી ઢાંકી રાખી માસીબા બેઠાં બેઠાં ઝોલાં ખાતાં હતાં. કાંઈપણ ન બોલતાં વિશ્વેશ્વર ચુપચુપ જઇ પાટલા ઉપર બેસી ગયો. માસીબા ભડકી જઇ ગુસ્સે થઇ કહેવા લાગ્યાં 'જો તો ખરો આ ભાત ઠરીને ખાણ થઇ ગયા! એ દિવસથી સરખું ખાધુંએ નથી—જરા સરખી રીતે જમી કરીને માણસ સુઇ જાય—કે ના, અહીં આવ્યા તો ય એની એ ટેવ! કાલ સવારે પર્વનો યોગ છે, મારે નદીમાં નહાવા જવું છે, પણ ક્યારે સુવાય ને ક્યારે ઉઠાય,—તારાં લખણ જોને તને કોઈ દિવસ કાંઇ ભાન—' માસીબા હજુ વધુ બોલત પણ પુત્રનું ઉદાસ મોં જોઇ તે અટકી ગયાં. ચિંતાતુર અવાજે પૂછ્યું 'આટલી બધી વાર ક્યાં હતો?'

'ઉમેશ મુખોપાધ્યાયના બેઠકખાનામાં.'

'એ બધા સારી પેઠે છે ને? પાડાના બધા માણસો સારી પેઠે છે ને? ગામમાં બધાંય મઝામાં છે ને?'

'બધાની ખબર તો કેમ કહી શકાય? પણ આપણા રામશંકર ભટ્ટાચાર્ય મરી ગયા છે.'

મનમાં દુઃખી થઈ માસીબા ચુપ રહ્યાં. થોડીવાર પછી મૃદુ અવાજે બોલ્યાં 'આહા વઉ—બિચારી—' પછી તો તેમને ઘણી આહાઓજ યાદ આવવા લાગી, તેથી તેઓ ચુપ રહ્યાં. વળી પાછાં થોડીવારે બોલ્યાં 'જે મરે તે છૂટયું કહેવાય પણ આ માણસ તો ખરેખર છૂટયો. હવે તેને સંસાર સંબંધી કાંઈ ચિંતા કરવી પડશે નહીં.' વિશ્વેશ્વર ચુપ રહ્યો.

રાતે માસીબાને સ્વસ્થ ઉંઘ આવી નહીં, જાહ્નવીની શાંત-સહિષ્ણુ મૂર્તિ જ વારંવાર તેમની નજર સામે તરી આવતી હતી. સવારે વહેલાં ઉઠી વસ્ત્રો અને ટુવાલ લઈ તે નદી ઉપર નહાવા ગયાં. નદીમાં ઘણાય નહાતાં હતાં. અન્નપૂર્ણાને જોતાં જ બધાંએ ખુશીખબર પુછી તેમને અકળાવી મુકયાં. ભટ્ટાચાર્યની મોટી વહુ (કાકીમા) પણ સ્નાન કરવા આવેલી હતી. તે કાંસીયાં જેવા સાદે બોલી 'અમને તો એમ જ લાગતું હતું કે હવે તમે દેશમાં પાછા આવશો જ નહીં.'

'દેશમાં પાછા શા માટે ન આવીએ, બ્હેન—' કહેતાં કહેતાં તેની પાસે અવગુંઠિતા શ્વેતવસ્ત્રા જાહ્નવીને જોઈ અન્નપૂર્ણાએ મોં ફેરવી લીધું. જમણી બાજુ ફરીને જોયું તો સાવિત્રી પાણીમાં ડુબકી મારતી હતી. એકવાર તો તેમને એવી ઇચ્છા થઈ આવી કે, તેનું મ્લાન મોં પકડી તેને મીઠી જીભે માનથી બોલાવે. પણ શું મોઢું લઈને તે તેમની સાથે વાત કરે? ઉતાવળે નહાવા ધોવાનું કામ પતાવી લઈ પાછા ફરતાં તેમણે જોયું, સાવિત્રીની પાસે શ્વેતવસ્ત્રા છુટા લુખા વાળવાળી ઉભેલી એ કોણ? કોણ હશે એ? એ શું સતી હશે? અન્નપૂર્ણા નિરવ નિશ્ચલ કાષ્ટ-પુત્તલિકાની જેમ જ્યાં ઉભી હતી ત્યાં જ થંભી ગઈ.



# ૯

વિશ્વેશ્વર વળી પાછો તેના એકાંત ઓરડામાં પુસ્તક રાશિમાં પોતાને નિમજ્જિત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ તેને તરતજ સમજાયું કે હવે તેની ઇચ્છા અને મન વચ્ચે કોઇપણ જાતનું સામંજસ્ય નહોતું, પશ્ચિમ પ્રદેશ ફરી આવી તે જીવનનો જે આસ્વાદ ચાખી આવ્યો હતો, તેની સ્મૃતિ તેના મનમાંથી કોઇપણ રીતે ભુંસાતી નહોતી! પુસ્તક રાશિથી ઠસોઠસ ભરેલી લાકડાની અભરાઇઓ હવે તેને જાણે ભાર વાહી ગર્દભ જેવી જણાવા લાગી. ઓરડાની અગાઉની ઉન્માદના શકિત જાણે કયાંય ચાલી ગઇ. શરાફ મહાજનો પાસે જઇ પોતે શરાફી ચલાવવાનો પ્રયત્ન કર્યો, કાંઇ મજા પડી નહીં. મંડલ વિગેરેને બોલાવી ભાગમાં ખેડવા આપેલી જમીનની ખેતી–આબાદી વગેરે જોવા તપાસવાનો પ્રયત્ન કરી જોયો. બે ત્રણ દિવસમાંજ કંટાળી ગયો. આથી કાંઇપણ કામ વગરનો વિશ્વેશ્વર ગામની નદીને કાંઠે,

આંબાવાડીયામાં, કેળોનાં વનમાં, ખુલ્લા મેદાનમાં, અનાજના ખેતરોમાં ઉદાસી મુસાફરની માફક ભટકવા લાગ્યો.

કોઇ કોઇ વાર તે માસીબા પાસે આવીને બેસતો. અન્નપૂર્ણા ઠાકુરાણી પણ કોણ જાણે કેમ પણ કાંઇક વિચારમાં પડી ગયેલાં જણાતાં હતાં. હરવખત અગાઉની માફક હસીને સ્નેહથી વાતચિત કરતાં નહોતાં. તેમના મનમાં હંમેશ કયું દુઃખ તાજું ને તાજું તરવર્યાં કરતું હતું તે વિશ્વેશ્વર બરાબર સમજી શકયો હતો, તેથી તે પણ માસીબા પાસે સંકુચિત થઇને બેસતો. એક દિવસ માસીબાએ તેને સાફ સાફ કહી દીધું કે 'તું બેફિકર રહે. આટલા વરસ મારાં જ્યારે આમ વીતી ગયાં ત્યારે હવે બાકીનાં થોડાંક વરસો પણ એમ જ વીતી જશે. જ્યારે તને લગ્ન કરવાની પોતાની મેળે જ ઇચ્છા થાય ત્યારે કરજે હું હવે કોઈ દિવસ તને એ બાબત આગ્રહ કરવાની નથી.'

વિશ્વેશ્વર ચુપ જ રહ્યો; પણ તેણે વિચાર કર્યો કે જે વાત તે આજ કેટલાય દિવસ થયા તેમને કહું કહું કરતો હતો તે તેમને હવે કહી દેવાનો સુયોગ ઉપસ્થિત થયો છે. તે વિચાર કરવા લાગ્યો કે અન્નપૂર્ણા હજુ કાંઇક બોલશે, પણ તેની તે આશા ફળીભૂત થઇ નહીં, તે તો ગુપચુપ બેઠાં બેઠાં પૂજા સારૂ રૂની વાટો બનાવવા લાગ્યાં.

તેથી આખરે વિશ્વેશ્વરને જ બોલવું પડ્યું. તે બોલ્યો 'માસીબા તમને એ લોકોના કાંઈ ખબર સમાચાર મળે છે કે નહીં?'

વાટ બનાવવાનું બંધ રાખી તેના મોં સામું જોઇ માસીબા બોલ્યાં 'શું ખબર–સમાચાર?'

'આ જેમ કે એમનો સંસાર કેમ ચાલે છે—'

'હું એવી કાંઇ ગાંડી નથી થઇ ગઇ કે જેમની સાથે આપણે આમ નીચ જેવું વર્તન કર્યું છે, તેમની ખરાબ સ્થિતિ જોઇ સુખ માણવા તેમને ઘેર જઇ તેમની સ્થિતિ જાણી આવું.'

આ તિરસ્કાર મનમાં ન લાવતાં વિશ્વેશ્વર બોલ્યો 'તેમને ઘેર ભલે ન જવાય પણ બીજાને મોઢે તો કાંઇ સાંભળ્યું હશે ને?'

'એ લોકો કેવી જાતનાં માણસો છે તે આટલા દિવસ તેમની સાથે વસી તું જાણી શકયો નથી પણ હું સારી રીતે જાણું છું. મરી જશે તો પણ એ લોકો બીજાની મદદ મેળવવા ભિખારીની માફક હાથ લાંબો કરશે નહીં, અથવા પોતાની સ્થિતિ કોઇને જણાવશે નહીં. સાંભળ્યું છે કે હરિ વચ્ચે વચ્ચે ઘેર આવે છે, તે એ લોકોની સંભાળ લેતો હશે.'

ભારાક્રાંત ચિત્તે વિશ્વેશ્વર બોલ્યો 'હરિ? અરે એ છોકરો તો જહાન્નમમાં ગયો છે. તે દિવસે મેં જોયું કે તે અને ચાંદપુરનો જમીનદાર નરેન્દ્ર– આ આપણા નગરશેઠનો જમાઇ–એ બેઉ જણા ખૂબ ઠાઠમાઠથી ઘોડા ઉપર બેસી તેને દોડાવતા ગામમાં જતા હતા. હરિનો તે બાબુગીરીનો પોશાક ઘણા જણાની નજરે તે દિવસે ચડયો હતો. છિઃ છિઃ તેને શરમ પણ નહી આવતી હોય?'

'કેમ ખબર પડે બેટા! તેનો એ ઠાઠમાઠ જોઇને કદાચ માણસો એમ પણ ધારતાં હશે કે એમને હવે કોઈ જાતનું દુઃખ નહીં હોય.'

'માસીબા તમે એક દિવસ એ લોકોને ઘેર જાઓ તો શું ખોટું?' ક્ષણભર વિચાર કરી અન્નપૂર્ણા માસી જુસ્સાથી બોલ્યાં 'ના એ મારાથી બની શકશે નહીં. સતીની માને હું મોઢું દેખાડી શકીશ નહીં, તારાથી બની શકે તો તું બીજી કોઈ રીતે એમની ખબર મેળવ.'

પણ વિશ્વેશ્વર સહજમાં એવી કાંઈ યુકિત શોધી શકયો નહીં. તે લોકો દુઃખી છે, એ વાતમાં તો જરા પણ સંદેહ નહોતો, પણ કેવી રીતે તેમને સહાય કરી શકાય તે તે નક્કી કરી શકયો નહીં. કાલીપદ હજુ બાળક, તેની મારફત કાંઈ કરવા જતાં વાત કદાચ ચોતરફ

ફેલાઈ જાય. તેમ થવા દેવા તે અત્યંત નારાજ હતો. વિચાર કરી વિશ્વેશ્વરે નક્કી કર્યું કે ગમે તેમ થાય પણ તેણે સતી અથવા સાવિત્રી સાથે જ આ વાતની આલોચના કરી લેવી જોઇએ અને કોઇપણ રીતે તેમને સહાય ગ્રહણ કરાવવી જ જોઇએ.

આ પ્રમાણે સંકલ્પ કરી રાખવો સહેલ હતો પણ તેને કાર્યમાં પરિણત કરવો અત્યંત મુશ્કેલ હતો. એક તો તેનું પોતાનું જ શરમાળપણું–સંકોચ એ મોટામાં મોટું વિઘ્ન, તેમાં વળી સતી અને સાવિત્રીનાં દર્શન પણ તેટલાં સહેલાં નહોતાં.

ગરીબના ઘરની છોકરીઓ અને ભાગ્યદોષથી મંદભાગિણી કહેવાતાં તેઓ બહાર ક્યાંય ઝાઝી આવજાવ કરતી નહીં. કદાચ કોઈ વખતે સાવિત્રી નદીના ઘાટ ઉપર પાણી ભરવા જતી નજરે પડતી ખરી; પણ સતી તો તેમના ઘરની પછવાડે આવેલાં તળાવ કે ખાબોચીયાં સિવાય ક્યાંય બહાર જતી જ નહોતી. જો કે ગામડા ગામમાં ભદ્ર કુલાંગનાઓને ઘાટ ઉપર કે રસ્તે નિકળવામાં કોઈ પણ જાતની હરકત નહોતી, છતાં અહીં તેમની પોતાની સ્થિતિ જ મોટામાં મોટી અંતરાયરૂપ થઈ પડતી હતી. બાલિકા સાવિત્રી પણ હવે ધીમે ધીમે માણસોની આંખોએ આલોચનીય થતી જતી હતી ‘ઓ–મા, આ છોકરી પણ બહુ મોટી થઈ ગઇને શું! ચૌદ વરસની ઉમર તો થવા આવી–ક્યારે અને કેવી રીતે એનાં સગપણ–લગ્ન થશે, અને કોણ એને લેશે!’ કોઈ સહૃદયા બોલતી ‘આહા એની મોટી બ્હેનનાં લગ્ન જેવાં થયાં તેવાં લગ્ન કરતાં તો આમ કુંવારી રહે તે જ વધારે સારૂં, મનથી તો સુખી રહેશે.’ આ સાંભળતાં તરત જ ન્યાય–બુદ્ધિશાલિની સમાજ–સંરક્ષણીયાઓ ધ્રુજી ઉઠી બોલતી ‘ઓ–મા એમ તે કાંઈ થાય! એ તો બધા નશીબના ખેલ છે બ્હેન, નશીબમાં જે લખ્યું હોય તે હર બ્હાને થવાનું જ, તેથી કરીને કાંઈ કુંવારૂં રહેવાય? નાતમાં તો રહેવું જોઇએને!’

ઘાટ ઉપર કે રસ્તામાં બહાર નિકળતાં જ આવી વાતો થાય છે એમ સમજી સાવિત્રી પણ બહુ જ સાવચેતી રાખી બહાર નિકળતી. પાણી ભરી લાવવાનું અનિવાર્ય જણાય ત્યારે સાવિત્રી એવે વખતે ઘાટ ઉપર જતી, કે જે વખતે ગામનાં ઘણાં ખરાં માણસો થાકીપાકીને મધ્યાહ્ન વિશ્રામ લેવા ઘરમાં આડેપડખે પડ્યાં હોય.

વિશ્વેશ્વરે એક દિવસે આ ધ્યાન રાખીને જોયું, તેણે વિચાર કર્યો કે આ સરસ લાગ છે. આમ કરવું ગેરવાજબી – અજુગતું દેખાય તે પણ તે નહોતો સમજી શકતો એમ નહોતું, પણ એ સિવાય બીજો ઉપાય નહોતો. નાનપણથી જ ખાસ વિચિત્ર સ્વભાવવાળો, શરમાળ, ગાવડી, સારો માણસ વિશ્વેશ્વર પાડાનો જ છોકરો હોવા છતાં તે મોટો થયો ત્યાં સુધી તેણે કોઇના ઘરમાં પગ પણ મૂક્યો નહોતો. ત્યારે હવે તે સતીને ઘેર જઈ જાહ્નવીદેવીની સામે કેવી રીતે ઉભો રહે ? તેઓ પણ તેનાં આવાં આકસ્મિક કૃત્ય વિષે શું ધારે ? વળી ખાસ કરીને તેમની પાસે જતાં સંકોચ થાય તેવાં કારણો પણ ઘણાં હતાં, તેમનું તે અપમાન હજુ પણ કદાચ તેમના મનમાં તાજું જ હશે.

સ્તબ્ધ બપોરે વિશ્વેશ્વર સ્ત્રીઓના ઘાટ પાસેના મંદિર નજીક આમતેમ આંટા મારતો હતો. વચ્ચે વચ્ચે વિચારમાં ને વિચારમાં તે એક પીપળાના ઝાડની ઝુલી રહેલી શાખા પકડીને હલાવતો હતો. શીત ઋતુના પ્રથમ સંચારથી પ્રકૃતિના શરીરમાં મંદ રોમાંચ થવા માંડ્યું હતું. બક્ષીઓના વાડા પાસેથી શરૂ થતું માગશર મહિનાનું ધાન્યક્ષેત્ર લક્ષ્મીદેવીની સોનેરી સાડીના પાલવ જેવું શોભતું હતું. વાડામાં સીધાં સોટા જેવાં ઉંચા નાળીયેરીના વૃક્ષોની હાર ફળોના ભારથી જાણે નમી પડતી હતી. કદળી કુંજમાં ફળલોભી પક્ષીઓનાં ટોળાંઓએ મહા કોલાહલ મચાવી મૂક્યો હતો. દક્ષિણ તરફ વાંસના

ઝાડનાં ઝુંડો વાંકા ચૂંકા ગ્રામ્ય પથ ઉપર ઝુકીને નમી પડયાં હતાં. બપોરનો ઉદાસ વાયુ તેમના રંધ્ર પ્રદેશમાં પ્રવેશ કરી વચ્ચે વચ્ચે સહજ કરૂણ મધુર બંસી વગાડતો હતો. વિશ્વેશ્વરે નિરખીને જોવા માંડયું. શ્રી-સૌંદર્યથી, આશાથી, આનંદથી તે સ્થાન જાણે ચિત્રકારના સ્વપ્નની છબીની માફક શોભી રહ્યું હતું. ચોતરફ લક્ષ્મીદેવીની સ્નિગ્ધ દૃષ્ટિ. ફક્ત જરા છેટે રૂક્ષ-કેશા, મલિન-વસના દરિદ્ર-બાલિકા મોટા હાંડાના ભારથી વાંકી વળી જઈ ધીમે ધીમે રસ્તો કાપતી ચાલી આવતી હતી. વિશ્વેશ્વરની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં.

બાલિકા નજીક આવતાં, વિશ્વેશ્વર મૂઢની માફક ચુપચાપ ઉભો રહ્યો. તેની એટલીયે હિંમત પડી નહીં કે તેને બોલાવે. બોલાવવું તો બાજુએ રહ્યું પણ તે એવો તો બેબાકળા જેવો બની ગયો કે તેને મનમાં વિચાર આવ્યો કે સાવિત્રી તેને ન દેખે તો સારૂં. આવી સ્થિતિમાં તે સાવિત્રી સામો જઈ ઉભો રહેતાં સાવિત્રી કદાચ શરમાઈ જશે, એમ સમજી પોતાનાં કમઅક્કલભર્યાં આ કૃત્યથી તે પોતેજ શરમથી મરવા જેવો થઈ ગયો. પણ તેનું તે બેબાકળાપણું ભગવાને મટાડયું નહી, ડાબી તરફના મંદિરના ઓટલા તરફ નજર પડતાંજ સાવિત્રીએ તેને જોયો. લજ્જીતા, સંકુચિતા, કિંકર્તવ્યવિમૂઢા બની તેણે એકવાર જરા ઉભા રહી જવાનો વિચાર કર્યો, પણ બીજી ક્ષણેજ લજ્જા સંવરણ કરી માથું વધુ નીચું કરી ધીમે ધીમે તે આગળ વધી.

હવે વિશ્વેશ્વરે પોતાનું કર્તવ્ય સ્થિર કરી લીધું! તેણે વિચાર્યું કે જો આ સમયે હજુ પણ સંકોચ મૂકી શકાશે નહીં તો ભવિષ્યમાં આવો સુયોગ મળવો કદાચ દુર્લભ થઈ પડશે. ઘણી મહેનતે જરા આગળ વધી તેણે હાંક મારી 'સાવિત્રી'

વિસ્મિતા સાવિત્રી ઉભી રહી, પણ પાછી ફરી નહીં. વિશ્વેશ્વરે

કહ્યું 'મારે તને એક બે વાત કહેવાની છે તારે તે સાંભળવી પડશે–જરા ઉભી રહે.'

સાવિત્રી ઉભી તો હતી જ. પાછી વળી વિશ્વેશ્વર સામું એકવાર જોઈ પછી આંખો નીચી ઢાળી દઈ તે મૃદુ સ્વરે બોલી 'શું કહેવું છે? કહો.'

વિશ્વેશ્વર બમણી મુશ્કેલીમાં આવી પડયો. કેવી રીતે વાતની શરૂઆત કરવી! એકાદ ક્ષણ ઉભી રહી સાવિત્રી વળી પાછી જરા આગળ વધતાં જ તે ધીમે–મીઠે અવાજે બોલ્યો 'તારો મોટો ભાઈ હરિ–તે હવે ઘેર આવે છે?'

'કોઈ કોઈ વાર આવે છે.'

'તે હવે કાંઈ કરે છે?'

સાવિત્રીએ તેના તરફ કુતુહલ ભરી નજરે જોઈ કહ્યું 'શું કરે?'

'આ કાંઈ કામધંધો નોકરી–ચાકરી?'

'કરે છે ઘણું કરીને.'

'તને ચોકકસ ખબર નથી?'

નીચી નજરે સાવિત્રીએ કહ્યું 'ના.'

વિશ્વેશ્વર મહામહેનતે હજુ પણ વધુ મૃદુ સ્વરે બોલ્યો 'તમારો સંસાર તે જ ચલાવે છે ને?'

સાવિત્રી મૌન રહી. વિશ્વેશ્વર સમજ્યો કે તે નારાજ થતી જતી હતી. હવે તેનો સંકોચ રહ્યો નહીં, તરત જ તે બોલ્યો 'તું માઠું લગાડજેમાં–માણસ પોતાના આડોશી પાડોશીઓની ખબર રાખે એ હિસાબે જ હું તને પુછું છું. તને શું તેથી દુઃખ લાગી ગયું?'

હવે સાવિત્રી મૃદુ કંઠે બોલી 'ના.'

'તારો મોટો ભાઈ રૂપીયા પૈસા આપે છે? રૂપીયા પૈસા ન હોય તો સંસાર ચાલે નહીં તેથી જ હું પુછું છું.'

'આપે છે ક્યારેક ક્યારેક.'

'તેથી બધું ખરચ ચાલે છે? કાંઇ અગવડ પડતી નથી?'

'ના. ત્યારે હવે હું જાઉં છું.'

'હજુ જરાવાર ઉભી રહે. તું મને ચોક્કસપણે કાંઇ કહેતી નથી. શા માટે શરમાય છે – અચકાય છે? હું તમારા ભાઈ જેવો છું. મને નહીં કહે?'

હવે સાવિત્રી મોં જરા ઉંચું કરી વિશાળ નેત્રો વડે તેની સામું જોઇ જરા રોષમિશ્રિત અવાજે બોલી 'તમે શું જેની તેની પાસે તમારા ઘરની વાતો કહેતા ફરો છો – કે મને એમ કહેવાનું કહો છો? તમે તો સમજી શકો છો કે આવી બધી વાતો કોઇને કહેવાની હોય નહીં.'

વિશ્વેશ્વર ભોંઠો પડી ગયો પણ તે બોલતો બંધ થયો નહીં. તે બોલ્યો 'જેની તેની પાસે કહેતાં ફરવું જરૂર વ્યાજબી નથી, પણ જો કોઇ કાંઇ પૂછે તો તેને કહેવામાં પણ શું કાંઇ વાંધો હોય ખરો?'

'જરૂર હોય. અને કહેવાથી ફાયદો પણ શું? હવે હું જાઉં ત્યારે?'

'સાંભળ સાવિત્રી – જો કે હું પરાયો છું, છતાં સાચેસાચ હું તમને મારી બ્હેનોની માફક ગણું છું. મેં તને શરમાવવા અથવા તો તારી મશ્કરી કરવાના ઇરાદાથી પૂછ્યું નથી. પોતાનો જણ જેમ વ્યાકુળ થઇ પૂછે તેવા ભાવથી જ મેં પૂછ્યું છે. એમાં મેં કાંઇ ખોટું કર્યું છે સાવિત્રી? જો કે–જો કે–જો કે–હું પરાયો – તો પણ—'

સાવિત્રી આટલી વાર મનમાં ને મનમાં ગુસ્સે થઈ હતી. વિસ્મિત પણ થઈ હતી; પણ વિશ્વેશ્વરનો વેદના યુકત અને ગળગળો સાદ સાંભળી હવે તેનો તે ગુસ્સો હવામાં ઉડી ગયો. તેને એમ પણ

લાગ્યું કે વિશ્વેશ્વરની મોટી બે આંખો આંસુથી છલોછલ ભરાઇ ગઈ હતી. શરમાઈ જઈ મનમાં દુઃખ પામી નીચું જોઈ ધીમે સાદે સાવિત્રી બોલી 'મને માફ કરો. તમે પુછ્યું, કે અમને કાંઈ દુઃખ છે કે નહીં. હું ખરેખર કહું છું, કે અમને એવું કાંઈ દુઃખ નથી. દિવસ તો કાંઈ બેસી રહેતા નથી, તે તો ચાલ્યા જ જાય છે.'

ક્ષોભ યુક્ત હસીને વિશ્વેશ્વર બોલ્યો 'તે તો બરાબર છે, દિવસ તો બધાના ચાલ્યા જાય છે, પછી તે સુખે જાય કે દુઃખે જાય.'

'હું, દીદી—અમે ઘણું કામ કરીએ છીએ. મા હવે એટલું કામ કરી શકતી નથી. તેમની તબીયત સારી રહેતી નથી. દાદા (મોટાભાઈ) પણ થોડું કાંઇક લાવે છે, કાંઈ ખાસ વધુ દુઃખ અમને કાંઇ યે નથી.'

વિશ્વેશ્વર સમજ્યો. જન્મથી જ દુઃખમાં ઘડાઈ ઉછરેલી આ બાલિકાને દુઃખ કોને કહેવાય તે સમજી શકવાની કોઈ જાતની વિચારશકિત નથી. જરા આગળ વધી તે બોલ્યો 'તમારો મોટો ભાઈ તમને આપે તે તમે લીઓ છો, અને હું જો તમારી માને પ્રણામી તરીકે અથવા નાની બ્હેનો સમજી તમને કાંઈ આપું, તો મને પરાયો સમજી તમે શું તે ન લ્યો?'

સાવિત્રી વધુ વિસ્મિત થઈ. ક્ષીણ સાદે તે બોલી 'તે હું કાંઇ કહી શકું નહીં, દીદી જાણે, કે મા જાણે.'

'ત્યારે આ કાગળનો કટકો તારી માના ચરણોમાં મારી પ્રણામી તરીકે આપજે' એમ બોલતાં બોલતાં નજીક આવી વિશ્વેશ્વરે સાવિત્રીના લટકતા પાલવને છેડે એક કાગળનો કકડો બાંધી દીધો. સાવિત્રી ગભરાયેલે સાદે બોલી ઉઠી 'ના, ના, તમારે દેવું હોય તો મા પાસે આવીને માને આપી જજો, મને શા માટે મુશ્કેલીમાં નાંખો છો? મારાથી એ બની શકશે નહીં, તમે પોતે મા પાસે આવી જે કહેવું હોય તે કહેજો—'

વિશ્વેશ્વર આટલીવારમાં પોતાનું કામ પતાવી લઈ સરકીને દૂર ઉભો હતો તે બોલ્યો, 'તું આપજે, પછી જો મા મને બોલાવશે તો હું આવીને બધો ખુલાસો કરીશ. તું મારા નામથી માને કહેજે. હવે ઘેર જા, આવડો મોટો હાંડો ઉપાડી થાકી ગઈ છો. હવે વધુ વાર ઉભી રહેમાં—જા.' એટલું કહી વિશ્વેશ્વરે ચાલતી પકડી. અને થોડીવારમાં તે અદ્રશ્ય થઈ ગયો. અને સીધો પોતાને ઘેર આવી ઉભો. ઘરમાં જઈ તેણે હાંક મારી 'માસીબા.'

માસીબા તે વખતે જમીને એક ધાબળી બીછાવી શિયાળાનો નિસ્તેજ પણ મીઠો તડકો તાપતાં બેઠાં બેઠાં કાશીદાસનું મહાભારત વાંચતાં હતાં:—

'સાવિત્રી મુખે સાંભળી આ ભારતી
પરમ લજ્જીત થઈ ગયા મૃત્યુપતિ,
ત્રણે લોક તું સતી પતિવ્રતા,
પાવન થશે જન સુણી તારી કથા.'

વિશ્વેશ્વર આવીને માસીબાની પથારી ઉપર સુઈ ગયો, અને કહ્યું 'શું વાંચો છો માસીબા?'

સસ્નેહ દ્રષ્ટિથી તેની સામું જોઈ માસીબા બોલ્યાં, 'સાવિત્રીનું ઉપાખ્યાન વાંચું છું—તેં કાશીદાસનું મહાભારત વાંચ્યું નથી?'

જરા હસીને વિશ્વેશ્વર બોલ્યો 'વાંચ્યું છે ને શું—બહુ જ નાનો હતો ત્યારે વાંચ્યું હતું. હવે મહાભારતમાંનું તો કાંઈ મને યાદ નથી. પણ કૃતિવાસી રામાયણમાંથી કાંઈક કાંઈક યાદ રહી ગયું છે. સાંભળો—

'રાવણ કહે વાનરને સાંભળરે શુરિ (શુર)
આવ્યો કયાંથી મરવાને તું લંકાપુરી
મૂકયો કોણે તને મરવા અહીં
વનનો વાનર તું રાક્ષસ ઘેર સહી.'

હજુ બીજું સાંભળો, હથીઆરોનાં નામ સાંભળો—

સુચીમુખી, શાલિમુખી ઘોર દરશન,
સિહદંત વજ્રદંત, બાણુ વિરોચન
કાલાન્ત ઐશિક બાણ, બાણ સમશિર—'

હસતાં હસતાં માસીબા બોલ્યાં 'આ બધું યાદ છે અને બીજી સારી (શિખામણ લેવા જેવી) વાતોમાંથી કાંઇપણ યાદ નથી?'

'વાઃ! આ બધી શું ઓછી સારી વાતો છે? તે ઉમરે તો આવી બધી વાતો જ બહુ સારી લાગતી. વારૂ જવા દો માસીબા, તમારૂં સાવિત્રીનું ઉપાખ્યાન બહુ જ સારૂં લાગતું હતું, વાંચોને, હું જરા સાંભળું.'

છોકરાને ખુશ મિજાજમાં જોઈ માસીબા રાજી થયાં અને સાવિત્રીનું ઉપાખ્યાન પહેલેથી વાંચવું શરૂ કર્યું. વિશ્વેશ્વર એકાગ્ર ચિત્તે સાંભળવા લાગ્યો. આખ્યાન વંચાઈ પુરૂં થતાં તે જ્યારે ત્યાંથી ઉઠી ઉભો થઇને ચાલી જવા તૈયાર થયો ત્યારે માસીબાએ પૂછ્યું 'કેમ રે કેવું લાગ્યું?'

'બહુ જ સરસ.'

બીજે દિવસે સવારે કાંઇક કામસર માસીબા પાસે આવતાં તેણે જોયું કે, સાવિત્રી એક છાબડીમાં જુઇનાં ફુલ ભરી માસીબાને આપવા આવી હતી. માસીબા તેને પ્રેમથી અભિનંદન આપતાં હતાં. કોણ જાણે કેમ પણ વિશ્વેશ્વરને એમ લાગ્યું કે સાવિત્રી કદાચ તેને કાંઈ કહેવા આવી હશે. તે શું હશે? કદાચ કાંઈ અભાવની દુઃખની વાત કહેવા આવી હશે—નહીં તો બીજું વળી શું હોય? આનંદોત્ફુલ્લ વિશ્વેશ્વર પોતાના ઓરડામાં જઈ વાટ જોવા લાગ્યો.

થોડીવારે તેણે જોયું કે, થોડાંક જુઇનાં તથા મોગરાનાં ફુલો લઇ સાવિત્રી તેના જ ઓરડા તરફ આવતી હતી. તે વિચાર કરવા

લાગ્યો કે, તેને ફુલો બહુ જ ગમતાં હોવાથી માસીબા દરરોજ તેના ઓરડામાં ફુલો રાખી જતાં હતાં, તે કામ આજ સાવિત્રી મારફત કરાવે છે. માસીબાનો આ ક્ષુદ્ર આદેશ સાવિત્રીને મનભાવતો થઈ પડ્યો. સાવિત્રી ઓરડાના ઉંબરા પાસે આવી ઉભી રહી. તેને ઓરડામાં પ્રવેશ કરતાં અચકાતી જોઈ કોમળ સ્નિગ્ધ અવાજે વિશ્વેશ્વરે તેને બોલાવી 'આવ સાવિત્રી.'

સાવિત્રી ઓરડામાં આવી, હાથમાંનાં ફુલો ટેબલ પર પડેલાં એક પુસ્તક ઉપર રાખતાં રાખતાં મૃદુ સ્વરથી બોલી 'તમારાં માસીબાએ આ ફુલો તમારા ઓરડામાં રાખી જવાનું મને કહ્યું છે.'

'ત્યાં જ રાખી દે. તું શું ખાલી માસીબાને ફુલો આપવા જ આવી છો કે તારે બીજી કાંઈ વાત કહેવાની છે?'

બાલિકાના ઈષત્ પાંડુર આભાસયુકત ગાલો ઉપર લાલી ચડી આવી. નીચી નજરે મૃદુ સ્વરે તે બોલી 'હા. કાંઈક કામ વગર એમને એમ કેમ અવાય તેથી જ ફુલો લાવી છું.' બોલતાં બોલતાં વસ્ત્રને છેડે બાંધેલી ગાંઠમાંથી એક નાનો કાગળ કાઢી તેણે ફુલ પાસે મૂક્યો. વિશ્વેશ્વરના અચંબાનો પાર રહ્યો નહીં. આગળ વધી તેણે પૂછ્યું 'એ શું છે સાવિત્રી?'

'ઈ' તમારા જ રૂપિયા. દીદીએ કહ્યું છે કે અમને આ રૂપિયાની કાંઈ જરૂર નથી. અમારાથી પણ જેઓ વધુ ગરીબ હોય તેમને આપજો, એ લોકો તમને લાખ લાખ આશીર્વાદો આપશે અમને કાંઈ જરૂર નથી.'

વિશ્વેશ્વર સ્તંભિત—જડવત્ ઉભો જ રહ્યો; એકાદ ક્ષણ પછી જાણે કે મોટો અપરાધી હોય તેમ નમ્ર આવાજે બોલ્યો 'તારી મા? તેમણે શું કહ્યું?'

'તેમને મનમાં દુઃખ થશે એમ સમજી દીદીએ તેમને કાંઈ ન જણાવવાનું મને કહ્યું છે.'

'મનમાં દુઃખ થશે? ના, ના, શા માટે તેમ થાય! હું પોતે જ જઈને તેમને કહીશ. તે જરૂર લેશે.'

કોમળ સાદે સાવિત્રી બોલી 'તેમ કરશો માં. દીદી જ્યારે કહે છે કે મા લેશે નહીં ત્યારે તે ચોક્કસ નહીં જ લીએ. મા દીદીના કહેવા મુજબ જ બધું કરે છે. એમ કરવા જશો તો તમને વળી વધારે દુઃખ થશે. આ રૂપીયા રાખો, મેં તો તમને કહ્યું જ હતું કે અમને એટલી બધી કાંઈ તાણાતાણી નથી.

મહાભારત-વર્ણિતા સંન્યાસિની છતાં ગૌરવમયી રાજકન્યાની પેઠે સાવિત્રી ચાલી ગઈ. વિશ્વેશ્વર આભો બની ત્યાં જ બેસી રહ્યો.

•

☆ 34433

## ૧૦

ઘણું શ્રીમંત અથવા ખાનદાન ગૃહસ્થ કુટુંબ જો કાળ બળે દરિદ્ર–ગરીબ–બની જાય તો તેમના એ દુઃખ ઉપરાંત તેમનું આત્મસન્માનજનિત અતિ અધિક અભિમાન જ તેમને વધુ દુઃખનું કારણ થઇ પડે છે. સ્થિતિ સારી હોતાં બીજાનો જે ઉપકાર માણુસ આનંદથી ગ્રહણ કરી શકતો હોય તે જ ઉપકાર, સ્થિતિમાં ફેરફાર થતાં શૂળની માફક તેનું હૃદય વીંધી નાખે છે. જ્યાં અત્યંત વેદના હોય, ત્યાં જ મનોયોગ વધારે હોય છે. બીજાઓ આ ન સમજતાં તેની આવી વર્તણુકને અહંકાર–અભિમાન ભલે કહે. એ અભિમાન તો ખરૂં જ, પરંતુ એ અભિમાન કોઇ માણુસ ઉપર નહીં, પણ ભગવાન ઉપર હોય છે.

શીત સંધ્યાના નિસ્તેજ પ્રકાશે ગરીબના આંગણામાં ધીરે ધીરે પ્રવેશ કર્યો હતો. સમારકામના અભાવથી રાંધણીયું હવે વપરાશમાં લઇ શકાય તેવું રહ્યું નહોતું, ઈંટનું ઘર પોતાના અસ્થિપિંજર બહાર

દેખાડી મૂર્તિમાન દારિદ્રનું ભાન કરાવતું હતું. આમ છતાંયે આંગણું સ્વચ્છ, પરિષ્કાર, તુલશી ક્યારો લીંપેલો ગુંપેલો, ઝાડપાન કાળજી પૂર્વક સુરક્ષિત. દારિદ્ર રાક્ષસને ઢાંકી દેવા સારૂ આવી જાતના અશ્રાન્ત પ્રયત્નોનાં પ્રમાણો ચોતરફ સુસ્પષ્ટ જોવામાં આવતાં હતાં.

કાલીપદ બહાર રમવા ગયો હતો. સતી થોડાંક વસ્ત્રો ખારાના પાણીમાં ઉકાળી, ધોઈ સાફ કરી તેમને વાંસની વરગણી ઉપર સુકાવતી હતી, સાવિત્રી થોડાંક સુકેલાં અડાયાં (છાણાં) લઈ ગાયને બાંધવાનાં એકઢાળીયામાં તાપવા સારૂ દેવતા કરતી હતી, ધુમાડાથી નાનું આંગણું ભરાઈ ગયું હતું. જાહ્નવીએ તુલસી કયારા પાસે એક નાનો દીવો રાખી પ્રણામ કર્યા. તેનું શરીર બહુ જ ક્ષીણ – દુર્બલ થઈ ગયું હતું. ચિંતા જ્વરથી તે રાત દિવસ સેકાતી હતી. બન્ને પુત્રીઓ તે સમજતી હતી, સમજ્યા છતાંયે વિચાર કરતી કે માને કાંઈક રોગ થયો છે – તેથી દવા દારૂનો બંદોબસ્ત કરતી. જાહ્નવી કેવળ ચુપચુપ બધુ જોયા કરતી.

કાલીપદ દોડતો દોડતો આવી માને બાઝી પડી બોલ્યો 'મા મને પીપરમીટ' મા તે વખતે શ્રી ઠાકોરજીને પ્રણામ કરતી હતી. હાથવડે તેને હડસેલીને કહ્યું 'તારી દીદી પાસે જા' સાવિત્રીએ તેને બોલાવ્યો 'અહીં આવ કાલી, રતની ફુઇને પીપરમીટ લઈ આવવા દીદીએ મોકલી છે, તે હમણાં જ આવશે હો ભાઈ.'

બ્હેનના ખોળામાં બેસી બાળક બોલ્યો 'આજ મને પીપરમીટ નહીં આપ તો હું તને ખુબ મારીશ. હૂં –' ભાઇના શરીર પર લાગેલી ધુળ ઝાટકી દેતી સાવિત્રી બોલી 'જરૂર આપીશ પણ વારૂ તું પેરણ કેમ પહેરતો નથી?'

'બધા ફાટેલાં તુટેલાં પેરણ – એ પેરણ કાંઈ માણસ પહેરતાં હશે? વિપિન મારી કેટલીયે મશ્કરી કરે છે. એ પેરણ હું હવે પહેરવાનો નથી.'

'પણ આ જો દીદીએ સીવી સાંધીને મજાનું કરી દીધું છે ને.'

પેરણ હાથમાં લઈ આમ તેમ ફેરવી તેને જમીન પર નાંખી દઈ બાળક બોલ્યો 'આ મજાનું કેમ? એ તો થીગડું મારેલું છે. એ હું પહેરીશ નહીં.'

'ડાહ્યો ભાઈ છો ને મ્હારો! આ જો જોઉં ટાઢથી તારા હાથ પગ બધા કેવા ટાઢાહીમ થઈ ગયા છે–તને ટાઢ પણ લાગતી નથી? પહેરી લે જોઉં. હવે અ'ટાણે તો વિપિન આવીને મશ્કરી કરવાનો નથીને–ઘરમાં પહેરીશ તે કોણ દેખી જવાનું છે?'

બાળક કોઈ રીતે આ શિખામણ માનવા રાજી થયો નહીં. હાથ પગ જમીન ઉપર ઘસી લોટી પડી તેણે સાવિત્રીને અકળાવી મૂકી. જાહ્નવી ધીમે ધીમે ત્યાં આવી પુત્રને તેડી લઈ તેના શરીર ઉપર પોતાના વસ્ત્રનો છેડો ઢાંકી ઘરમાં લઈ ગઈ. સાવિત્રી પણ આંખો લુછતી લુછતી કામ કરવા ચાલી ગઈ–સતી વરગણી ઉપર ટાંગેલાં લાંબા કપડાની ઓથે મુંગી ઉભી રહી.

રતની જાતની ભોઈ હતી. અને આ કુટુંબને બહુ જ અનુગત હતી. સતી સાવિત્રીના વણેલા જનોઈ જોટા, તેમની વણેલી દોરી, ઝાડમાં ઉત્પન્ન થતાં ફળ ફુલ વગેરે તે જ બજારમાં લઈ જઈ વેંચી આવી તેમાંથી ચોખા દાળ વગેરે પ્રયોજનીય સામગ્રી લઈ આવતી. ભટ્ટાચાર્ય કુટુંબનું દુઃખ તે જાણે તેનું પોતાનું જ દુઃખ કેમ ન હોય એમ સમજી તેં ખરેખર દુઃખી થતી હતી. અને તેથી તે આ કુટુંબની હંમેશા દયા ખાતી અને તેમનું બજારનું કામ કરી આપતી. આ કારણથી એમના દૈન્યની વાત બધા જાહેર રીતે જાણી શકતા નહી.

માથા ઉપર એક મોટો ટોપલો લઈ રતની ફોઇએ ડેલીમાં દાખલ થઈ હાંક મારી 'સતી દિકરી' તેનો સાદ સાંભળતાં જ કાલી દોડીને બહાર આવ્યો 'ફુઇબા મારી પીપરમીટ ક્યાં?'

'આ રહી દિકરા. તારી પીપરમીટ લાવ્યા વગર કાંઈ રહું ખરી? આ લે—' કહી તેણે એક કાગળનું પડીકું બાળકના હાથમાં મૂકયું. બાળક મહા આનંદપૂર્વક 'બા—બા જો—જો' બોલતો બોલતો પાછો ઘરમાં આવ્યો.

સતી પાસે આવીને ઉભી. ટોપલો ઉતારી રતની બોલી 'અરે ટાઢથી તો ઠરી ગઇ છું બાઇ. દેવતા કર્યો છે કે નહીં?'

'ના.'

'તે દીવો લાવને દિકરી. સાવિ કયાં ગઇ રે? દીવો લાવ.'

ધીમે ધીમે પાસે આવી સાવિત્રી બોલી 'તેલ લાવ્યાં છો?' આપો દીવો સળગાવી લાવું.'

'સારાયે હયડા છે દિકરી? હાલી શકાય ન'ઇ રાત પડી ગઇ ને બજાર કાંઇ ઢુકડી છે બેટા! આ જુઓ તમારી આંખો તો હજુ તેજદાર છે, હમણાં જ હજુ સાંજ પડી છે પણ હું તો અંધારૂં જ જોઉં છું. આ લે બેટા તેલની શીશી. ચાર પૈસાનું તેલ તો જો! આ રાજમાં હવે કાંઇ રહેવું પોસાય એમ છે? જેવા ચોખા મોંઘા તેવું જ તેલ મોંઘું આ પીટ્યા માણહ બધું એક જ લાકડીયે હાંકે.'

સતી મૃદુ સ્વરે બોલી 'થાળીનું શું ઉપજયું?'

રતની રડવા જેવી થઇ ગઇ 'ઇ' વાત પુછ માં, બ્હેન, પુછમાં! આવી સરસ ધીંગી થારી ને તેનોયે માણહ એક રૂપીયો પણ આપવા રાજી ન થાય. લીધી હશે ત્યારે ત્રણેક રૂપીયા લાગ્યા હશે. માણહો તો નર્યા ધાડપાડુ લુંટારા દિકરી લુંટારા.'

સતી તેને શાંત્વના આપતી મૃદુ સ્વરે બોલી 'જુની પુરાણી ચીજ વેંચવા જતાં એમ જ થાય ફોઇબા. પછી કેટલું ઉપજયું?'

'એક રૂપીયાથી ઓછે આપી નથી મા. આઠ આના છોકરા સારૂં આ કપડું લાવી તેના દીધા, અને ચોખા, દાર, નિમકના

આઠ આના થીયા—હિસાબ કર જોઉં. શણ વેંચાતું લઇ આવવાને એક પૈસો યે હાથમાં રીયો નઈ. ઓલે ફેરે પણ દોરી વેચતાં આઠ આના સઇલા'તા તેના ચોખા, દાર લાવી'તી, શણ લેવા કાંઇ વઇધું નો'તું. આ ફેરે પણ તેમ જ થયું. તે વારૂ શણ ને રૂ લેવાનું કેમ થાહે ? ઘરમાંના થોડાં ઘણાં વાહણ પણ આમ જ જાહે ?'

'વાસણ પણ હવે કેટલાંક રહ્યાં છે? આટલાં ન હોય તો સંસાર પણ ચાલે એમ નથી – કોણ જાણે શું થશે ?'

સાવિત્રીએ ચીજવસ્તુ બધી ઘરમાં મૂકી, ઘરમાંથી બે પાકેલાં કેળાં લાવી રતનીને આપીને તે બોલી 'આ વનપક છે ફોઇબા, ઘેર જઈ ખાજો.'

ગુસ્સે થઇ જઇ રતની બોલી 'હવે રાખ રાખ, તારી દીદી ખાહે. મા–કાકી ખાહે. બામણના ઘરનું તો દુનીયામાં કોઇ દી' ખવાતું હોહે કે ? આ બધું કહેવાય તે લોકોનો (દિવતાઓનો) આહાર.'

'ના ફોઇબા તમે લીઓ. અમારી પાસે બીજાં છે.' સતીએ પણ આગ્રહ કર્યો તેથી રતની વાક્ય શાંતિ કરી એ કેળાં અને એકઠાળીયામાં સળગાવેલો અડાયાં છાણાંનો થોડો દેવતા લઈ પોતાને ઘેર ગઈ.

સવારે કાલીપદે પોતાના મિત્રબાલકને ઘેર ખીચડી થતી જોઇ ઘેર આવી રોકકળ કરી મુકી 'મારે ખીચડી ખાવી છે.' સાવિત્રીએ દયામણે અવાજે માને કહ્યું 'મા દાળ તો નથી.'

સતી બોલી 'કાલી ભાઈ છાનો રહી જા. હું તને ખીચડી રાંધી આપું છું હો.'

જમતી વખતે હળદર નાંખી પીળા કરેલા ભાત જોઇ બાલક પ્રથમ તો છેતરાઈ ગયો, પણ છેવટે સમજી જતાં થાળીમાં પીરસેલું બધું અન્ન ઢોળી નાંખી રડી કુટીને ધાંધલ મચાવી મૂક્યું. સતી મુંગી મુંગી એક બાજુ ખસીને ઉભી રહી ગઇ. જાદવી પતિનું

બિછાનું જ્યાં પથરાતું હતું ત્યાં માથે ઓઢીને સુઇ રહી. ફક્ત સાવિત્રી આ હઠીલા બાળકને અનેક જાતની લાલચો આપી છાનો રાખવાનો વૃથા પ્રયત્ન કરવા લાગી.

ઘણીવાર સુધી રડી રડીને થાકી જઇ બાલક આખરે ત્યાંજ સુઇ ગયો. રખેને તે જાગી જઇ વળી પાછો રડે એમ સમજી તેને પાટલા ઉપરથી કોઇએ ઉઠાડયો નહીં. થોડીવાર પછી સતી નાહી આવી. સાવિત્રીએ ફળીયામાં ઉગેલાં શાકપાંદડાં લાવી તેને રાંધવાની ચીજોની સગવડ કરી આપી. મોટાં કાકી હરિભજન પૂરું કરી ગાયને ગાળો આપતાં આપતાં દુધ દોહી આવ્યાં. સતી બોલી 'સાવી જો તો ખરી ગોળનાં માટલામાં ગોળ છે કે નહીં, •હોય તો દુધમાં જરા ગોળ અને ભાત નાંખી દુધપાક જેવું કરી આપું. કાલી રડીને સુઇ ગયો છે, ખાધું પણ નથી—દુધપાક મળતાં તે રાજી રાજી થઇને ખાશે.'

મોટાં કાકીમા ઝણુકાર કરી બોલી ઉઠ્યાં 'તમને બધાને નવાબી જ આવડે છે. ગરીબને આટલી શેઠાઇ શાની વળી? ખાવું હોય તો ખાય નહીં તો ભલે ભુખ્યો રહે, પેટમાં કુરકુરીયાં બોલશે એટલે પોતાની મેળે ખાશે. ગોળ ન બગાડો તો ન ચાલે?'

કાકીમાનો ઠપકો–તિરસ્કાર–સાંભળવાની તેમને ટેવ પડી ગઇ હતી. તેથી એમના કહેવાની કોઇ ઉપર કાંઇ ખાસ અસર થઈ નહીં. સાવિત્રી માટલું જોઇ બોલી 'ના દીદી ગોળ નથી.'

'ક્યાંથી હોય! બધી કરમફુટી ભમરાળીઓ જ ભેગી થઇ છે! ઘરમાં કોઇ ચીજ ટકે ત્યારેને? આવો સંસાર તો મેં ક્યાંય જોયો નથી બાઈ!'

એક તો સંસારનું ચાલુ દુઃખ, તેના ઉપર વળી વાક્ય યંત્રણા. જાણે કે ખરેખર મણિકાંચન–યોગ? સતી ચુપચુપ રાંધવાનું કામ પતાવી લઈ માતાને બોલાવવા ગઈ. તે જોઈ કાકીમા બડબડાટ

ફફડાટ કરતાં કરતાં થોડોક ગોળ લઈ આવી બોલ્યાં 'આ લે છોકરે કાંઈ ખાધું નથી તેથી ગોળ નથી છતાંયે ના કે'વાતી નથી. તે દિવસે મેં ખાલી પાણી જ પીધું હતું ગોળ રાખી મૂકયો હતો તે આ છે. આ સંસારમાં સુખે કાંઈ ખાવાનું યે મલવાનું છે બાઈ!'

સતીએ માતા પાસે જઈ તેને બોલાવી 'બા ઉઠ, ચાલ જમવા' જાહ્નવીએ મૃદુ સ્વરે કહ્યું 'મને તાવ આવ્યો લાગે છે, તમે બધાં જમી લ્યો, કાકી પણ ભલે જમી લીએ – હું આજ કાંઈ ખાઇશ નહીં.'

સતી માતાના શરીર ઉપર હાથ ફેરવી બોલી 'આવો તાવ તો બા તને રોજ આવે છે, આમ ભુખી રહી કેટલા દિવસ જીવીશ? જે ભાવે તે ખાજે ચાલ.'

'ના દિકરી મારે ખાવું નથી.'

ગળગળે સાદે સતી બોલી 'છેવટ તો નશીબમાં અપવાસ લખ્યા છે જ ને બા; પણ આજથી જ આમ ભુખી રહીને શા માટે શરીર સુકાવી નાંખે છે!'

જાહ્નવી લાચારીથી ઉઠીને ભોજન કરવા બેઠી. જો કે તે ઘર સંસાર સંબંધી કોઈ પણ વાતની ખાસ ખબર રાખતી નહોતી છતાં અંદર ખાનેથી બધી વાતની તેને ખબર રહેતી. સતી સમજતી હતી કે આ પ્રમાણે હવે વધુ વખત ચાલવું મુશ્કેલ છે. વિષમ ચિંતાથી ખરેખર તેને રોજ તાવ આવતો.

ઘરમાં દાણો વીગેરે આહારની જે સામગ્રી હતી તે બધી એ ત્રણ દિવસમાં જ ખુટી ગઈ. સંસારમાં ચાર માણસનાં પેટ ભરવાનાં ને આવકમાં કાંઈજ નહીં. સવારે ઉઠીને કાલી બોલ્યો 'બા ભુખ લાગી છે – ખાવાનું દે.'

તેણે સંબોધન મા ને કર્યું પણ જઈને ઉભો દીદી પાસે. સતી ગુપચુપ બેસી જ રહી તેના હાથ પગ જાણે કામ જ કરતા નહોતા.

બાળકે વળી પાછી બુમ મારી 'દીદી, ઉઠોને. ભાત ચડાવવા નથી?' દીદી ઉઠતી નથી સમજી બાળક માના પાસે ફરીયાદ કરવા ગયો. સતીએ ધીમે સાદે સાવિત્રીને કહ્યું કે 'જો બ્હેન થોડુ઼ં ઘણું રૂ ઘરમાં હોય તો બે ચાર જનોઈ વણી નાંખીએ.'

'ના દીદી રૂ જરાયે નથી.'

'ત્યારે આજ ઉપવાસ સાવિત્રી! કાલીને શું ખાવા દેશું? આજે વળી બજારનો દિવસ નથી, નહીં તો રતની ફુઇને ગાગર વેચવા મોકલત. શું કરશું સાવિત્રી?'

મૃદુ સ્વરે સાવિત્રી બોલી 'આમ પણ કેટલાક દિવસ ચાલશે દીદી–તેનાં કરતાં વિશુ દાદાની–' સતી એકદમ ઉભી થઈ ગઈ અને તીવ્ર સ્વરે બોલી 'છિઃ એના કરતાં તો ભુખે મરી જવું વધારે સારૂં.'

સાવિત્રી નીચું જોઇ રહી, છેવટે મૃદુ સ્વરે બોલી 'તું ને હું ભુખ્યાં મરીશું દીદી, પણ કાલી અને મા નું શું? ભીખ માંગીને પણ એમને બચાવવાં વાજબી નથી શું?'

'ભીખ? હા પણ હજુ એ દિવસ પછી. જે દિવસે બધું વેંચી સાટી એકદમ ઝાડ નીચે જઇ ઉભા રહેશું, તે દિવસે બધાની પાસે છેડો પાથરીને માંગી શકાશે. તું ગાગર લઇ આવ હું રતની ફુઇને બોલાવી લાવું.'

એકાએક સાવિત્રી ઉંચે સાદે બોલી ઉઠી 'દાદા–દાદા–દાદા!' માથે ભભકાદાર સાફો, હાથમાં છડી લઇ નાટકી વેશે હરિ આંગણામાં આવી ઉભો રહી બોલ્યો 'તમે બધાં શું કરો છો રે?' 'દાદા' કહી સાવિત્રી રડી પડી. સતી લાકડાની માફક જડવત્ બેસી રહી.

'શું થયું છે? શા માટે રડે છે? મા ને ઠીક છે ને?'

ગળગળે સાદે સાવિત્રી બોલી 'ઠીક છે. તમને તેનો વિચાર કરવાની ફુરસદ ક્યાં છે દાદા? તમારા કાલીને આજે અન્ન પણ

નથી મળતું. આવી વ્યાધીમાં આ લાંબુ જીવશે કે નહીં એ શંકા છે! અમારી આ દશાનો તમને એકવાર વિચાર સરખો યે આવતો નથી દાદા ?'

'તે હું શું કરૂં ? બાપુએ શું ખરચ કરી મને ભણાવ્યો છે, કે હું બધાનું પેટ ભરી શકું ? હું મારી અક્કલ પ્રમાણે મહેનત કરી સારૂં રળી ખાઉં છું, નહીં તો મારી પણ આજ આવીજ દશા હોત. આ લે, દશ રૂપીયા મારી પાસે છે - તે તને આપું - હું તમારો ભાઇ નથી એમ જ તમારે સમજી લેવું.'

રૂપીયા ઉપાડી લેતી મૃદુ સાદે સાવિત્રી બોલી 'મને માફ કરો દાદા, હું બહુ જ નઠારી છું, બહુ જ લુચ્ચી છું.' બોલતાં બોલતાં તે રડી પડી.

હરિ બોલ્યો 'લે લે હવે રડમાં હું હવે જાઉં છું. બનશે તો હવે આવતે મહીને એકવાર આવીશ. આ ઘરમાં ઉભા પણ રહી શકાય એવું છે ?'

'માને મળી જાઓને ભાઇ.'

'માને મળવાથી શું લાભ છે? હું આવ્યો હતો એમ તુંજ કહેજે.' હરિ ચાલ્યો ગયો. સાવિત્રી બોલી 'દીદી ચાલો ઉઠો હું રતની ફૂઇને બોલાવી લાવું, આપણને બજારમાંથી ચીજો લાવી આપે.'

સતી ઉઠી ઉભી થઈ બોલી 'હા ચાલ, ઉઠું છું! જો સાવિત્રી પોતાના માણસ કરતાં પરાયો સારો. છતાં પરાયા પાસે માંગતાં શરમ આવે છે, પોતાના માણસ પાસે માંગતાં આવતી નથી.'

સતીને હવે થોડા દિવસની નિરાંત થઈ, તે દુઃખની જરા પણ પરવા કરે તેવી નહોતી પણ તે દુઃખ જ્યારે પ્રાણઘાતક થઈ પડતું ત્યારે જ તેને તે દુઃખનું ભાન થતું. અકલાન્ત પરિશ્રમ કરતાં પણ

જ્યાં સુધી શાક ભાત જેટલું યે મળી જતું ત્યાં સુધી તેને જરા પણ દુઃખ જણાતું નહીં.

હવે તેમણે થોડાક રૂપીયાનું વધુ શણ અને રૂ વગેરે ખરીદી લીધું. જે ચીજ વગર બીલકુલ ચાલે જ નહીં તે જ ચીજ તેઓ પૈસા ખરચી ખરીદ કરતાં. કાલીપદનાં પેરણની વાત તેઓ વિસરી ગઈ નહોતી. તે પણ એક વેચાતું લીધું. સવારના પહોરમાં રતનીએ આવીને કહ્યું 'આજ નગરશેઠને ઘેર શાક વેંચવા ગઇ'તી. એમની દિકરી કમલા સાસરેથી આવેલી છે તેણે તને મળવા જરૂર બોલાવી છે. નહીં જશે તો એને માઠું લાગશે એમ પણ કહેવડાવેલું છે.'

સતી સમજી કે કમલા હજુ પણ તેને ભુલી ગઇ નથી. તેને જરા હસવું આવ્યું. તે સુખનું હસવું હતું કે દુઃખનું તે કહી શકાય તેમ નથી.

બપોરે જઇશ તો ઘણી વાર સુધી રોકી રાખશે અને આવવા નહીં દીએ, વળી કામ પણ ખોટી થાય તેથી સતીએ માને કહ્યું 'બા હું હમણાં જ એક વાર મળી આવું.'

માએ કહ્યું 'જા.'

સતીને જોતાં જ કમલા આગળની માફક તેને ગળે બાઝી પડી અને રાજી થતી થતી બોલી 'સતી બ્હેન તું મને ભુલી ગઇ નથી ને? કો'ક કો'કવાર મને તું યાદ કરતી'તી કે નહીં?'

સતી તેના ચહેરા સામું જોઈ ચમકી જ ગઇ. આ શું તે જ કમલા! બે વર્ષ પહેલાં જેના શરીર ઉપર સુખ સૌભાગ્ય જળહળાટ કરતું હતું, તે આજ આવી દુબળી – પાતળી અને મ્લાન મુખી! આ જાણે તે દિવસની કમલા જ નહીં! સતી બોલી 'કમલા તું આમ સુકાઇ કેમ ગઇ બ્હેન, કાંઇ તાવ' બાવ' આવે છે કે શું?'

'તાવ?' કમલા હસી; તે બોલી 'મારી વાત જવા દે, તું મારૂં પુછે છે – પણ તારી દશા પાસે મારી શી વાત? હું છેલ્લી

અહીંથી ગઇ ત્યારે તો હજુ તારાં લગ્ન પણ નહોતાં થયાં. તને લગ્નના પહેરવેશમાં તો મેં જોઇ પણ નથી. એકદમ તારો આ વેશ જ જોઉં છું.'

'મારી વળી દશા શી, વેશ કેવા ને વાત કેવી બ્હેન? હું જેવી હતી તેવી જ છું.'

'તું એમ કહી શકે છે ખરી! મેં સાંભળ્યું છે કે તેં વિવાહ વખતે પતિને દીઠા તે જ દીઠા પછી પાછા દીઠા નથી; પણ તેમ હોય તો પણ શું થાય બ્હેન?'

તેને બોલતી વચ્ચે અટકાવીને સતી બોલી 'એ વાત છોડી દે તને શું થયું છે તે કહે. તારૂં તે દિવસનું હસતું મોઢું કેમ નથી?'

'તું મારી વાત પુછે છે, હું તો તારી સામું જોઈ તારી વાતનો જ વિચાર કરૂં છું. સતી આમ તો તું એવી ને એવી છો ખરી, પણ તારો આ વેશ જોઈ મને આંખો મીંચી જવાનું મન થાય છે બ્હેન; કયા પાપે આપણી આ દશા હશે?'

સતીને ગળે વળગી પડી કમલાએ તેની છાતીમાં પોતાનું મોં સંતાડ્યું. સતી ચુપચુપ પત્થરની મૂર્તિની માફક બેસી રહી. થોડીવારે મન ઠેકાણે લાવી કમલાએ મોં ઉંચુ કર્યું. સતીએ પૂછ્યું 'પોષ મહીનામાં એ લોકોએ તને આવવા દીધી?*

'બે વરસ થયાં આવી નહોતી; બધાને મળવાને જીવ તલપાપડ થઇ રહ્યો હતો; તેથી આવી, વળી આવી તોય શું ગઈ તોય શું કોઈ રોકે એમ થોડું જ છે?'

'કેમ, ધણી ન રોકે?'

કમલા વળી પાછી હસી. તે હસવું સતીને ઘણું કરૂણ લાગ્યું.

---

* બંગાલમાં પોષ માસમાં મુસાફરી કરવાનું વર્જીત છે.

કમલા હસીને બોલી 'ધણી? હું તેની શું થાઉં કે તે મને રોકે કે મારી ખબર રાખે? બ્હેન, સ્ત્રી અને ફુલની માલા બેયની એકસરખી જ દશા છે. વાસી થતાં કે ઉતારીને ધુળમાં ફેંકી દેવાની! આપણું માન તે વળી કેટલા દિવસ?'

સતી નીચું જોઇ બેસી રહી. કમલા વળી પાછી બોલવા લાગી 'તેં તો કાંઈ સ્વાદ ચાખ્યો નથી, તું એક રીતે સુખણી છો; પણ આ તો મોટી લ્હાય છે લ્હાય. સતી! હવે હું તારી અને મારી સરખામણી કરી સમજી શકું છું કે ફકત દુઃખ ભોગવવા સારૂ જ દુનિયામાં સ્ત્રીઓનો જન્મ છે, સુખ તેમને વાસ્તે નથી! તેમણે એ આશા છોડી દેવી જોઇએ.'

સતીને યાદ આવ્યું. એક દિવસ તે કાંઇક કામસર ડેલીના બારણાં પાસે ઉભી રહી કાલીને બોલાવતી હતી, તેટલામાં જમીનદાર નરેન્દ્ર ભાદુડી (કમલાનો વર) ને ઘોડા ઉપર બેસી તે રસ્તે થઈ જતો જોઈ તે ડેલીમાં પાછી ખસી ગઈ હતી, પણ નરેન્દ્રની પોતાના તરફની તીક્ષણ કુદૃષ્ટિ જોઈ તેને બહુ જ ગુસ્સો આવ્યો હતો. આજ તેને તે વાત યાદ આવી ત્યારે તેને સમજાયું કે ખરેખર કમલાનું સુખ આ જન્મને માટે તો અદૃશ્ય થઈ ગયું છે. થોડીવાર વાતચિત કર્યા પછી સતી બોલી 'ત્યારે હવે હું જાઉં બ્હેન?'

'હજુ જરા બેસને, વળી કોણ જાણે કયારે મળશું. કદાચ ન પણ મળીએ. કાંઇ કહેવાય છે?'

સતી જરા ધ્રુજી ગઈ, તે બોલી 'કેમ બ્હેન એમ અપશકુન જેવી વાત કેમ કહે છે? તું અહીં જ્યારે જ્યારે આવીશ ત્યારે ત્યારે આપણે જરૂર મળશું.'

કમલા હસીને બોલી 'હું મરી જઇશ એમ તો મેં કહ્યું નથી; મારૂં નશીબ એવું સારૂં નથી. આ અહીં આવીને જોઉં છું તો તારા

બાપુ નથી, તું વિધવા થઈ છો, વળી બીજી વાર આવીશ ત્યારે કોણ જાણે શું યે જોઇશ.' સતી જરા બેદરકારી ભર્યું હસી.

જરા વાર વધારે બેસી સતી ઘેર જવા ઉઠી. કમલાનો વિચાર કરતી કરતી ઉદાસ ચિત્તે તે ઘેર પાછી ફરી. ડાબી બાજુ બક્ષીનો વાડો જમણી બાજુ વાંસનું ઝુંડ. વૃક્ષ છાયા નીચે ઠંડીના તીક્ષ્ણ વાયુએ રમઝટ મચાવી મૂકી હતી. સતી વિચારમાંને વિચારમાં નીચી નજરે ચાલી જતી હતી. એકાએક સામેથી કોઇક અટકીને ઉભું રહી વિસ્મિત અવાજે બોલ્યું 'કોણ સતી?'

સતીએ ઉંચું જોયું, વિશ્વેશ્વર.

સંકુચિત ભાવથી માથા પરનું વસ્ત્ર જરા નીચું તાણી લઇ સતી એક બાજુ ઉભી રહી ગઈ. એવા હેતુથી કે વિશ્વેશ્વર બાજુમાંથી નિકળી પસાર થઈ જાય તો તે આગળ વધે. વિશ્વેશ્વર બાજુમાં ખસી ગયો પણ આગળ ચાલ્યો નહીં. અસ્પષ્ટ ભાવથી એક વખત ખોંખારો ખાઈ ગળું સાફ કરી થોડીવાર આનાકાની કર્યા પછી તે બોલ્યો 'સતી સગપણમાં હું તારો ભાઈ થાઉં, હું તારી સાથે જો કાંઇક વાત કરૂં તો તેમાં કાંઈ ખોટું ગણાશે?'

સતીએ કાંઈ જવાબ આપ્યો નહીં. વિરક્તિ, લજ્જા, ભય અને એવા બીજા ઘણી જાતના ભાવો એકી સાથે તેના હૃદયમાંથી ઉભરાઈ ધક્કેલાઈ જાણે બહાર નિકળવા લાગ્યા. ફરીથી વિશ્વેશ્વર બોલ્યો 'બ્હેન સાથે વાત કરવામાં કાંઈ દોષ છે?'

હવે સતી મહા મહેનતે બોલી શકી, ઉતાવળે ઉતાવળે તે બોલી 'શું કહેવું છે, જલદી કહો.'

મૃદુ સાદે વિશ્વેશ્વર બોલ્યો 'મેં મોકલી હતી, તે તેં પાછી કેમ મોકલ્યા

'જરૂર નહોતી તેથી.'

'જરૂર ન હોય તો પણ જો કોઇ ભક્તિ કે સ્નેહ દેખાડે તો – શું માણસો વસ્તુ આમ પાછી વાળતા હશે, સતી ?'

સતી ફરીને ઉભી રહી, પછી તીવ્ર સ્વરે બોલી 'જે લોકો લઇ શકવાને યોગ્ય હોય, તે લઇ શકે – કારણ કે તેમને કાંઇ અભાવ હોતો નથી. અને તેમને ઘણું કરી તમે આવી રીતે પ્રણામ કરવા જતા પણ નહીં હો ! અમે ગરીબ છીએ એમ સમજી તમે આમ મદદ કરવા માંગતા હતા. અમે ગરીબ છીએ ખરાં, પણ વિચાર કરી જુઓ, કે, જ્યાં સુધી અમે અમારી મેળે અમારૂં ગાડું ગબડાવી શકીએ ત્યાં સુધી બીજાની ભિક્ષા શા માટે લઇએ ?'

વિશ્વેશ્વર ઘણી વાર સુધી મુંગો રહ્યો. સતીને ચાલી જવા તૈયાર થતી જોઇ ગળગળે અવાજે તે બોલ્યો 'તું માફ કર, મેં તમને ભીખ રૂપે આપ્યું નહોતું. મારી વાત સાચી માનજે, મેં – મેં ફક્ત તમારી તરફના સ્નેહ—'

તેને બોલતો અટકાવી સતી બોલી 'તમે પણ મને માફ કરજો. તમારા જેવા દયાળુ માણસને મેં કડવાં વેણ સંભળાવ્યાં. પણ તમે વિચાર કરી જુઓ કે, તમે તમારી ફરજ બજાવી છે. ભગવાન હાલમાં તો એક રીતે અમારૂં ચલાવ્યે જાય છે, જ્યારે તેમ નહીં ચાલે ત્યારે ફક્ત તમારી પાસેજ શા માટે, બધા પાસે અમારે હાથ લંબાવવો પડશે.'

'મને માફ કર, સતી, મેં તમને બ્હેનો સમજીનેજ આમ કર્યું હતું.'

'તે હું સમજુ છું.'

જરા વધુ આગળ વધી વિશ્વેશ્વર સામું જોઈ જરા તીક્ષ્ણ સ્વરે સતી બોલી 'તમે કદાચ વખતો વખત અમારી હાલત સંબંધી વિચાર કરતા હશો પણ તેવા વિચાર કરી તમારૂં મન દુઃખવશો નહીં. પરમ દિવસે દાદા આવ્યા હતા. – તે હવે નોકરી કરતા હોય

એમ લાગે છે. તમે તેને આશીર્વાદ આપો, તે ધંધે લાગી ડાહ્યો થાય. પછી અમને કાંઈ દુઃખ રહેશે નહીં.'

'હું ખરા અંતઃકરણથી આશીર્વાદ આપું છું કે તે ડાહ્યો થઈ સમજુ થાય.—અને તમને વધુ દુઃખ ન જોવું પડે. ત્યારે તેની મતિ ગતિ હમણાં સુધરી છે, એ સાંભળી હું બહુ રાજી થયો છું. સતી, સરલભાવથી જ હું કહું છું, કે તમારાં આવાં વર્તનથી મને ખોટું લાગ્યું હતું, પણ હવે હું તેવું કાંઈ મનમાં રાખીશ નહીં. તું પણ નહી રાખે ને?'

'ના'



૧૧

મહા મહીનો જાહ્નવીએ જેમ તેમ ઉઠ બેસ કરીને શક્તિ ન છતાંયે પથારીમાં ન પડતાં, હરીફરી શક્તિ મુજબ કામ કરી કાઢયો પણ ફાગણ મહીનો બેસતાં જ તેને શય્યાનો આશ્રય લેવો પડયો. અસ્વસ્થ શરીરે નિરવતાથી સખત ઠંડીની અવગણના કરી થોડા દિવસો ગુજાર્યા પણ છેવટે તે વધુ સહન કરી શકી નહી. માતાનો આવો નિર્જીવ ભાવ જોઈ સતીની આંખે અંધારાં આવ્યાં.

ગરીબને ઘેર ચિકિત્સાની તેવી ધમાલ હોય નહીં, છતાં તેમની શક્તિ મુજબ ચિકિત્સા ચાલવા લાગી. હારાન ડાકટરે 'વીઝીટ' અને દવાનો હિસાબ કરી બીલ મોકલ્યું. તે ચુકવતાં ભાઈ પાસેથી મળેલા દશ રૂપીયાને જોરે સંસારમાં કાંઈક તેજી બન્ને બ્હેનો લાવી શકી હતી તે અદૃશ્ય થઈ ગઈ. વળી પાછા એ જ દારિદ્ર – રાહૂએ સંસારને ઘેરી લીધો. જાહ્નવીએ પુત્રીઓને વારંવાર મના કરી કહ્યું

'મારી તબીયત સુધરવાની હશે તો એમને એમ સુધરશે, આવી હાલતમાં તમે નકામો ખરચ શા માટે કરો છો? કોઈ કોઇવાર તે સંસાર સંબંધી ખબરો પુછતી, તેમને કોઈ વાતે મુંઝવણ પડે છે કે નહીં, તે પુછતી. સતી કહેતી 'બા તું એ બધી વ્યાધ કર માં, નહીં તો તારી તબીયત સુધરશે નહીં. સંસારનું કામ તો આપણું રોજનું છે. જેમ ચાલે છે, તેમ ચાલ્યે રાખશે! દાદા ઘેર આવશે એટલે પછી કોઇ વાતની તાણ કે ફીકર નહીં રહે, ત્યાં સુધી એ ચાર દિવસ જરા મુંઝવણ પડી તો તેમાં શું થઈ ગયું.'

જાહ્નવી વિચાર કરીને બોલી 'ત્યારે હરિને એકવાર ખબર મોકલ ને.'

'મોકલી છે, બે દિવસ પછી દાદા આવશે.'

સતી માને એમ કહી શકી નહીં કે, જેને તેણે ખબર આપવા મોકલ્યો હતો, તેને કડવાં વેણ સંભળાવી હરિએ પાછો કાઢયો હતો! ક્રમશઃ તેનું અધઃપતન થતું જતું હતું. છતાં તેણે વિચાર કર્યો કે હજુ એકવાર દાદાને બોલાવવા માણસ મોકલવું. વળી ઘણી વાતો શીખાવી પઢાવી રતની ફુઇને કાલીપદ સાથે તેણે ચાંદપુર મોકલી. થોડાક કલાક પછી એ લોકોએ પાછા આવી જણાવ્યું કે હરિબાબુ કલકત્તે સીધાવ્યા છે. સતીએ એકાંતમાં આંસું લુછ્યાં.

સંસારમાં જે કાંઈ વાસણો બાકી રહ્યાં હતાં, તે બધાં રતની એક પછી એક વેંચી આવવા લાગી, અને તેનાં વેંચાણમાંથી જ રોગીની દવા પથ્ય અને સંસારનો ખરચ જેમ તેમ ચાલવા લાગ્યો. છતાં તેઓ કોઇની પાસે યે હાથ લંબાવી શક્યાં નહીં; અથવા તો પોતાની આવી કંગાલ હાલત પોતાને મોઢેથી કોઇને જણાવી શકયાં નહીં. પોતાની સ્થિતિ જાણી સંકોચ પામી તેઓ કોઇને ઘેર જતી આવતી નહીં. તેથી તેમને ઘેર પણ કોઈ આવતું નહીં. આથી તેમના ઘરના ખબર કોઈ વધુ જાણવા પામતું નહીં!

બની શકે તેટલી તાણ ભોગવી કરકસર કરી સતી સંસાર ચલાવતી હતી. રખેને કાલીને કાંઇપણ દુઃખ ભોગવવું પડે એવી બીકે તેને આનંદમાં રાખી બન્ને બ્હેનોએ લગભગ અરધા ઉપવાસ શરૂ કર્યા હતા, છતાં આ પ્રમાણે પણ વધુ વખત ચલાવી શકાયું નહીં

ચૈત્ર પુરો થવા આવ્યો હતો, દરદીને હવે ઘણો આરામ જણાતો હતો. સંસારની આવી હાલત છતાં પણ સતીને જાણે અંધારામાં આશાનું કિરણ દેખાયું. પણ તેને વિચાર આવ્યો કે, રોગના પંજામાંથી બચી ગયેલી મા ને કદાચ અનાહારને લીધે પ્રાણત્યાગ કરવો પડશે. બે હાથ જોડી આકુળ પ્રાણથી અંતઃકરણ-પૂર્વક ભગવાનની સ્તુતિ કરતી કરતી સતી પાછલી રાતે માતાની પથારી પાસે જ ઉંઘી ગઇ. વહેલાં મળસકાંમાં જ જાહ્નવીએ ઉંઘમાંથી ભડકી ઉઠી હાંક મારી ‘સતી, સતી ઉઠ બેઠીથા’ સતી સફાળી ઉઠીને બેઠી થઇ આંખો લુછતી લુછતી બોલી ‘કેમ બા? શું છે?’ ‘કાંઇ નથી એક ખરાબ સ્વપ્નું આવતાં હું ગભરાઇ ગઇ છું મારી છાતી ઉપર જરા હાથ મુક.’

સતી માતાની છાતી ઉપર હાથ ફેરવવા લાગી. પુત્રીના વિશુષ્ક મ્લાન મોં તરફ જોતી જોતી જાહ્નવી બોલી, ‘દિકરી, દુઃખમાં અધીરા થવું નહીં. ભગવાન બધા દિવસો એકસરખા રાખશે નહીં, દુઃખમાં – આફતમાં – આવી પડતાં તેમે યાદ કરજે, તે જરૂર તને આશ્રય આપશે – રસ્તો દેખાડશે.’

ક્ષીણ સાદે સતી બોલી ‘અ’ટાણે ઇ’વાત કેમ કરે છે, બા?’

‘કોણ જાણે મારા મનમાં જાણે કાંઇનું કાંઇ થાય છે.’

સાવિત્રી ઉઠી. માતાના ચરણો પાસે થોડીવાર બેસી તે ઘરનું કામકાજ કરવા ચાલી ગઇ. કાલીપદ ઉઠીને થોડીવાર બહાર રમી આવી બોલ્યો ‘દીદી, શું ખાઉં?’

ગઇકાલનો છેવટનો આધાર બે મુઠી ચોખા. પોતાને શરીરે મજા નથી તેથી નથી ખાવું કહી ભાઈ સારૂ સતીએ સંભાળપૂર્વક બાંધી રાખ્યા હતા. તે ચોખા રાંધી તેમાં જરા મીઠું ભેળવી તેણે ભાઇને આપ્યા. નાની થાળી હાથમાં લઈ ખાતો ખાતો કાલી બહાર ચાલ્યો ગયો. સતીએ માને પૂછ્યું 'બા તને તરસ લાગી છે?'

'ના.'

'હા બા, લાગી હશે. ઉઠીને હાથ મોઢું ધોઈ કપડાં બદલી પૂજા કરી લે. પછી જે ભાવે તે બે કોળીયા ખાઈ લે.'

જાહ્નવીએ એકવાર પુત્રી તરફ જોયું, મૃદુ સ્વરે તેણે કહ્યું 'દીકરી, હું ટગુમગુ જીવીશ જ, આ કઠણ જીવ એમ ઘડીકમાં દેહમાંથી નીકળશે નહીં; પણ મારી નજર સામે તમે કાલીને ભૂખ્યો રાખી સુકવશો નહીં. હું નહી ખાઉં છતાં યે જીવીશ.'

એ બધી વાત ઉપર ધ્યાન ન આપતાં સતીએ માતાને મોં હાથ ધોવડાવી કાપડ બદલાવરાવી પૂજામાં બેસાડી દીધી. કાકીમા ગાયનું દુધ દોહી લાવી બબડતાં ફફડતાં નદીએ ન્હાવા જવા નિકળ્યાં. સતીએ ધાર્યું હતું કે આજ તે ઘરનાં બારણાં ખોલી બહાર નીકળશે નહીં; પણ માને લીધે તેમ બની શક્યું નહીં, તેણે વિચાર કર્યો કે જ્યાં સુધી દુધ ઘરમાં છે ત્યાં સુધી માતાને ભુખે મરવા દેવી નહીં. સાવિત્રીને કહ્યું 'સાવિ, તું સગડી પેટાવ, હું ઝટ કરતી ડુબકી મારી આવું' મૃદુ સ્વરે સાવિત્રી બોલી 'સગડી શું કામ પેટાવવી છે?'

'દુધ ગરમ કરશું' કહેતાં કહેતાં એક હાંડો હાથમાં લઈ ખડકીનું બારણું ખોલી સતી તળાવ તરફ ચાલી.

બારણું ખોલતાં જ તેણે જોયું તો બારણાંની બહાર કડામાં એક ઘડી વાળેલો કાગળ દોરીથી બાંધેલો લટકતો જણાયો. શાનો કાગળ? ચીઠી જેવું દેખાય છે ને! કુતુહલથી સતીએ દોરીમાંથી

કાગળ છોડીને ખોલી જોયો, પત્ર જ હતો! અપરિચિત હાથે તેના પોતાના ઉપર જ લખાયલો હતો.

વિસ્મયની માત્રા સીમા અતિક્રમ કરી ગઈ, છતાં મા ભુખી તરસી બેઠી છે, તે યાદ આવતાં ચીઠી દિવાલની બે ઈંટો વચ્ચેના સાંધામાં ખોસી તે બહાર નીકળી ગઇ. ઘેર પાછી આવી ભીને કપડે જ દુધ ગરમ કરી તેમાંથી અરધું માને પીવડાવ્યું. જાહ્નવીએ પીવાની ઘણી ના કહી, પણ આખરે કન્યાની આંખમાં આંસું જોઈ દીધેલાં દુધમાંથી થોડું જુદું કાઢી રાખી બાકીનું પોતે ગ્રહણ કર્યું.

પછી સતી ભીને કપડે જ ઘાટ તરફ ચાલી. આગલા દિવસના ઉપવાસથી તેના શરીરમાં લાહ્ય બળતી હતી. તેથી ભીનાં કપડાં તેણે બદલ્યાં નહીં. ઈંટના સાંધામાંથી પેલો કાગળ લઈ તેની ઘડી ઉખેડી તેમાં લખેલું પ્રથમ સંબોધન વાંચતાં જ તેનું માથું ફરી ગયું. આખરે મહા મહેનતે જીવ જરા ઠેકાણે રાખી તેણે આખો પત્ર વાંચી લીધો. પત્ર લખનાર, નરેન્દ્રનાથ ભાદુડી જમીનદાર પોતે,-તેની બ્હેનપણી કમલાનો વર. અતિ કદર્ય ભાષામાં કદર્ય પ્રસ્તાવ તે પત્રમાં કરવામાં આવ્યો હતો. તેના કુટુંબના દુઃખમાં ઘણી સહાનુભૂતિ દેખાડી તેણે લખ્યું હતું કે, તેનું કહ્યું જો સતી માને તો તેમને સંસારમાં કોઇપણ જાતનું દુઃખ રહેશે નહીં. રોષથી. ક્ષોભથી, ક્રોધથી, ઘૃણાથી પત્ર ફાડી ટુકડે ટુકડા કરી સતી વળી પાછી તળાવમાં ન્હાવા ઉતરી; જાણે કે પત્ર વાંચી તેણે કોઈ અપવિત્ર વસ્તુનો સ્પર્શ કર્યો ન હોય, તેમ ફરી ફરીને ડુબકી મારી ઘણી વાર સુધી પાણીમાં રહી પછી તે પાછી ઘેર ગઈ.

સાવિત્રી બોલી 'દીદી. વળી બીજી વાર ન્હાઈ? ક્યાંય પગ બગ પડી ગયો હશે, કેમ?'

'હા' પછી તેણે સાવિત્રીને કહ્યું 'મારી તબીયત બહુ જ ખરાબ છે, હું જરા સુઈ જઇશ.'

વીલે મોઢે સાવિત્રી બોલી 'કાલીને શું ખાવા આપું દીદી?'

'દુધ દેજે, થોડું તું પીજે, થોડું એને આપજે' સતીએ ભીનાં વસ્ત્રો નીચોવી એક ઓરડામાં જઈ બારણાં વાસી દીધાં. તેના શરીરમાં–મનમાં તે વખતે ખરેખર અસહ્ય યંત્રણા થતી હતી. પડયે પડયે વિચારો કરતાં કરતાં થાકેલે શરીરે કલાન્ત આંખોમાં નિદ્રા આવી ગઇ. સતી ઉંઘી જતાં થોડીવાર માટે દુઃખથી મુક્ત થઇ.

જ્યારે તેની ઉંઘ ઉડી, ત્યારે તેણે સાંભળ્યું કે, ભાતને બદલે દુધ મળતાં કાલીપદ બહુ જ ખીજવાઇ ગયો હતો. દુધની વાટકી ફેંકી દઇ તે મોટે સાદે રડતો હતો. સાવિત્રી પણ સાથે સાથે રડતી હતી. સતી હાથની આંગળીઓ વડે કાનનાં છિદ્રો બંધ કરી પથ્થરનાં પુતળાની માફક પડી રહી.

થોડીવાર પછી બારણાંની સાંકળ ખખડી 'દીદી–દીદી–ઉઠ બહાર આવ' સતીએ જવાબ આપ્યો નહીં 'દીદી, બારણાં ખોલ–વિશુ દાદાની માસીબાએ આ બધું મોકલ્યું છે, તે આવીને જો.'

ધીમેથી ઉઠીને સતીએ બારણું ખોલ્યું અને જોયું તો, એક જણ એક હાથમાં એક પુષ્પચંદન ચર્ચિત પાણીથી ભરેલી ભારે ગાગર અને બીજા હાથમાં એક મોટો થાળ સીધાંનો લઇ આવી ઉભો રહી ભારે ધુમરાણ મચાવતો હતો. ક્ષીણ સ્વરે સતીએ પૂછ્યું 'આ બધું શું છે?'

'આજ સંકરાંત છે–મા ઠાકુરાણીનું અન્નદાનનું વરત–બ્રાહ્મણને ઘેર દેવું જોઇએ ને, તેથી.'

એક પછી એક બધુ ઉતારી ઘરમાં મુકી માણસ ચાલ્યો ગયો. સાવિત્રી તેમાંથી મિષ્ટાન્ન ફળ મૂળ લઇ કાલીને આપી તેને શાંત કરવા લાગી. સતી ધીમે ધીમે જરૂર જોગી વસ્તુઓ તેમાંથી લઇ રાંધવા

લાગી, તેની આંખોમાંથી તપ્ત અશ્રુનાં દશવીશ ટીપાં અગ્નિ ઉપર પડયાં, અગ્નિ જેવાં જ જ્વાલામય તે અશ્રુઓ ભગવાનને ઉદ્દેશીને કે માણસને ઉદ્દેશીને હતાં તે ઠીક કહી શકાતું નથી.

વળી ધીમે ધીમે એ ત્રણ દિવસો વીતી ગયા. સતીને તેજ ઠેકાણેથી વળી એક બીજો પત્ર મળ્યો, તે પણ નાના પ્રકારનાં પ્રલોભનોથી પરિપૂર્ણ હતો. પ્રથમની માફક તે ચીઠી પણ ફાડી નાંખી સતી મુંગી રહી. સાવિત્રીને આ વાત કહેવાની તેની હિંમત થઇ નહીં, રખેને તે ડર ખાઇ જાય.

અન્નપૂર્ણા ઠાકુરાણીએ આ વરસે વૈશાખમાં ઘણાંય વ્રત કરવાનાં લીધાં હોય એમ જણાતું હતું. પાંચ સાત દિવસને આંતરે ઘણું ખરૂં એક અથવા બીજા વ્રતને બ્હાને ભોજનાદિ સામગ્રી અને જલપૂર્ણ પાત્ર તેમને ઘેર આવવાં લાગ્યાં. સતી સમજી ગઇ કે, દારિદ્ર દશા મૃગનાભિ જેવી છે. બધું સમજ્યા છતાં પણ તે મુંગી રહી, કારણ કે, આ દુષ્ટ રાક્ષસ સામે યુધ્ધ કરી કરીને તે થાકી ગઇ હતી, હવે વધુ યુધ્ધ કરવાની શકિત તેનામાં રહી નહોતી. આ થોડા દિવસથી સંસારની ચિંતાને જરા દૂર હડસેલી મુકી તે બીજા વિચારણીય વિષયો ઉપર વિચાર કરવા લાગી હતી, પણ તેનો તે નિરૂદ્વેગ-ભાવ એક ક્ષણવાર પણ ભાગ્ય દેવતાએ તેના ભાગ્યમાં નિર્માણ કરેલ નહોતો. અચાનક એક દિવસ તારાપુરના જમીનદાર મહાજને પોતાના લ્હેણા રૂપીયા ત્રણસો અને તેનું વ્યાજ રૂપીયા ત્રણસો મળી રૂપીયા છસોની ઉઘરાણી કરવા માણસ મોકલ્યું. નહીં આપે તો ગીરો રાખેલ ઘર વગર વિલંબે વેંચી નાંખવામાં આવશે એવી ધમકી આપવાનું પણ ભુલવામાં આવ્યું નહોતું.

તે દિવસે જાહ્નવી પથારીમાંથી ઉઠીને ઉભી થઇ શકી નહીં. તે નહીં ખાય તો પુત્રીઓ પણ ખાશે નહીં તેથી લાચારીથી બે કોળીયા જે ભાવ્યા તે ખાઇ તે પથારીમાં જઇ પડી. ચિંતાથી ક્ષીણ

દેહમાં કંપારી આવી તાવ ચડી આવ્યો. સાવિત્રી વીલે મોઢે મા પાસે બેસી રહી. સતીએ એક અવાવરૂ ઓરડામાં જઇ બારણાં વાસ્યાં, તે ઉંઘી જવા સારૂં શું ?

તે વિચાર કરવા લાગી, કોને ખાતર આજે આ વિડંબના ? તેમના પેટ ભરવા ખાતર તો આ સર્વનાશ ઉપસ્થિત થયો ન હતો. ફક્ત તેનાજ ખાતર. તેના પાપે તો માતા-પિતા આમ આશ્રયહીન થયાં. તેને સુખી કરવા ખાતર તો આ બધી વિડંબના. આટલું દુઃખ આટલી જવાલા ! કોની પાસે આ સંકટના સમયમાં સહાય મળવાની આશા ? કોણ એવી સહાય કરી શકે ? કોને કહી શકાય, કે, અરે બાપુ અમારા જેવા દીન ભીખારીઓને તમે છસો રૂપીયા ઉછીના-કરજે-આપો ? એવું શું કોઇ નથી કે જેને કહી શકાય ? છે, કદાચ એક જણ છે, પણ તે હોય, તો પણ કોણ એવું બેશરમ છે કે તેને આમ કહી શકે ? વળી સતીને વિચાર આવ્યો કે કદાચ તેને કહેવા જવાની જરૂર પણ નહીં પડે, તે પોતેજ પોતાની મેળે સહાય કરવા આવશે. છિઃ, છિઃ, કેવું હેય જીવન ! ત્યારે શું ભિખારીની પેઠે કેવળ તેની દયાને આધારેજ જીવવું પડશે ! શું બીજો કોઇ ઉપાય નથી ?

સાવિત્રીએ હાંક મારી 'દીદી, વાવાઝોડું થાય છે, બહાર કપડાં છે તે જરા ઉપાડી લાવને. હું કપડાંને અડકી શકું તેમ નથી.'

સતીએ બારણું ખોલી જોયું તો તેનાજ મનના વિચારોનું અનુકરણ કરી પ્રકૃતિ જાણે તુમુલ વિપ્લવ જગાડવાની તૈયારી કરી રહી હતી. કપડાં બધાં ઉપાડી લીધા પછી તેને યાદ આવ્યું કે ઘરમાં પાણી ભરેલું નહીં હોય, આખી રાત વાવાઝોડું અને વરસાદ થોભશે નહીં. સમારકામને અભાવે ઘરમાંનો કૂવો પણ જલહીન થયો હતો. તેણે કાંખમાં બેડું લીધું. તેને બેડું લેતી જોઇ સાવિત્રી બોલી 'પાણી નથી ખરૂં ? હું ભરી આવું બ્હેન ?'

'તું મા પાસે બેસજે. હું હડી કાઢતી એક બેડું ભરી આવું છું.'

પાણીમાં ઉતરી બેડું ભરી માથે મુકતાંજ સતી એકદમ બીકની મારી થરથરી જ ગઇ, સામે પગથીયાં ઉપર એક માણસ ઉભો હતો! કોણ એ? તીક્ષ્ણ નજરે તેણે જોયું,—નરેન્દ્ર.

બીકથી તે ચીસ પાડવા ગઇ. પણ ગળામાંથી શબ્દ નીકળી શક્યો નહીં. પાણીમાં ઉભી ઉભી તે કંપવા લાગી.

નરેન્દ્ર હસીને બોલ્યો 'ડરે છે શા સારૂ સુંદરી! હું વાઘ નથી, વરૂ નથી, રીંછ પણ નથી, બબ્બે ચીઠી—તેમાંથી એકયનો જવાબ કેમ દીધો નહીં?'

બધી હિંમત એકઠી કરી સતી ક્ષીણ કંઠે બોલી 'તમારૂં સારૂં વાંચ્છતા હો તો અહીંથી હટી જાઓ, ચાલ્યા જાઓ હમણાંજ—નહીં તો હું ચીસ પાડીશ.'

'આવી મુર્ખાઇ ભરેલી વાત તું કરે છે? સાંભળ્યું છે કે તું તો અક્કલવાળી છો! શા માટે હાથમાં આવેલી લક્ષ્મીને પગવડે ઠેલે છે? આ આવી તો તારી કંગાલ દશા છે—મારૂં કહ્યું માન રાજરાણી જેવી થઇને રહીશ. મેં સાંભળ્યું છે કે તમારાં ઘર ઉપર તુરતમાંજ જપ્તિ બેસવાની છે! ત્યારે તમે બધાં ક્યાં જઇ ઉભાં રહેશો? મારૂં કહ્યું માની જા, તારી મા, તારાં ભાઇ—બ્હેન કોઇને કોઇ જાતનું દુઃખ રહેશે નહીં.'

સતી પાણીમાં ઉભી ઉભી કંપવા લાગી. તેને એમ જ લાગવા માંડયું કે જાણે સાક્ષાત્ યમરાજા જ નરેન્દ્રનું રૂપ ધારણ કરી તેની સામે ઉભો છે' તે પાપિષ્ટ વળી પાછો બોલ્યો 'શું કહે છે? શેરીએ શેરીએ મા—બ્હેન—ભાઇને લઇને ભીખ માંગવી સારી—કેમતે ભુખે મરી જતાં જોવાં સારાં છે કે મારી વાત માનવી સારી છે?'

સતીએ બન્ને હાથવડે પોતાનું મોં ઢાંકી દીધું. નરેન્દ્રે અનુમાન કર્યું કે તેની દવા ધીમે ધીમે લાગુ પડે છે—તે ઉત્સાહપૂર્વક બોલ્યો 'હું હરિ મારફત તમારા ઘરની બધી ખબર રાખું છું. જે દિવસથી

મેં તને જોઇ છે તે દિવસથી તારા નામની જ જપમાળા જપ્યા કરૂં છું. તમે પહોંચતા પામતાં હો ત્યાં સુધી મારી વાત માનશો નહીં તેથી આવી વાત કરવાની આટલા દિવસ મારી હીંમત થતી નહોતી. તું જો મારી થાય તો તને કોઇ જાતનું દુ:ખ રહેશે નહીં. તું જે માંગીશ તે તારા ચરણોમાં હાજર કરીશ. હાલમાં તું આફતમાં છો, કહે તને કેટલા રૂપીયા જોઇએ છીએ? હું તને હમણાં જ આપું.'

ગળગળે સાદે સતી બુમ પાડી બોલી 'તું જા, જા, જલદી ચાલ્યો જા, નહીં તો હું હમણાં જ પાણીમાં પડીને જીવ દઇશ.'

'વારૂ, વારૂ હું હમણાં જ જાઉં છું—કાલ આટાણે આવું કે? આવું—બોલ શું કહે છે? આ વાવાઝોડું થવાની તૈયારી છે તું હવે ઘેર જા.'

સતી બોલી 'પહેલાં તું અહીંથી જા પછી હું બહાર નીકળીશ.'

'કેમ, હું શું સાપ છું કે બાજુમાંથી નિકળતાં ફુંફાડો મારીશ? ત્યારે આજે હું જાઉં છું.'

પાપિષ્ટ હસતો હસતો ચાલ્યો ગયો. સતી ધ્રુજતી ધ્રુજતી પાણીમાં જ બેસી ગઇ. માનવની સર્વનાશી કુ–પ્રવૃત્તિ મૂર્તિમાન થઇ તેની ચારી બાજુએ જાણે કૌશલ–જાળ પાથરી રહી હતી. સતીની તાકાત શી કે તેનું નિવારણ કરી શકે! તેની ચારે બાજુ અંધકારમય–દેહધારી પીશાચોનાં ટોળાં જાણે તાંડવ નૃત્ય કરવાં લાગ્યાં, ડરની મારી સતી નિસ્પંદ બેઠી રહી, તેનામાં એટલી પણ હિંમત–શક્તિ ન રહી કે તે આંગળી શુધ્ધાં હલાવી શકે.

એકાએક તળાવની જમણી બાજુએ પગરવ સંભળાયો. સતીએ જોયું કે, કોઇ એક માણસ દોડતો જતો જતો ખચકાઇને ઉભો રહી જઈ, તીક્ષ્ણ નજરે તેને પગથી તે માથા સુધી નિહાળી સ્તંભિત ભાવે જોઈ જ રહી, પછી ઉતાવળે પગલે ચાલ્યો ગયો. સતી તેને ઓળખી ગઈ, તે વિશ્વેશ્વર! તે સમજી કે, નરેન્દ્રને તેણે જરૂર

તળાવની પાળ ઉપરથી ઉતરતાં જોયો હશે. સતીને વચ્ચે વચ્ચે વિચાર આવતો હતો કે તે હમણાં જ પાણીમાં કુદી પડે, તો તેને કોણ બચાવે એમ છે ? પણ પરાણે મનને વારી લઈ બન્ને હોઠ બંધ કરી તે ઘેર પાછી ફરી. હવે તે ધ્રુજતી નહોતી – એક ગુઢ દૃઢ સંકલ્પથી તેનું શરીર અને મન બન્ને સ્થિર થયાં હતાં. તેને જોઈ સાવિત્રી ઉત્કંઠિત સાદે બોલી 'દીદી, આટલી વાર કેમ લાગી ? તને વાર લાગી સમજી હું ઘાટ ઉપર આવતી હતી. આ લુગડાં બધાં ભીંજાઈ ગયાં છે. પડી ગઈ લાગે છે ખરૂં ?'

'હા.'

જાહ્નવીએ આ સાંભળી અંતર્ભેદી નિશ્વાસ નાંખ્યો.

સવારે જાહ્નવીએ સાવિત્રીને કહ્યું 'વાવાઝોડાંથી કેરીઓ બધી ખરી પડી છે, આ ચાર કાચી કેરીઓ અને આ થોડાં બિલિપત્ર અને ફુલ વિશુની માસીને દઈ આવને દિકરી.'

કેરીઓ વિગેરે દઈ પાછી આવી સાવિત્રી બોલી 'મા તેઓ બધાં અખાત્રીજનું ગંગાસ્નાન કરવા નવદ્વીપ જાય છે. મને કહ્યું કે તારી માની તબીયત સારી હોત તો કાં મા અથવા તો તારી દીદી આવી શકત. મા એ લોકો બહુ હેત દેખાડે છે, મને બહુ જ શરમ આવે છે. જાહ્નવી ચુપ રહી; સતીએ એકવાર ભમરો જરા ઉંચી ચડાવી.



## ૧૨

આંદપુરના જમીનદાર સાથેનો રેશમનો અને શરાબીનો કારભાર વિશ્વેશ્વરે ઘણા દિવસથી છોડી દીધો હતો. તેનું કારણ, એ લોકો સાથે તેનો મત મળી શક્યો નહીં એ હતું. એ ધંધો છોડી દઈ તેણે હવે અનાજ, કઠોળ, ચોખા વિગેરેની આડતનો ધંધો શરૂ કરી દીધો હતો. તેણે મોટા વિસ્તારમાં જમીન ખરીદી લઈ બહુ મોટા પાયા ઉપર વેપાર ચલાવી દીધો હતો. આ સિવાય ફરસડાંગા જીલ્લામાંથી કેટલાક વણકરો લાવી પોતાની જમીનમાં તેમના સારૂ ઘરબાર ચણાવી આપી તેમને પોતાના દેશમાં લાવી વસાવ્યા હતા. તે વણકરો મારફત શાળ ચલાવી સારૂં કાપડ વણાવી તે કલકત્તે પોતાની દુકાને વેચવા મોકલતો હતો. આ અને આવાં બીજાં જાતજાતનાં કામોમાં વિશ્વેશ્વર ગુંથાયેલો રહેતો. ધનવૃધ્ધિ કરવા તે ખાસ પ્રયત્ન કરતો હતો, કારણ કે, ધનનું પ્રાચુર્ય ન હોય તો પશ્ચિમમાં જઈ મનની ધારણા મુજબ કામ કરી શકાય તેમ નહોતું.

ગામના માણસોની ગરીબ હાલત બાબત વિશ્વેશ્વર કાંઈ વિચાર જ કરતો નહોતો એમ નહોતું. પણ ગામડા ગામમાં બધા એક રીતે સ્વતંત્ર ભાવે જાણે આનંદથી હરતાં ફરતાં જણાંતાં અને કોઈને વગર કહ્યે મદદ કરવા જતાં કેવું ભોંઠું પડવું પડે છે, તે સતી-સાવિત્રીના દાખલાથી તે શિખ્યો હતો. તેથી ઘણું ખરૂં તે ગામનાં માણસોની આડેય ઉતરતો નહતો. પોતાનું કામ અને પોતાના વિચારમાં જ રાતદિવસ મસ્ત રહેતો હતો.

નવદ્વીપમાં માસીબાને ગંગાસ્નાન અને ઠાકોરજીનાં દર્શન કરાવી લાવી પાંચ દિવસે વિશ્વેશ્વર પોતાને ઘેર પાછો ફર્યો. ઘેર પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. માસીબા રાંધવાના કામમાં પડી ગયાં, દરમ્યાન વિશ્વેશ્વર પોતાની આડતની પેઢી અને વણકર શાળા જોવા નીકળી પડયો. તેણે જોયું કે કોઈ પણ ઠેકાણે કાંઈપણ અવ્યવસ્થા નહોતી. જમવા બેસતાં વિશ્વેશ્વરે જોયું કે, અન્નપૂર્ણાનું મોં અત્યંત ગંભીર છતાં ઈષત્ દયામણું હતું. વિશ્વેશ્વર સમજ્યો કે કોઈ કારણથી તેમને મન-દુઃખ થયું છે. પૂછ્યું 'શું થયું છે માસીબા?'

'શું? કાંઈ નથી વિશુ' કહી માસીબાએ નિઃશ્વાસ નાંખ્યો. નિઃશ્વાસ ઘણી જુની ઢબનો હતો વિશ્વેશ્વરે જમવા માંડયુ. થોડીવાર ચુપ રહી માસીબા મૃદુ સાદે બોલ્યાં, 'આહા નજરે જોતાં યે મનમાં દુઃખ થાય છે.'

'કોને જોતાં દુઃખ થાય છે માસીબા?'

'ભટ્ટાચાર્યની દિકરીને, આ હમણાં જ થોડીવાર પહેલાં સતી મને પગે લાગવા આવી હતી.'

'સતી? તમને પગે લાગવા આવી હતી? કેમ?'

વિશ્વેશ્વરે ભ્રુ-યુગલ જરા ઉંચા ચડાવી માસીબા સામે જોયું. અન્નપૂર્ણા બોલ્યાં 'તે આવે તો તેમાં શું દોષ છે? નવદ્વીપથી આવી છું, તેથી જ ઘણું કરીને તેની માએ તેને મારી પાસે મોકલી હશે.'

વિશ્વેશ્વરે બીજું કાંઈ પૂછ્યું નહીં. કાંઇક વિચારમાં પડી જતાં જમવાનું જેમ તેમ પતાવી તેણે શયનગૃહમાં પ્રવેશ કર્યો. કોઇ એક કોયડાનો ઉકેલ કરવા મન ચંચલ બની જઈ જાત જાતના વિચારો કરવા લાગ્યું. તેને બોલાવીને અન્નપૂર્ણાએ પૂછ્યું 'દિવામાં તેલ નહીં હોય–અહીં લઇ આવ તો તેલ નાંખીને બોઇ આપું.'

'હું હવે સુઈ જવાનો છું દીવાની જરૂર નથી' કહી વિશ્વેશ્વર પથારીમાં પડ્યો. કુટીલ તર્કને 'અસંભવિત' કહી તે વિચારને ધકેલી કાઢી બાજુના તકીયાને જોરથી પકડી રાખી તે ઉંઘી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

સવારે ઉઠી હાથ મોં ધોઈ દાતણ કરી પહેલાં શું કામ હાથમાં લેવું તેનો તેણે વિચાર કરી લીધો. એકવાર તૃષિત નજરે હમણાં હમણાં તેના હસ્તસ્પર્શથી વંચિત બનેલાં પુસ્તક રાશિ તરફ તે જોઈ રહ્યો. પલંગ ઉપર બેસી વિચારમાં ને વિચારમાં એકવાર પોતાનાં માથાં પાસેની અભેરાઇ પરનું પહેલું પુસ્તક ખેંચી લેતાં જ તેણે વિસ્મય પામી જોયું કે, એક અંગ્રેજી દર્શન–શાસ્ત્રની એ ચોપડી હતી. સંસ્કૃત સાહિત્યની ચોપડીઓની અભેરાઈ ઉપર આ ચોપડી કોણે મુકી હશે? આ કામ તેનું પોતાનું તો જરૂર નહોતું, માસીબા તો આ ઓરડામાં કોઈ દિવસ આવતાં નથી. ચોપડી ઉપરનું કાગળનું પુઠું પણ જરા ઉંચું ઉપસેલું જણાતું હતું–જાણે કે પુંઠામાં કાંઈ વસ્તુ છુપાવેલી હોય તેમ. પુઠું ખોલતાં જ વિશ્વેશ્વરે જોયું કે અંદર એક પરબીડીયું હતું. તેના ઉપર સ્રીના જેવા અક્ષરોથી લખેલું હતું 'શ્રીયુત્ વિશ્વેશ્વર મૈત્રેય – શ્રી ચરણેષુ' આ શું! આ ચીઠી કોણે લખી હશે? ઉતાવળે હાથે પરબીડીયું ફાડી નાંખી અંદરની ચીઠી કાઢી તે વાંચવા લાગ્યો. થોડીક લીટીઓ વાંચતાં વળી તે વધુ વિસ્મિત થયો. મન પણ જાત જાતના વિચારોથી ચંચલ બની ગયું. જરા પ્રકૃતિસ્થ થઈ વળી ફરીથી તેણે પત્ર વાંચવો શરૂ કર્યો.

'શતકોટી પ્રણામપૂર્વક નિવેદન. આપને આ પત્ર વાંચતાં જ વિસ્મયપૂર્વક વિચાર આવશે કે, કોણે લખ્યો હશે, અને કદાચ નામ જાણવા સારૂ બહુ જ આતુર પણ થશો તેથી પત્રની શરૂઆતમાં જ હું આપને જણાવી દઉં છું કે મારૂં નામ સતી.

'ઘણી વાતો લખીશ એવો વિચાર કરી આ પત્ર હું લખવા બેઠી છું, પણ આ પત્ર લખવાની ઘડી સુધીયે હું નક્કી કરી શકી નથી કે શું લખું? લખવાની ઘણી વાતો છે ખરી, પણ પહેલાં કઈ વાતથી શરૂઆત કરૂં? શરૂઆતમાં જ શું લખવા જતાં શું લખી બેસીશ એવી બીકથી મન નિરાશ થઇ જાય છે, પણ હવે મારે શરમ શાની. જેમ સૂઝશે તેમ કલમ ચલાવતી લખ્યે જઇશ; કઈ વાત પહેલી કઈ છેલ્લી લખવી ઠીક લાગે તેનો વિચાર કરવાની મારે શી જરૂર!

'આપને હું આ પત્ર લખત નહીં, હું આજે જે કામ કરીશ, તેની સફાઇની દાંડી પીટાવવાની મારે કોઈ જરૂરત નહોતી. પોતાની નિર્દોષતા સપ્રમાણ સિધ્ધ કરવા હું કોઇને કાંઈ કહી જતી નથી, આપ પણ મારા સુખ દુઃખના એવા કાંઈ ભાગીદાર નથી કે, આપને આ વાત ન કહી જાઉં તો ન ચાલે. સંસારની નજરે દોષિત, અપરાધી થઇને જ હું જાઉં છું, પણ આપને આ વાત જણાવ્યા સિવાય હું કેમ નથી જઈ શકતી, તે હું પોતે પણ સમજી શકતી નથી.

'પાંચ દિવસ પહેલાં વાવાઝોડાંને દિવસે સાંજને વખતે અમારા ઘરની ખડકી પાસેનાં તળાવના કાંઠા ઉપરની વાત આપને યાદ છે કે? તે દિવસે આપે જેને જતો જોયો હતો, તે હતો ચાંદપુરનો જમીનદાર નરેન્દ્ર ભાદુડી. અને તળાવમાં થોડાં પગથીયાં ઉતરી જે બેઠી હતી, તે હું હતી. આ આપ અવશ્ય જાણી શકયા હશો, – પણ શા માટે, તેનો કદાચ આપે વિચાર નહી કર્યો હોય, અથવા બીજાઓ

આવી જાતનું દ્રશ્ય જોતાં તેનો જેવો અર્થ મનમાં કરી બેસે તેવો જ વિચાર આપે કર્યો હશે. આપે વધુ વિચાર કરી જોયો છે કે એક ખાનદાન ગૃહસ્થના ઘરની સ્ત્રી આવું કાર્ય કરે એ સંભવિત છે કે નહીં ?

'મારૂં પોતાનું નિર્દોષપણું સાબીત કરવા હું આ પત્ર લખવા બેઠી નથી. હું દોષિત્-ખરેખર હું તે પાપિષ્ટના પ્રલોભનથી પતિત થઇ છું, મારામાં હવે એ શક્તિ નથી કે હું મને પોતાને આ પ્રલોભનથી બચાવી શકું. પણ સાંભળો મેં તેને છેતર્યો છે. છેતર્યો કેમ તે સાંભળો–તેણે જે માંગ્યું છે તેના કરતાં ઘણું વધુ તેને આપવાને હું કબુલ થઇ છું. તેણે મારો દેહ માંગ્યો છે, મેં તેને આત્મા આપ્યો છે. તે કદાચ મારો એક જન્મ અપવિત્ર કરત–નાશ કરત, પણ મેં તે નરકના મૂર્તિમાન દ્વારપાલના ચરણોમાં મારા જન્મ જન્માંતર, આ લોક–પરલોક, સ્વર્ગ–મૃત્યુ, બધુંય આપી દીધું છે. શું મેં તેને છેતર્યો કહેવાય ?

'વધુ ખુલાસાથી કહું. તેણે મને ઘણા રૂપીયા આપવા માંડ્યા. જે દિવસે તમે તેને જોયો, તે પછી વળી એક બીજે દિવસે, ગઈ પરમે, જ્યારે ચાંદપુરના જમીનદાર મહાજનો અમારા ઘરનાં બારણાં ઉપર નોટીસ ચોંટાડી ગયા કે, ત્રણ દિવસની અંદર ઘર ખાલી કરી આપવું, તે દિવસે બપોરના વળી તે પાછો આવ્યો હતો. મારા પગ પાસે હજાર રૂપીયાની નોટો તેણે નાંખી દીધી. મેં તે રૂપીયા લીધા છે. આજ રાતે તે અહીં આવી ઘાટ પાસે ઉભો રહેશે, મારે તેની સાથે ભાગી જવું–એવો બંદોબસ્ત થયેલ છે. હું જાઉં છું–આજ હું જરૂર જઇશ – પણ તેની પાસે નહીં, – પણ બીજા એકજણ પાસે—(ભગવાન પાસે.)

'હું જાણતી નથી કે, તે આ સંસારના માણસો કરતાં સદય છે કે વધુ નિર્દય છે. હું જાણતી નથી કે તે મને શી સજા કરશે. જે કરવી હોય તે કરે, તેનો કરેલો દંડ હું સાનંદે ગ્રહણ

કરીશ પણ હવે આ સંસારના માણસોનો દંડ મારે લેવો નથી. આજ જો પાપિષ્ટ નરેન્દ્ર મને આ પ્રમાણે લાલચમાં ન નાંખત, આ પ્રમાણે મને ખેંચીને નરકના દ્વાર પાસે ન લઇ જાત, સંસારના દુઃખથી, આઘાતથી જ્ઞાનશૂન્યા બનેલી મને આ સુયોગ ન આપત, તો હું શું મરી જવાનું–આત્મહત્યા કરવાનું સાહસ કરી શકત ? કોઇ કાળે પણ નહીં.

'કાલે મારાં મા–ભાઈ–બ્હેન રસ્તામાં ઉભાં રહેશે. ભીખ માંગીને ખાશે, કદાચ અપવાસ કરીને મરશે,–આ સ્થિતિમાં હું શું મારા પ્રાણનો–જીવવાનો તુચ્છ લોભ પણ ન મૂકી શકું ? મારો આત્મા હંમેશને માટે યંત્રણા ભોગવશે એવી બીકથી શું હું આપઘાત કરતી અટકી જાઉં ? યંત્રણા અથવા કષ્ટને તો હું મારા સાથી જ સમજું છું. એ દુઃખ શું આના કરતાંયે વધુ હશે ? હોય તો ભલે હોય, હું તેથી ડરતી નથી. માણસો મારી નિંદા કરશે ? તેથી શું ? ભલે ને કરે. મારાં મા–ભાઈ–બ્હેન તો કાલે આફતમાંથી ઉગરી તો જશે ને. હાલમાં તો થોડા દિવસ તેઓ સુખે રહેશે ને. તે પછી ભગવાન એમના ઉપર કદાચ દયા પણ કરે. હું તેમની એ કૃપાને પાત્ર નથી, એ હું સમજી શકી છું, તેથી જ બેફીકર થઇ ઘણે લાંબે કાળે હૃદયમાં જરા સુખનો અનુભવ કરી હું વિદાય લઉં છું. સરલા સાવિત્રીને મેં કહ્યું છે કે આ રૂપીયા મને રસ્તામાંથી મળ્યા છે;–તે લેવામાં કાંઇ દોષ નથી, એમ તેને સમજાવ્યું છે. તે મારા ઉપર સંપૂર્ણ ભરોસો રાખે છે, તેથી મારી વાત તેણે વિશ્વાસપૂર્વક માની છે. આવતી કાલે આવી પડતી આફતમાંથી ઉગરી જવાની આશાથી તેના મોં ઉપર હાસ્યરેખા ફુટી નીકળી છે. એનું એવું હસતું મુખડું મેં ઘણા વખતથી જોયું નહોતું. તેને કયાં ખબર છે કે, આ રૂપીયા તેની દીદીની છાતીનું લોહી છે. ભગવાન તેને તેની દીદીનો શોક ભુલાવી દીએ.

'તમે કદાચ કહેશો કે મેં તમને આ આફતની વાત એકદમ

જણાવી કેમ નહીં? આવી વાત તમે કહી શકો છો, કારણ કે, તમારૂં મન-શરીર દયાથી ભરેલું છે. ઘણીયે વાર તમે અનાથો ઉપર દયા કરવાની આતુરતા દર્શાવી છે, દયા કરી પણ છે, પણ હવે વધુ નહીં, એટલું જ ઘણું! તે અન્ન મારી છાતીમાં શૂળની માફક ખુંચ્યું છે! ઋણનો ભાર હવે વધુ વધારવાની મારી ઈચ્છા નથી.

'તમને ઘણી વાતો કહીશ એમ મેં કહ્યું-લખી પણ ખરી. પણ હજુયે થોડી વાતો બાકી છે. તે કહી લઉં એટલે મારે કહેવાનું પુરૂં થશે. તમને યાદ છે કે? એકવાર રૂપીયા આપી તમે દયા કરવા આવ્યા હતાં તે? મેં તે રૂપીયા લીધા નહીં. તમે શું ખરેખર એમ માનો છો કે, ત્યારે અમને કાંઈ દુઃખ નહોતું કે કોઈ વસ્તુનો અભાવ નહોતો? ના તેમ નથી. તમે અમારા કોણ કે જેથી તમારી દયા અમે સ્વીકારીએ?

'તમને શું યાદ આવશે કે, એક વખત તમે ધાર્યું હોત તો તમે મને બધુંય દઈ શકત, હવે આજ તમે અમને ભિખારી જાણી અમારા ઉપર દયા કરવા આવ્યા? તમારી એ દયા હું શા માટે ગ્રહણ કરૂં? હું હવે અહંકારપૂર્વક કહું છું,-આજ પહેલી તેમ જ છેલ્લીવાર,-કે, હું તમારી સ્ત્રી થવાને એવી કાંઈ અયોગ્ય નહોતી, છતાં તમે મને ગ્રહણ કરી નહીં; જો તમે બીજી કોઈને ગ્રહણ કરી હોત તો પણ હું સમજત કે તમારામાં સ્નેહનો અભાવ નથી-પણ તેમ પણ થયું નથી. હું હવે સમજી શકું છું કે, તમે સ્ત્રી જાતિને જ ધિક્કારો છો. તેથી આજ મરતી વખતે તમને શ્રાપ આપી જાઉં છું કે, આ અધમ જાતિને જ તમે એક દિવસ ચહાશો! આ અધમ જાતિ પોતાના હૃદયમાં કેટલો સ્નેહસમુદ્ર છુપાવી રાખે છે; તે એક દિવસ તમે રોમે રોમે અનુભવ કરશો. તે દિવસે તમારે કબુલ કરવું પડશે કે સંસારમાં આ સ્નેહનું આદાન-પ્રદાન જ માત્ર શ્રેષ્ઠ સુખ છે.

'ત્યારે હવે પત્રની સમાપ્તિ કરી હંમેશને માટેની તમારી

વિદાય લઉં છું તમે કદાચ ગુસ્સે થશો અથવા મને અધીરી સમજશો. સ્ત્રીઓ જેટલું સહન કરી શકે તેટલું સહન કરવામાં મેં પાછી પાની કરી નથી, બધું દુઃખ અમ્લાન મુખે માથા ઉપર લઈ લીધું હતું; પણ મેં જ્યારે જોયું કે સારાં એ દુર્ભાગ્યનો ક્યાંય છેડો નથી – આરો નથી, ત્યારે જ આ જીવન વ્રત ઉદ્યાપન કરું છું. મર્યા સિવાય હવે મારા હાથમાં બીજો શો ઉપાય છે? લલાટના લેખથી એ ઘૃણિત પ્રસ્તાવને મોઢાની વાતથી પણ મારે સંમતિ આપવી પડી છે! ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ જે સાંભળી કાનમાં આંગળીઓ ઘાલે, તે વાત ઉભા રહી નિરાંતે મેં સાંભળી છે, અને છેવટે આ ચાતુરી પણ કરી જાઉં છું. બધું કરી શકી છું ફક્ત——વધારે શું કહું, એના કરતાં આત્મહત્યાની ભયાવહ સ્મૃતિ પણ મને સારી લાગે છે. બધા મારી નિંદા કરશે? ભલે કરે. પણ તમે કરજો માં. એકવાર વિચાર કરજો કે તમારા ચરણોમાં મને સ્થાન મળ્યું હોત તો આજ અમારી આ દશા ન હોત – આ બનાવ બનત નહીં – પ્રાણ વિનિમય કરી મારે આજે મા – ભાઈ – બ્હેનને વિપદ્ મુક્ત કરવાં પડત નહીં.

'તમે એમ ધારશો માં કે અન્યની પરિગૃહિતા હોવા છતાં, વિધવા હોવા છતાં હું ફક્ત પરપુરૂષનું જ ચિંતન કરતી હતી. અમે બંગાલી હિંદુ કન્યાઓ, ગમે તેવું દુઃખ હોય તો પણ બે દિવસમાં જ પોતાને પ્રાપ્ત થયેલ સ્થિતિને અનુકુલ થઈ તેમાં અમારૂં મન નિમગ્ન કરી શકીએ છીએ. તમારી ખાસીબાની વાતથી સારાં સરલ બાલિકા – ચિત્તમાં જે આશા જાગી ઉઠી હતી, તે આશાને થોડાક મહીનામાં જ મેં પાછી દાબી દીધી હતી કદાચ જો કમલાની જેમ (એ વાત તમને યાદ છે કે?) સુખ સૌભાગ્યમાં પડત તો તેની માફક બધું ભુલી પણ જાત, પણ મારા લલાટમાં એ લખાયેલ નહતું. દારિદ્ર દશા ભોગવતાં પાષાણ હૃદયમાં તમારી દયાની મૂર્તિ કોતરાઈ જવા મથતી હતી પણ હું આજ દિવસ સુધી તેને મારામાં

છુપાવતી આવી છું તમને સાચે સાચું કહું છું કે મેં પોતે પણ કોઈ દિવસ એ મૂર્તિ મનથી નિરખીને જોઈ નથી—જોવાની ફુરસદ પણ નહોતી. આજ એ ફુરસદ મળી છે આજ મને કાંઈ કામ નથી—આજ મને વિસામો છે. તેથી ઘણું કરીને તમે જાણે અહીં મારી સામે આવીને ઉભા છો.

'મેં ધાર્યું હતું કે તમને ઘણી કડવી વાતો લખીશ, ઘણો રોષ દેખાડીશ, પણ આ પત્ર લખવા બેસતાંની સાથે જ ધીમે ધીમે મારા મનમાંથી એ બધું જાણે સરી પડતું જણાય છે. સંસારમાં કોઈના ઉપર કોઇપણ જાતનો અધિકાર,—ક્ષોભ મેં રાખ્યો નથી, પણ તમારા ઉપર જ મારા મનમાં આત્મ અભિમાન—રીસ—કેમ આવે છે તે હું કહી શકતી નથી.

'ના—સાચુંજ કહું છું કે, હવે મારા મનમાં કોઇપણ જાતની રીસ નથી—અભિમાન નથી. હું સમજું છું કે મેં ગેરવાજબી કર્યું છે,—શા માટે તમારી સહાયતા માંગી નહીં! તમારા ઉપર રીસ કે ક્રોધ કાંઈ શોભે? પણ જે કરી બેઠી છું તે હવે ન થયું થાય તેમ નથી. હવે હું તમને કહી જાઉં છું કે, મારી મા—બ્હેનની સંભાળ રાખજો, કાલીની સંભાળ લેજો,—તેમને કાંઈ દુઃખ ના થાય તે જો જો. બની શકે તો દાદાને શિખામણ આપજો. મને મનમાં એમ જ થયા કરે છે કે હું મરી જતાં જ આ લોકોની બધી આફત દુર થશે, તે પાપિષ્ટના રૂપીયા મેં મારા હાથમાં લીધા છે તેથી હવે મૃત્યુ સિવાય મારી બીજી ગતિ નથી. જો તમારાથી બની શકે તો કોઈ સારો મૂરતીયો જોઈ સાવિને પરણાવજો. ત્યારે હવે હું તમારી રજા લઉં છું. મારા પ્રણામ સ્વીકારશો ઈતિ—સતી.'



૧૩

પત્ર વાંચન સમાપ્ત થયું,—છતાં વિશ્વેશ્વર સ્પંદનહીન, પાષાણમૂર્તિની માફક ઉભો રહ્યો. વિચાર કરવાની જાણે તેનામાં શકિત જ રહી નહીં. જેટલો વખત તે પત્ર વાંચતો હતો તેટલો વખત જાણે તે અગાધ જલમાં પડી ગોથાં ખાતા શીખાઉ તારૂની પેઠે ડુબકીઓ ખાતો હતો. હવે તે અગાધ જલને તળીએ પહોંચી ગયો. અતલ પાણીમાં જાણે તેની સમાધિ થતી હતી. હાથપગ સ્થિર, બલહીન, જરા પણ હાલવા ચાલવાની શક્તિ વગરના, આંખો વિસ્ફારિત છતાં દૃષ્ટિ-હીન, મન નિરાશ નિસ્પંદ.

એકાએક ઓરડાની બહાર અન્નપૂર્ણાનો કંઠસ્વર સંભળાયો. તે આર્તસ્વરે મોટેથી તેને બોલાવતાં હતાં 'વિશુ! વિશ્વેશ્વર!' વિશ્વેશ્વરમાં ઉત્તર દેવાની શક્તિ જ નહોતી.

અન્નપૂર્ણા ઘરમાં દાખલ થઈ બોલ્યાં 'તું અહીં છે? ગામના કાંઈ ખબર સાંભળ્યા કે?'

'હા સાંભળ્યાં.'

'ત્યારે હજુ તું અહીં જ કેમ ઉભો છે? જા, જલ્દી હડી કાઢ–હજુ કાંઇક ઉપાય થઈ શકશે!'

'શાનો ઉપાય?'

'ત્યારે તું કહે છે ને કે તેં ગામના ખબર સાંભળ્યાં છે? શું સાંભળ્યું ત્યારે? લેણદારોએ રામશંકર ભટ્ટાચાર્યના ઘરનો કબજો લીધો છે. નોટીસ આપી ગયાને આજ ત્રણ દિવસ થયા, મારાં કરમ કઠણ. હું ઘેર નહોતી. નિધીની મા હમણાં જ જોઈ આવી. મહાજન લેણદાર અને કોરટનો બેલીફ આવી ઘરને ઓટે બેઠા છે. હમણાં જ બધાનો હાથ ઝાલી ઝાલીને ઘરમાંથી બહાર કાઢશે રે! જા તું જલદી જા, હું પણ થોડી વારમાં આવું છું–તું પહેલાં ત્યાં જઇને તેમને કબજો લેતાં રોક જોઇએ– જા.'

વિશ્વેશ્વર જોયું કે માસીબાની આંખોમાંથી દડદડ આંસુ પડતાં હતાં. તેની પોતાની આંખમાં પણ આંસું આવી ગયાં. તેને વિચાર આવ્યો કે, કદાચ હજુયે કાંઇક ઉપાય થઈ શકે! સતી–કદાચ તેને હજુયે બચાવી શકાય,–વિશ્વેશ્વર ઉંચે શ્વાસે દોડયો.

જઇને તેણે જોયું તો, ભટ્ટાચાર્યનાં ઘરનાં ભગ્નદ્વાર પાસે બહાર પાડોશીઓએ મહા કોલાહલ કરી ભીડ મચાવી મુકી હતી. મહાજન લેણદાર અને કોર્ટનો સીપાઈ ઘરમાં પ્રવેશ કરવાની તૈયારી કરતા હતા. ઘરમાંથી રોદન ધ્વનિ સંભળાતો હતો. અને તે અસહાય રૂદન સાંભળી પાડોશીઓને મહા આનંદ થતો હતો, કહેતા હતા, 'આટલો બધો અહંકાર, આટલું બધું અભિમાન જેને હોય તેની તો આ દશા થવી જ જોઇએ!–શું આપણે આડોશી પાડોશી નહોતા? શું આપણે મરી ગયા હતા? એકવાર પણ આપણને કાંઇ જણાવ્યું નહીં, અથવા કાંઇક મહેરબાની કરો એમ કહ્યું નહીં? ગરીબને વળી આટલો મીજાજ કેવો?' વિશ્વેશ્વરને આવતો જોઇ

એક જણ બોલી ઉઠયો 'કેમ છોકરા તું શું કહે છે? હવે આપણા હાથમાં કાંઈ ઉપાય છે હેં? અને આ લેણદાર ગૃહસ્થ પણ પોતાનું લેણું પાઇએ પાઇ શા માટે છોડે? એમાં એનો કાંઈ વાંક તો નથી ને? હવે તો રડવું કુટવું મુકી દઈ છાનામાના ઘરની બહાર નીકળી આવવું જ સારૂં છે.'

વિશ્વેશ્વરે એ વાતનો કાંઈ જવાબ આપ્યો નહીં. તેના કાન ઉપર આ રૂદન જાણે જુદી જ રીતે અથડાતું હતું. તેને ઉતાવળે બારણા તરફ જતો જોઈ મહાજન લેણદાર માનપૂર્વક જરા ખસીને બાજુમાં ઉભો થઈ રહ્યો સાથે સાથે પટાવાળાએ પણ માર્ગ આપ્યો.

જે ઓરડામાંથી રોદન ધ્વનિ આવતો હતો• તે ઓરડા ભણી વિશ્વેશ્વર ફળીયું વટાવી દોડયો. જઇને જોયું તો કાકીમાં બારણા પાસે બેસી મોટે સાદે બરાડા પાડતાં હતાં, ઓરડામાં સાવિત્રી અને કાલી જમીનપર પડ્યાં પડ્યાં અવ્યકત સ્વરે રડતાં હતાં; જાહ્નવી નિરવતાથી જાણે કોઇને જોરથી પકડી રાખી પડી પડી તરફડતી હતી. વિશ્વેશ્વર જઇને તેની પાસે ઉભો, આર્ત્ત સ્વરે તેણે હાંક મારી 'સતી!' બધાઓએ ઉંચું જોયું. બાલક કાલી ચીસ પાડી ઉઠયો, 'અરે વિશુબાબુ, મારી દીદી – મારી દીદી!' વિકૃત સ્વરે વિશ્વેશ્વર બોલ્યો 'શું છે આ બધું?'

'ખબર નથી વિશુ બાબુ, દીદી કાંઈ બોલતી નથી, કાકીમા કહે છે કે દીદી મરી ગઈ છે.'

વિશ્વેશ્વર ત્યાં ધુંટણ મંડીયે બેઠો, જોર કરી જાહ્નવીને ત્યાંથી ખસેડવાનો પ્રયત્ન કરતાં જાહ્નવીના ગળામાંથી અવાજ નિકળ્યો. આર્તસ્વરે તે બુમ પાડી ઉઠી 'કોણ છો રે પાષાણ! ખસીજા – ખસીજા – હમણાં વચ્ચે આવ માં. જરા વાર પછી આવજે. હું મારી મેળે જ એને છોડી દઇશ, મારી સતીને આમ થોડી વાર મારી છાતી ઉપર રાખવા દે.'

'મા, હું–હું વિશુ. મને એક વાર જોવા દીઓ! હજુએ કાંઈ બચાવવાનો ઉપાય થતો હોય તો—'

'જાહ્નવીએ આંખો ચોળી જોયું. બમણે ગળગળે અવાજે તે બોલી 'કોણ, તું દિકરા! વિશ્વેશ્વર? મારી સતીને શું તારાં ચરણોમાં સ્થાન આપવા આવ્યો છે? મારી સતીનાં શું આજે લગ્ન છે? મોતની કાંઠે ઉભેલા બુઢા સાથે શું મેં સતીને પરણાવી દીધી નથી? મારી સતી શું ઝેર ખાઇને મરી ગઈ નથી? ત્યારે શું આ બધું હું સ્વપ્નું જોઉં છું! આવ દિકરા આવ.'

મહામહેનતે જાહ્નવીને એક બાજુએ ખસેડી વિશ્વેશ્વરે જોયું કે, સતી ઉંધી સુતી હતી અને બન્ને હાથની વચ્ચે પોતાનું મોઢું છુપાવી દીધું હતું. તેને સ્પર્શ કરવાનું વિશ્વેશ્વર એકાએક સાહસ કરી શક્યો નહીં. જાણે તે કોઈ મહા–વિચારમાં પડેલી, યોગ નિમગ્ના–તે યોગ ભંગ કરવા જતાં કેમ જાણે અપરાધી તત્કાળ બળીને ભસ્મ થઈ જશે એવું તેને ભાસ્યું. વિશ્વેશ્વરને સંકોચ પામતો જોઈ સાવિત્રી ધીમેધીમે ઉઠીને પાસે આવી, બે હાથ વડે સતીને ફેરવી પડખાંભર સુવડાવી ગળગળે સાદે બોલી 'જુઓ, હવે જોવા જેવું કાંઈ નથી! દીદી તો ક્યારનીયે ચાલી નિકળી છે.'

છતાં વિશ્વેશ્વરને વિચાર આવતો હતો કે હજુ પણ કદાચ સતીમાં જીવ હોય! શીતલ નાસારંધ્ર ફરી ફરીને આંગળી વડે સ્પર્શ કરી તપાસ્યું, કાલીમા વેષ્ટિત બંધ આંખો ઉઘાડી ઉઘાડીને જોઇ, મોંમાં આંગળી નાંખી જીભની ગરમી માપવા પ્રયત્ન કર્યો! પણ ના – કાંઇ જ નહોતું! બધું ફોકટ!

'બધું ઠંડુગાર! કાંઇ જ નહોતું—'

'વિશ્વેશ્વર! દિકરા શું કામ નકામી મહેનત કરે છે બાપુ. મારી સતી છગડગ કરે એવી નહોતી. આટલા દિવસ તે દુઃખ ખમીને જીવી; કોઇને એકવાર પણ એ દુઃખ જાણવા દીધું નહીં.

વધુ તેનાથી સહન ન થઈ શકયું તેથી તે આજ આમ ચાલી નિકળી, કોઈ તેને એકવાર જીવતી રહેવા – રહી જવા – કહી શકે એટલો વખત પણ કોઇને આપ્યો નહી. હવે મને થોડીવાર અહીં રહેવા દે! દિકરી મારી દુઃખમાં બળી બળીને હવે કેવી ટાઢી બોળ થઈ ગઈ છે. મારી સતીનું ટાઢું શરીર અને ટાઢી છાતી હવે હું થોડીવાર મારી છાતી ઉપર રાખી લઉં–લાવ. મારી સતી કોઈ દિવસ એક ઘડી યે પણ આમ નિરાંતે નહીં ઉંઘી શકી હોય. સ્વસ્થ શરીરથી અને સ્વસ્થ મનથી મારી સતી આજ ઉંઘે છે. તેથી મને થોડીવાર તેને ધારી ધારીને જોઈ લેવા દે.'

ધીમે ધીમે માણસોથી ઘર ચીકાર ભરાઈ ગયું 'આ કેવી સત્યાનાશની પાટી' 'શાથી આમ થયું હશે?' 'કેવી રીતે મરી ગઈ?' 'ઝેર કયાંથી લાવી હશે?' 'શું કામ ઝેર પીધું?' 'કોઇએ શું કાંઈ કહ્યું હશે?' વગેરે પ્રશ્ન પરંપરાથી ઘર ગાજી ઉઠ્યું. માણસોના કોલાહલ અને ઉત્સાહ સૂચક આંદોલનથી કાકીમા શુધ્ધાં થંભી ગયાં 'અનુસંધિત્સુ પરોપકારી' મુરબ્બીઓ અહીં તહીં ફરી શોધખોળ ચલાવવા લાગ્યા. શોધખોળ કરતાં કરતાં સતીના અંબોડામાંથી માલીશ કરવાની દવાની એક નાની શીશી અને એક કટકો કાગળનો મળી આવ્યાં. કાગળમાં લખ્યું હતું 'મેં મારી રાજીખુશીથી આપઘાત કર્યો છે. મારી મા, મારો ભાઇ, મારી બ્હેન કે મારાં કોઇ સગાંનો આમાં હાથ નથી તેમને જરા પણ ખબર નથી. ઇતિ – સતી.'

બહારથી લેણદાર મહાજનના માણસો આવીને બોલ્યાં 'ત્યારે બાબુ સાહેબ આજે તમે બધાં ભલે ઘરમાં રહો. આજે તમે દુઃખમાં છો, અમે જઇએ છીએ – પણ કાલ અમે કબજો લીધા સિવાય કોઇ રીતે પાછા જશું નહીં.'

કોઇએ કાંઇ જવાબ વાળ્યો નહીં. વિશ્વેશ્વરે જોયું કે અન્નપૂર્ણા જાહ્નવી પાસે બેઠી બેઠી મુંગે મોઢે તેને દિલાસો આપતી હતી અને

જતું હતું. પ્રશાન્ત શુભ્ર ક્ષુદ્ર લલાટમાં આશંકાની નીલ છાયા રેખાએ રેખાએ ફુટી નિકળતી હતી, લજ્જા નિવારણ સારૂ સતી જાણે મનમાં ને મનમાં ભગવાનની સ્તુતિ કરતી હતી. વિશ્વેશ્વરે મોઢું બીજી તરફ ફેરવી લીધું.

અન્નપૂર્ણાએ વિશ્વેશ્વરની પાસે આવી ધીમે સાદે ઘણી વાતો કરી. વિશ્વેશ્વર ફક્ત સાંભળ્યેજ જતો હતો. સામો જવાબ આપવાની કે કોઈ વાદવિવાદ કરવાની તેનામાં શક્તિજ રહી નહોતી. ડાકટરે બુમ મારી 'વિશ્વેશ્વર બાબુ—' વિશ્વેશ્વર તેની પાસે ગયો.

'રોગી ઘણીવાર પહેલાંજ મરી ગયેલ છે. મને લાગે છે કે, 'બેલાડોના' નાંખેલી માલિશની દવા પી જવાથી મરણ નિપજ્યું છે, ચોકખી રીતે જોઈ શકાય છે કે, આ આપઘાત છે.'

દારોગાએ પૂછ્યું 'આ માલીશની શીશી કોની ડીસ્પેનસરીની છે? હારાનચંદ્ર નાગની—લાગે છે, અહીં કેવી રીતે આ શીશી આવી?'

કાકીમા રડતાં રડતાં બોલ્યાં 'વહુને છાતીમાં શૂળ નિકળતાં હતાં તેથી એ દવા ઘરમાં લાવેલી. શૂળ તરતમાં મટી જવાથી દવા વધુ વપરાઇ નહોતી—લગભગ આખી શીશી ભરી હતી.'

વિશ્વેશ્વર સમજ્યો, સમજીને તેણે ડાક્ટર અને દારોગા સામું જોયું. ડાકટરે વિશ્વેશ્વરની સલાહ માંગી. તે બોલ્યો 'એને હોસ્પીટલમાં લઇ જવાની મારી ફરજ છે—તમે શું કહો છો?'

વિશ્વેશ્વર ધ્રુજી ઊઠ્યો. ધીમે સાદે તેણે કહ્યું 'જો બીજો કાંઇ ઊપાય થઈ શકે એમ હોય, તો કરો, મારાથી બની શકશે તેટલું કરી હું તમને રાજી કરીશ મારા પોતાના ઘરનુંજ કામ છે એમ સમજજો. તમે શું અમને આ આફતમાં મદદ નહીં કરો?'

'મને કાંઈ પણ વાંધો નથી હું હમણાંજ સ્વાભાવિક—કુદરતી મોત થયું છે એવો રીપોર્ટ લખી આપવા રાજી છું. તમે દારોગાને હાથમાં લ્યો.'

દારોગાને સમજાવી લેતાં વિશ્વેશ્વરને વધુ વખત લાગ્યો નહીં. તરત જ કોલેરાના રોગથી સ્વાભાવિક મૃત્યુ થયું છે એમ લખી ડાક્ટર અને દારોગો ચાલ્યા ગયા. આથી ગામના માણસો પણ નિરાશ થઈ જાત જાતના ગપ્પાં મારતા મારતા વિખરાવા લાગ્યાં. કોઈ કોઈ તો વળી અત્યંત લાચારી દેખાડી પોતાની સાધુતા દેખાડવા સારૂ વિશ્વેશ્વરનાં ખુબ વખાણ કરી પોતાની પાસે હાલમાં કાંઈ નથી તેના પુરતાં પ્રમાણો આપવા લાગ્યા. તેમના હાથમાં રકમની છુટ હોત તો શું તેઓ આટલીવાર બેસી રહેત? ડાક્ટર અને દારોગાને બક્ષીસ–ભુરસી દક્ષિણા દઈ ક્યારનોએ તેમણે આ મામલો મટાડી દીધો હોત, ગામના માણસોને તો શું પણ આજુબાજુના પાડોસીઓને પણ આ બેઆબરૂ ભરી વાતની ખબર પડત નહીં. વળી કોઈ કહેવા લાગ્યું 'એની માસી જ આ બધું ખરચ કરે છે ભાઈ–એ ખોટા લોભીયાને કાંઈ કરવું પડતું નથી, માસી બહુ જ સારૂં માણસ છે' કોઈ કોઈ વળી બીજું કાંઈ અનુમાન કરી પરમ ગંભીર ભાવથી માથું ધુણાવવા લાગ્યા. બધા હવે પોત પોતાને ઘેર જવા નિકળી પડ્યા, કારણ કે હવે મડદું ઉપાડવાનો વારો હતો.

વિશ્વેશ્વર, પોતાના કારકુન નિવારણ ચેટરજી, હરિશ ગાંગુલી અને તેનો હંમેશનો ઉપકારબદ્ધ રામતનુ સાન્યાલને બોલાવી લાવ્યો; તેમને અંગણામાં ઉભા રાખી ઘરમાં આવી વિશ્વેશ્વર અન્નપૂર્ણા સામું જોઈ એક બાજુ ગુપચુપ ઉભો રહ્યો. અન્નપૂર્ણા સમજી–ગંભીર ખેદપૂર્ણ અવાજે તેણે જાહ્નવીને કહ્યું 'વઉ, તમારી સતીને હવે તેના બાપના ખોળામાં મૂકી આવવી પડશે! આપણે તો એનું દુઃખ એક દિવસ પણ મટાડી શક્યાં નહીં, તેથી તે હવે બાપ પાસે જાય છે. દિકરી તો હંમેશ પારકે ઘેરે જ જાય, વઉ, સતીને તેના ધણી પાસે—'

'એમ બોલો માં બ્હેન, એમ બોલો માં. સતી મારી કુંવારી હતી, મેં શું તેને પરણાવી હતી? મસાણ કાંઠાનું પેલું મડદું એ

શું એનો વર હતો? મારી કુંવારી દિકરી તો એના બાપના ખોળામાં રમવા જાય છે. સતીની આ સાડી કાઢી નાંખો. એના નાનપણમાં એણે ઓઢેલી–પેલી નીલાંબરી એને પહેરાવી દીઓ, કે જે ઓઢણી પહેરી એના બાપનો હાથ ઝાલી તે રોજ તેમની સાથે જતી. કાચની ચાર કાળી બંગડી એના હાથમાં પહેરાવો, વિધવાના વેશમાં મારી સતીને હું જવા દઇશ નહીં, એ મને ઠપકો આપશે–'

અન્નપૂર્ણાએ જોયું કે સમજાવટ ફોકટ છે, સાવિત્રીને કહ્યું 'સાવિત્રી આવ તારી માને ઝાલ જોઉં' સાવિત્રી દોડતી આવીને સતીના શબને વળગી પડી આર્ત સ્વરે બોલી 'એમ બોલોમાં, માસીબા. મારી દીદી ક્યાં જશે? મારી દીદી તો કોઈ દિવસ ક્યાંય જતી નહોતી. આજ શું કામ જાય? અમને મુકીને તે શા માટે જાય?'

ઘણીવાર પછી અન્નપૂર્ણા બોલી 'શું કરો છો વઉ? જે ગયું છે તે તો કાંઈ પાછું આવવાનું નથી, પણ હવે આ આપણે આશરે પડેલાંની સામું જોઈ તેમની સંભાળ લેવાની છે! ઉઠો વહુ એ બધાંને પાસે બોલાવો.'

જાહ્નવી ધીરે ધીરે ઉઠીને બેઠી થઈ. માથા ઉપરનું વસ્ત્ર નીચું ઓઢી, સાવિત્રીને બાજુએ બેસાડી, સતીનો મૃતદેહ પોતાના ખોળામાં લઈ, એકવાર સ્થિર આંખોવડે કન્યાના મૃત્યુ છાયાછન્ન મોં સામું જોઈ, તેના શીતલ ગાલ ઉપર ચુંબન કરી બોલી 'દિકરી, સતી, ત્યારે સુખે સીધાવ મારી માડી–મારી પાસે રહી તું બહુ જ દુઃખી થઈ છો. એમના ખોળામાં જઈ નાની સતી થઇ ઉંઘી જજે જા. દિકરી મને તેં આમ દગો દીધો? એક વાર છેલ્લી વાર મને 'મા' કહી બોલાવી ગઈ હોત તો દિકરી! કાલ રાતે મારા પગ પાસે સુઈ જઈ મારા પગ ઉપર હાથ ફેરવતી હતી, ત્યારે હું જાણતી નહોતી કે તું ચાલી જવાની છો–વિદાય માંગી

રહી છો; જાણતી હોત તો એકવાર તને કહેત કે મને એકવાર 'મા' કહી બોલાવ! સાડી, ત્યારે તું શું આજ ચાલી નિકળી? આવજે સાડી. આવજે દીકરી. વિશ્વેશ્વર! આ લે સતી લે.'

જાણે સાચેસાચ સતીને વિશ્વેશ્વરનાં ચરણોમાં સમર્પણ કરતી હોય તેમ જાહ્નવીએ બે હાથવડે સતીનો ક્ષીણ દેહ જોર કરી ઉંચો ઉપાડી લીધો. ત્રણ જણ બ્રાહ્મણો તુરત જ તેના હાથમાંથી સતીનું શબ ઉપાડી લઈ બહાર લઈ ગયા. વિશ્વેશ્વર ગુપચુપ તેમની પાછળ ચાલ્યો. સાવિત્રી પાગલની માફક દોડતી આવી તેના પગ પાસે પછડાઈ પડી, આર્ત સ્વરે પોકારી ઉઠી 'વિશુ દાદા! તમને પગે લાગું, પગે લાગું, મારી દીદીને લઈ જવા દીઓમાં. મને પાછી આપવાનું કહો. અરે, તમારામાં દયા નથી? લાવો મારી દીદીને, પાછી આપો, પાછી આપો, પાછી આપો રે – એ – એ.'

વિશ્વેશ્વર આર્ત સ્વરે રડી પડયો 'માસીબા.'

અન્નપૂર્ણા બહાર આવી સાવિત્રીને પરાણે ઘરમાં ખેંચી લઈ ગયાં. તેને જોરાવરીથી જાહ્નવીના ખોળામાં બેસાડી દઈ બોલ્યાં 'વઉ, આને પકડી રાખો, નહીતો સતીની સાથે આ પણ જાશે, જુઓ જુઓ એના મોં ઉપર ફીણ ચડી આવ્યાં – વઉ, જરા પાણી લાવો, કાલી મારા હાથમાં પંખો દે જોઉં.'

જાહ્નવીએ સાવિત્રીને બાથમાં લઈ બોલાવી 'સાવિ સાવિ.'

'મા – દીદી – દીદી – દીદી!'

કાલીપદને સાથે લઈ વિશ્વેશ્વર મુંગે મોઢે શબવાહીઓની સાથે સાથે નદી કાંઠે ચાલ્યો, સતીનો ક્ષીણ દેહ બે બ્રાહ્મણો જ ઉપાડી જઈ શકયા. ત્યાં ચિતા ખડકી શબને સ્નાન કરાવી નવાં વસ્ત્રો પહેરાવી કાલીપદને હાથે અગ્નિ સંસ્કાર કરાવ્યો. વૃધ્ધ

રામતનુ કાલીને દૂર લઈ જઈ બીજી વાતો કરી શીખામણ આપી ભુલવવા લાગ્યો. વિશ્વેશ્વર ગુપચુપ થોડે દૂર એક ઝાડના થડને અઢેલીને બેઠો બેઠો બધું જોતો હતો, – સતીના હાડપીંજર શબમાંથી અગ્નિ શિખાઓ નિકળી હુંકાર કરતી હતી,–હૂ–હૂ–હૂ–હૂ ! ધૂ–ધૂ–ધૂ–ધૂ !



રહી છો; જાણતી હોત તો એકવાર તને કહેત કે મને એકવાર 'મા' કહી બોલાવ! માડી, ત્યારે તું શું આજ ચાલી નિકળી? આવજે માડી. આવજે દીકરી. વિશ્વેશ્વર! આ લે સતી લે.'

જાણે સાચેસાચ સતીને વિશ્વેશ્વરનાં ચરણોમાં સમર્પણ કરતી હોય તેમ જાહ્નવીએ બે હાથવડે સતીનો ક્ષીણ દેહ જોર કરી ઉંચો ઉપાડી લીધો. ત્રણ જણ બ્રાહ્મણો તુરત જ તેના હાથમાંથી સતીનું શબ ઉપાડી લઈ બહાર લઈ ગયા. વિશ્વેશ્વર ગુપચુપ તેમની પાછળ ચાલ્યો. સાવિત્રી પાગલની માફક દોડતી આવી તેના પગ પાસે પછડાઈ પડી, આર્ત સ્વરે પોકારી ઉઠી 'વિશુ દાદા! તમને પગે લાગું, પગે લાગું, મારી દીદીને લઈ જવા દીઓમાં. મને પાછી આપવાનું કહો. અરે, તમારામાં દયા નથી? લાવો મારી દીદીને, પાછી આપો, પાછી આપો, પાછી આપો રે–એ–એ.'

વિશ્વેશ્વર આર્ત સ્વરે રડી પડ્યો 'માસીબા.'

અન્નપૂર્ણા બહાર આવી સાવિત્રીને પરાણે ઘરમાં ખેંચી લઈ ગયાં. તેને જોરાવરીથી જાહ્નવીના ખોળામાં બેસાડી દઈ બોલ્યાં 'વઉ, આને પકડી રાખો, નહીતો સતીની સાથે આ પણ જાશે, જુઓ જુઓ એના મોં ઉપર ફીણ ચડી આવ્યાં–વઉ, જરા પાણી લાવો, કાલી મારા હાથમાં પંખો દે જોઉં.'

જાહ્નવીએ સાવિત્રીને બાથમાં લઈ બોલાવી 'સાવિ સાવિ.'

'મા–દીદી–દીદી–દીદી!'

કાલીપદને સાથે લઈ વિશ્વેશ્વર મુંગે મોઢે શબવાહીઓની સાથે સાથે નદી કાંઠે ચાલ્યો, સતીનો ક્ષીણ દેહ બે બ્રાહ્મણો જ ઉપાડી જઈ શક્યા. ત્યાં ચિતા ખડકી શબને સ્નાન કરાવી નવાં વસ્ત્રો પહેરાવી કાલીપદને હાથે અગ્નિ સંસ્કાર કરાવ્યો. વૃધ્ધ

રતની પુઇએ પણ તેમની એ માન્યતાને ટેકો આપ્યો અને ભૂત આવે તો તેને હાંકી કાઢવા હાલમાં તે આ ઘરમાંજ પડી રહેતી હતી.

ચોથે દિવસે કાલીપદે વિધિસર શ્રાધ્ધ કર્યું. જાહ્નવીના આગ્રહથી સતીની શોક્ના પુત્રને ખબર મોકલી સાથે ખરચી પણ મોકલીને બોલાવ્યો હતો છતાં વિશ્વેશ્વરે કાલી મારફતજ સતીનું શ્રાધ્ધ કરાવ્યું. જાહ્નવીને ખાત્રી હતી કે તેમ ન થાય તો સતીને તૃપ્તિ થશે નહીં.

આ થોડા દિવસો વિશ્વેશ્વરે ઉદ્‌ભ્રાન્ત ભાવેજ વીતાવ્યા. દારૂણ દુર્ઘટનાથી, અણધારી આફતથી માણસનું હૃદય જેવું વિકળ થઈ જાય, તેવું તેને થયું હતું. એક દિવસે એકાએક તેને યાદ આવ્યું કે સતીના લોહીથી ખરડાયલી નોટો સાવિત્રી પાસેથી પાછી લઈ તે પાપિષ્ટને પાછી આપી દેવી જોઇએ. તે ઘૃણિત ધન, સાવિત્રી પાસે વધુ વખત ન રહે એજ સારૂં! સાવિત્રીને ખબર નથી કે એ ધનની શી કીંમત પડી છે? વિશ્વેશ્વર નદી કાંઠે ફરવા ગયો હતો; દુર નજરે પડતી સ્મશાન ભૂમી તરફ એકવાર તેણે ચકિત થઈને જોયું, તેને લાગ્યું કે જાણે તેજ અનિર્વાણ વૈશ્વાનર નિષ્કરૂણ જગતને સંભળાવી હજુયે હુંકાર કરી રહ્યો હતો હજુયે સતી જાણે એજ ચિતાના અનલમાં બળતી બળતી નિઃશ્વાસ નાંખી રહી હતી—હુ—હુ—હુ—હુ......

ભયભીત વિશ્વેશ્વર નદી કાંઠો છોડી ગામ તરફ ચાલ્યો. ઘણીવાર સુધી ગામની શેરીએ શેરીએ તે ભટકયો.

૧૪

અન્નપૂર્ણાએ જાહ્નવીને થોડા દિવસ પોતાને ઘેર લઈ જવાનો ઘણો આગ્રહ કર્યો. પણ જાહ્નવી એકની બે થઈ નહીં. કહ્યું કે, 'જવા દો બ્હેન એ વાત, આ ઘરમાં જ એ ગયા, સતી યે ગઈ, મારી સતી એકલી ઘરમાં પડી પડી મા – કહી રડશે, હું આ ઘર છોડીને ક્યાંય જઇશ નહીં. આથી અન્નપૂર્ણાને થોડા દિવસ રાતના જાહ્નવી પાસે સુવા આવવું પડ્યું, કારણ કે, કાકીમા પોતાના ઘણા વખતના લુપ્ત સંબંધી એક ભાણેજને ઘેર ચાલ્યાં ગયાં હતાં. પ્રાણ – જીવથી વધારે વહાલું માન કે અપમાન કાંઇ યે ન હોય. તે ચોક્કસપણે સમજતાં હતાં કે એ ઘરમાં તે રાતના સુએ તો સતી તેમની છાતી ઉપર ચડી બેસી તેમનું ગળું દબાવી મારી નાંખે, સતી ઘરમાં ભૂત થઇને ફરતી નથી એ વાત બ્રહ્માના પુત્ર વિષ્ણુ આવીને સાક્ષાત્ તેને કહે તો પણ તેના માનવામાં આવે તેમ નહોતું. હંમેશની અજ્ઞાંકિત

રતની ફુઇએ પણ તેમની એ માન્યતાને ટેકો આપ્યો અને ભૂત આવે તો તેને હાંકી કાઢવા હાલમાં તે આ ઘરમાં જ પડી રહેતી હતી.

ચોથે દિવસે કાલીપદે વિધિસર શ્રાધ્ધ કર્યું. જાહ્નવીના આગ્રહથી સતીની શોકના પુત્રને ખબર મોકલી સાથે ખરચી પણ મોકલીને બોલાવ્યો હતો છતાં વિશ્વેશ્વરે કાલી મારફત જ સતીનું શ્રાધ્ધ કરાવ્યું. જાહ્નવીને ખાત્રી હતી કે તેમ ન થાય તો સતીને તૃપ્તિ થશે નહીં.

આ થોડા દિવસો વિશ્વેશ્વરે ઉદ્‌ભ્રાન્ત ભાવે જ વીતાવ્યા. દારૂણ દુર્ઘટનાથી, અણધારી આફતથી માણસનું હૃદય જેવું વિકળ થઇ જાય, તેવું તેને થયું હતું. એક દિવસે એકાએક તેને યાદ આવ્યું કે સતીના લોહીથી ખરડાયલી નોટો સાવિત્રી પાસેથી પાછી લઈ તે પાપિષ્ટને પાછી આપી દેવી જોઇએ. તે ઘૃણિત ધન, સાવિત્રી પાસે વધુ વખત ન રહે એજ સારૂં! સાવિત્રીને ખબર નથી કે એ ધનની શી કીંમત પડી છે? વિશ્વેશ્વર નદી કાંઠે ફરવા ગયો હતો; દુર નજરે પડતી સ્મશાન ભૂમી તરફ એકવાર તેણે ચકિત થઇને જોયું, તેને લાગ્યું કે જાણે તે જ અનિર્વાણ વૈશ્વાનર નિષ્કરણ જગતને સંભળાવી હજુયે હુંકાર કરી રહ્યો હતો હજુયે સતી જાણે એ જ ચિતાના અનલમાં બળતી બળતી નિઃશ્વાસ નાંખી રહી હતી—હૂ—હૂ—હૂ—હૂ......

ભયભીત વિશ્વેશ્વર નદી કાંઠો છોડી ગામ તરફ ચાલ્યો. ઘણીવાર સુધી ગામની શેરીએ શેરીએ તે ભટકયો.

નગરશેઠના ઘરના બાગમાં તે દિવસે વિષમ મિજલસ બેઠી હતી. સફેદ આરસ પહાણના ચબુતરા ઉપર દશમીની ચંદ્ર જ્યોત્સ્ના અને પુષ્પોનો સ્નિગ્ધ સૌરભયુક્ત વાયુ ઉપભોગ કરતા કરતા તેઓ, હારમોનીયમ, તબલાં, બેહાલા, સિતાર, દિલરૂબા લઈ ગાતા બજાવતા હતા. વિશ્વેશ્વર ચોતરફ જોતો જોતો વિચાર કરવા લાગ્યો,

સૃષ્ટિ આવી સૌંદર્યમયી, છતાં માણસ આટલો દુઃખી શા માટે? કોઈ તો સુખના સાત સમુદ્રમાં મહા આનંદથી તરે છે, ત્યારે વળી કોઈ ભુખથી પ્રાણત્યાગ કરે છે,—શા માટે? કોઈ કોઇના સામું જોતું નથી—શા માટે? કોઇ કોઇનું દુઃખ સમજી શકતું નથી—શા માટે? ત્યારે પૃથિવીનો આ આનંદ, ઉલ્લાસ, શોભા, ઐશ્વર્ય, બધું શું પૈશાચિક હાસ્ય છે! અંતરનું દૈન્ય ઢાંકવા સારૂં જ ધરણીની આ કૃતિમ શોભા છે! આ બધું નિષ્ફળ, બિલકુલ નિષ્ફળ! ગીત વાદ્ય તેને સારૂં લાગ્યું નહીં,—તે ત્યાંથી પાછો ફરી બીજી તરફ ચાલ્યો. દૂર—દૂર—જ્યાં આ વાદ્યનો ઉત્કટ ધ્વનિ તેના મસ્તકમાં પ્રવેશ કરી દુઃખ ન દીએ, એવે ઠેકાણે જઇ પહોંચતાં જ નિસ્તબ્ધ રાત્રીમાં ફરીથી બેહાલાના સુર સાથે એક કરૂણ સુર તેને કાને અથડાયો. સુર મીઠો લાગ્યો. ઉભો રહી કાન માંડી સાંભળવાનો તેણે પ્રયત્ન કર્યો—ગાયન સ્પષ્ટ સંભળાતું હતું. કોઇ ગાતું હતું:—

'મારૂં મનડું માન્યું નહીં, દીલડું ઠર્યું નહીં
હિંમત હવે હું હારી મા
જન્મોની આશ, મારી, સફળ ન થઈ મા
વિનવું તવ ખોળે હવે લઈ લે મા.'

વિશ્વેશ્વરનું માથું જાણે ભમવા લાગ્યું. કોણ આ ગાયન ગાતું હશે! આવા ઉત્સવની રાતે આવું ખેદયુક્ત ગાયન કોણ ગાતું હશે! જે ગાય છે, તેને શું ખબર હશે, કે તેના ગાયનના સુર સાથે કેટલાય આત્મા રડતા રડતા પૃથિવિને સંભળાવી રહ્યા છે:—

'જગતમાં કો' કરે નહીં પ્રીત
કો' જાણે નહીં પ્રીતની રીત
જ્યાં હોય ફક્ત પ્રીત પ્રીત ને પ્રીત
ત્યાં ચાહે જવા મારો પ્રાણ મા.'

હવે વિશ્વેશ્વરની આંખોમાં આંસુ આવ્યાં. ખરેખર આ નિર્દય જગતમાં પ્રેમ ક્યાંય છે કે? કોણ કોના ચરણોમાં

જીવન ઉત્સર્ગ કરી ચુપચુપ ખરી પડી ચાલ્યું જાય છે, કોણ તેની ખબર રાખવા બેઠું છે? સતી આ પ્રમાણે પોતાને ઉત્સર્ગ કરી ચૂકી હતી, વિશ્વેશ્વર શું તેની ખબર રાખતો હતો? વળી આમ તે નમસ્કાર કરી મુંગે મુંગી આ દુનિયામાંથી ચાલી નિકળી, છતાં તેના આત્માને શું તેની વાંછિત વસ્તુ મળી? આ કરૂણાની સમવેદનાથી તેનું હૃદય ઉભરાઈ જવા લાગ્યું. તેણે શું આ વસ્તુની કામના કરી હતી? એનું નામ શું પ્રેમ હશે? જો આવી સુશીલા, ધૈર્યમયી, સુંદરી, બીજી કોઈ બાલિકા ભુખથી, દુઃખથી, ચિંતાથી, આ જગતના નિર્દય–કુત્સિત આચરણથી બીજા કોઈ માણસને મુંગે મુંગી ચહતી આ પ્રમાણે પ્રાણત્યાગ કરે, અને તે વાતની ખબર વિશ્વેશ્વરને પડે તો તે શું આમ રડયા સિવાય રહી શકે ખરો? તે શું પોતાના હૃદયમાં દારૂણ વ્યથા પામત નહીં? એકાદ સાધારણ પુસ્તક વાંચતાં પણ જેનું હૃદય વ્યથાથી–દુઃખથી વ્યાકુળ બની જતું હતું, તે શું આવી વાસ્તવ કરૂણ ઘટના નિહાળી રડે નહીં? એવું નિર્દય તે કોણ હશે? પણ આ જ શું આ સંગીતમાં વર્ણવેલો પ્રેમ હશે? ખરેખર ત્યારે શું પૃથિવી ઉપર પ્રેમ ક્યાંય નથી?

ગાન હજુયે ચાલતું હતું :—

'બહુ કપરે તજી છે વાસના,
બહુ બળી બળીને ભુલી છું કામના
બહુ રડી છું હવે શક્તિ નથી મા,
હૃદય ચીરાઈ જાય છે મા,
જ્વાલામય જગતમાં સ્વર્ગેથી આવ તું મા,
મને ખોળે લઈ લેવા આવ તું મા,'

અસ્ફુટ સ્વરે વિશ્વેશ્વર બબડયો 'બહુ સારૂં કર્યું સતી! તું આ નિર્દય જગતના હાથમાંથી તો છટકી ગઈ.'

ગાયન બંધ પડયું. છતાં તે કરૂણ સુરના ભણકારા રોદન ધ્વનિ કરતા જાણે તેના કાનના પડદાને અથડાયા જ કરતા હતા.

આખરે અસહ્ય થઇ પડવાથી વિશ્વેશ્વર ધીમે ધીમે ત્યાંથી આગળ ચાલવા લાગ્યો. થોડુંક ચાલ્યાં પછી તેણે જોયું કે તે ભટ્ટાચાર્યના ઘર પાસે આવી પહોંચ્યો હતો. સામે ભાંગેલાં બારણામાંથી ઘરનુ શ્રીહીન ફળીયું અમ્લાન ચંદ્ર કિરણોમાં સૌભાગ્યહીન વિધવાની માફક પડેલું જણાતું હતું. ધીરે ધીરે તેણે આંગણામાં પ્રવેશ કર્યો. જોયું તો, તુલસી કયારે દીવો કરી કોઈ ત્યાં જ ઘુંટણ મંડીયે પડી હાથ જોડી બેઠેલું હતું. કોણ એ! સતી? એવું જ લાગે છે ને! તે જ લુખા વાળ, તે જ ક્ષીણ દેહ, અર્ધ મલિન ફાટેલાં કપડાં તે જ અવનત પાંડુવરણું મોં? વિશ્વેશ્વરને વિચાર આવ્યો કે એકવાર તે 'સતી કહી બુમ પાડી બોલાવે, પણ તેના ગળામાંથી અવાજ નિકળી શકયો નહીં. તે સ્તંભિત બની ચુપચુપ ઉભો રહ્યો.

જે તુલસી કયારા પાસે ઘુંટણ મંડીયે બેઠી હતી તે ધીરે ધીરે ઉઠીને ઉભી થઈ. ઉભા થતાં ત્યાં વિશ્વેશ્વરને આ પ્રમાણે ઉભેલો જોઈ વિસ્મિત ધીમે અવાજે તે બોલી 'કોણ?'

વિશ્વેશ્વર અવાજ પારખી શકયો, સાવિત્રીનો એ અવાજ હતો.

'કોણ, વિશુદાદા, તમે આવ્યા છો? માને બોલાવું? સાવિત્રીનો કરૂણ ક્ષીણ અવાજ સાંભળી વિશ્વેશ્વરની આંખોમાં વળી પાણી આવી ગયાં ધીમે સાદે તેણે કહ્યું 'ના, તારી સાથે જ મારે એક બે વાત કરવાની છે, જો સાંભળ.'

સાવિત્રી મુંગી મુંગી જોઈ રહી.

'તારી દીદી તને કાંઈ આપી ગઈ છે?'

'હા ઘણી બધી નોટો, તે એને રસ્તામાંથી મળી ગઈ હતી.'

'એ બધી તારી પાસે છે? એમાંથી કાંઈ વપરાયું નથી?'

'ના.'

'ત્યારે એ બધી નોટો મને આપી દે.'

સાવિત્રી ઘરમાં ચાલી ગઈ. થોડીવારે નોટોનું એક બંડલ લઈ આવી તેણે વિશ્વેશ્વરના હાથમાં મૂક્યું. તે નોટો હાથમાં લેતાં પણ વિશ્વેશ્વરનું હૃદય ધ્રુજી ઉઠતું હતું પણ રખેને સાવિત્રી સમજી જાય અથવા તેની એ લાગણીનો ઉલટો અર્થ કરી બેસે-દુ:ખ લગાડી બેસે—તેથી તે ભાવ છુપાવી તેણે નોટો હાથમા લઇને પૂછ્યું 'આ નોટો બાબત તારી માને કાંઈ ખબર છે?'

'ના એક દિવસ હું કહીશ એવો વિચાર હતો.'

'જો કાંઈ કહ્યું ન હોય તો હવે કાંઇપણ કહેજે માં. જેની નોટો તારી બ્હેનને રસ્તામાંથી મળી આવી હતી, તે ધણીને હું તે નોટો પાછી આપી દેવાનો છું.'

સાવિત્રીએ ગુપચુપ માથું હલાવી સંમતિ જણાવી. વિશ્વેશ્વરે માસીબા પાસેથી સાંભળ્યું હતું કે સાવિત્રી બહુ જ ગભરાઈ ગઈ છે, તે ઉઠતી નથી, ખાતી નથી, પીતી નથી, કોઇની સાથે વાતચિત પણ કરતી નથી, જાહ્નવી પણ તેને સમજાવી શકતી નહોતી. તેને બે એક વાતો કહેવાની વિશ્વેશ્વરની ઇચ્છા થઈ આવી, મતલબ કે તેને જરા શીખામણ આપવી—દિલાસો આપી શાંત કરવી. તેથી તેણે પૂછ્યું 'ત્યાં બેઠી બેઠી તું શું કરતી હતી સાવિત્રી?'

'તુલસી કયારે દીવો કરવા ગઇ'તી.'

'મેં જોયું કે તું હાથ જોડી કાંઇક બોલતી હતી.'

'આંખો નીચી ઢાળી મૃદુ સ્વરે સાવિત્રી બોલી 'સાંભળ્યું છે કે આપઘાત કરેલા જીવની સદ્‍ગતિ થતી નથી. તેથી તુલસી કયારે—દેવસ્થાને—દીવો કરી—' બોલતાં બોલતાં સાવિત્રીનું ગળું રૂંધાઇ ગયું.

વિશ્વેશ્વરની આંખોમાંથી પણ અશ્રુ પ્રવાહ છૂટી પડયો. ઘણીવારે ખોંખારો ખાઈ રૂંધાયેલું ગળું સાફ કરી તે બોલ્યો 'તારી બ્હેન સ્વર્ગે ગઇ છે, સાવિત્રી. તેના જેવી પૂણ્યવતીની

શું અસદ્દગતિ થઇ શકે ખરી? તને શું એ વાત માનવામાં આવે છે?'

'શું તમે પણ કહો છો કે દીદી સ્વર્ગે ગઇ છે?–તેને આરામ છે,–તે ત્યાં સુખી છે?'

'હા.'

સાવિત્રીએ ઘુંટણ મંડીએ પડી વિશ્વેશ્વરના ચરણોમાં પ્રણામ કર્યા. પછી ઉઠી ઉભી થઈ ધીમે અવાજે બોલી 'ત્યારે હવે હું કોઇ દિવસ રડીશ નહીં. તે અમને તજીને ચાલી ગઇ, અમને ભૂલી ગઇ, તેમાં અમને દુઃખ શા માટે! તે તો મજામાં છે ને, સુખી છે ને.'

સાવિત્રીની આંખોમાંથી મોતીનાં દાણા જેવાં અશ્રુ બિંદુઓ ટપટપ સરી પડ્યાં. તેને આવી હાલતમાં છોડી જવાનું વ્યથિત વિશ્વેશ્વરને ઠીક લાગ્યું નહીં. કદાચ આ વાત તાજી થવાથી તે પડી પડી રડયા જ કરશે. એમ ધારી તેણે વાતનો વિષય ફેરવી પૂછ્યું 'તારી મા ક્યાં છે? કાલી ક્યાં છે?'

'કાલીને મા સુવડાવે છે – તે 'દીદી–દીદી' કરી ખાલી રડયા જ કરે છે, અને કોઇ રીતે છાનો રહેતો નથી.'

'તુંયે બહુ રડે છે, સાવિત્રી. રડવાથી શું તે કાંઈ પાછી આવવાની છે? એમ કરવાથી તો મા ને ખાલી વધારે દુઃખ જ થાય.' નીચું માથું કરી ઉભેલી સાવિત્રીનું હૈયું ભરાઇ આવ્યું. તે બોલી 'હું દીદી વગરની એક દિવસ પણ રહી નથી.'

'હંમેશના સાથીને પણ ભૂલી જવો પડે છે, સંસારનો એ નિયમ જ છે.'

'આટલું જલદી હું કેમ ભૂલી શકું? દીદીની સાથે રમેલી તેની નાનપણની સખી કમલા બ્હેન આજ આવી હતી, તે તો કેટલાય દિવસથી દીદીના સંગથી દૂર હતી – તો પણ દીદીનું

'તેણે? તમને આપી! મહાશય, પણ મેં સાંભળ્યું કે તે તો મરી ગઈ?'

'મરી ગઈ છે એમ નહીં, તેણે આપઘાત કર્યો છે.'

'હા. હા, એવી જ કાંઇક અફવા છે ખરી — તે આપ તે આપઘાતનું કારણ કાંઈ જાણો છો ખરા કે?'

'જરૂર જાણું છું! આ નોટો જે તમારા હાથમાં છે — તે જ એના મોતનું કારણ. આ નોટો એને લેવી પડી હતી તેથી જ મરીને — આપઘાત કરીને તે તમારા હાથમાંથી બચી છે.'

'મહાશય, ત્યારે તો આપ ઘણી વાતો જાણતા લાગો છો; ત્યારે હવે હું હવે આપનાથી કાંઈ છુપાવતો નથી. પણ મારા ઉપર આપ ગેરવાજબી દોષારોપણ કરો છો. તેણે નોટો ન લીધી હોત તો મારું કાંઈ જોર ચાલવાનું હતું શું? મેં તો,—મેં તો—જોરાવરીએ આપી નહોતી, પોતાની મરજી — થી —'

'ચુપ, ચુપ, ચુપ કર—પાપિષ્ટ! આવું બોલતાં તારી જીભ કપાઈ પડતી નથી? કોણ તેને વારે વારે લાલચ દેખાડી જતું હતું? તું સારા માણસનો દિકરો—સદ્‌ગૃહસ્થનો દિકરો છો, ખરું? ઘૃણ્ય — નીચ સ્ત્રીઓ સાથે તું તારું જીવન ગાળે છે, પણ તેથી શું તે તારી મા—બ્હેન—સ્ત્રીને તેં જોયાં નથી? તેમને ઓળખી શક્યો નથી? તું સમજતો નથી કે ગૃહસ્થ ઘરની સ્ત્રી આવા પૈશાચિક કામમાં સંમત થઈ શકે નહીં? જે સંમત થાય છે તે બહુ જ દુઃખથી — લાચારીથી થાય છે. પાપીષ્ટ, તેણે મા — ભાઈ — બ્હેનને બચાવવા ખાતર જ તારા પૈસા હાથમાં લીધા હતા; પણ કુલટા થવા સારૂ તેણે જન્મ લીધો નહોતો, તેથી જ તે સ્વર્ગમાં ચાલી ગઈ. આ લે તારું તે ધન પાછું, જે ધનથી દુઃખીનાં દુઃખો દૂર થાય, આર્ત — આતુરના જીવમાં જીવ આવે—તે જ ધન તારા જેવા કુપાત્રના હાથમાં પડવાથી એક સાધ્વી દુઃખિણી બાલિકાના પ્રાણ અકાળે હરવાના

જઇ પહોંચ્યો. બહારના બગીચામાં જ એક બાંકડા ઉપર નરેન્દ્ર બેઠો બેઠો સવારના શીતળ વાયુનું સેવન કરતો હતો; તેનો ચહેરો અત્યંત વિષાદમય, જાણે કાંઇ પીડા પામેલો હોય તેવો જણાયો. વિશ્વેશ્વર તેની સામે જઇ ઉભો રહ્યો. વિસ્મયથી જમીનદારે પૂછ્યું 'આપ કોણ, મહાશય?'

'મારૂં નામ વિશ્વેશ્વર મૈત્રેય. હું મોજુદપુરનો રહેવાસી છું.'

'મેં આપને ક્યાંક જોયા હોય એમ લાગે છે; બેસો.'

'મને જોયો હોય એમાં કાંઇ નવાઇ જેવું નથી–તમે મોજુદપુર ઘણું ખરૂં હંમેશ ફરવા – હવા ખાવા – આવતા – હું એક અત્યંત ગરીબ માણસ છું. તે કદાચ ઘણું કરીને તે વખતે તમારી નજરે પડી ગયો હોઇશ.'

નરેન્દ્ર જરા ચંચળ ભાવથી હાલી ઉઠ્યો. તે બોલ્યો 'આપનું અહીં આવવાનું પ્રયોજન?'

'પ્રયોજન છે; જરા એકાંતમાં કહેવા માંગુ છું.'

'અહીં એકાંત જ છે. જે કહેવું હોય તે ખુશીથી કહી શકો છો.'

કાંઇપણ ભૂમિકા કર્યા વગર વિશ્વેશ્વર ગજવામાંથી નોટોનું બંડલ બહાર કાઢી તે નરેન્દ્રના હાથમાં મૂકી બોલ્યો 'આ તમારી નોટો – તમારા રૂપીયા ગણી લીઓ હજાર રૂપીયા પુરેપુરા છે.'

નરેન્દ્ર આભો બની આંખો ફાડીને જોઇ જ રહ્યો. વિશ્વેશ્વરે પણ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર બીજી તરફ મોં ફેરવ્યું. એકાદ ક્ષણ પછી નરેન્દ્ર બોલ્યો 'જો આપ કાંઈ દુઃખ ના લગાડો તો એક વાત પૂછું.'

'પૂછો'

'આપને આ નોટો ક્યાંથી મળી?'

'તમે જેને આપી હતી તે જ મને દઈ ગઈ છે – તે મારી આત્મીયા હતી.'

પોતાના ઘરની દુર્ઘટનાની વાત માણસોને મોઢે હરિએ પણ સાંભળી હતી – ભયભીત ફીકકે ઉદાસ ચહેરે તે ત્યાં આવી ઉભો.

તેના તરફ આંગળી ચીંધી વિશ્વેશ્વરે નરેન્દ્રને ઉદ્દેશીને કહ્યું ‘તમારા નાટકના અભિનયમાં આ નાયિકા થાય છે ખરું ? આને તારે હવે છોડી દેવો પડશે. આની મા–બ્હેન હજુએ એને સારૂ આંખોમાંથી આંસુ પાડે છે, એ આંખોનાં ધગધગતા આંસુ તારૂં સત્યાનાશ વાળી નાંખશે. આને તારે તારા ઘરમાંથી કાઢી મૂકવો પડશે.’

‘લઇ જાઓ, આપ એને લઇ જાઓ, હું હવે થીએટર રાખવાનો નથી. આ થીએટરે જ મારી આ દશા કરી છે, નહીં તો મહાશય હું કાંઈ ખરાબ માણસ નહોતો.’

‘તે હું જાણું છું. તારી સ્ત્રી કમલા અને સતી એ બન્ને મારી બ્હેન સમાન હતી. મેં ઘણાને મોઢે સાંભળ્યું છે કે, તારાં આચરણથી તારી સતી સાધ્વી પતિપ્રાણા સ્ત્રી મોતને બિછાને પડી છે – તે પણ એક દિવસ આપઘાત કરી તારાં પાપની નૌકાને બમણી ભારી કરી દેશે! કેવળ પાપથી જ ભરેલું તારૂં વહાણ ડુબી જવાને હવે ઝાઝા દિવસ લાગવાના નથી.’

નરેન્દ્ર નીચું જોઈ રહ્યો. વિશ્વેશ્વર હરિ તરફ જોઈ બોલ્યો ‘તારે મારી સાથે ઘેર આવવું પડશે.’

હરિ દયામણી આંખોએ એકવાર નરેન્દ્ર સામું જોઈ દયામણે અવાજે બોલ્યો ‘નરેન્દ્ર બાબુ આપ મને—’

તેને બોલતો અટકાવી નરેન્દ્ર જુસ્સાથી બોલ્યો ‘હા. જા – ચાલ્યો જા. તમે બધાએ તો મારૂં માથું વધારે ભમાવી મૂક્યું છે; જે કર્યું છે તે જ ઘણું છે – હવે મારે થીયેટર રાખવું નથી – જા ચાલ્યો જા મારા ઘરમાંથી. નીકળ અહીંથી.’

કારણ રૂપ થઇ પડયું. ધિક્કાર છે તને! તારી પશુ વૃત્તિને પણ ધિક્કાર છે! પણ યાદ રાખજે, કે તારી વિલાસ લાલસાને વશ થઈ તું સ્ત્રી હત્યારો થયો છે. તને સ્ત્રી હત્યાનું પાપ લાગી ચૂકયું છે! આ જીંદગીમાં તું કોઈ દિવસ શાંતિ પામીશ નહીં! તેનો જીવાત્મા હંમેશ તારી પાછળ પાછળ ફરતો રહેશે અને તારો અધઃપાત કરી તને નરકમાં ઠેલી જાશે! તેં માણસનું–સ્ત્રીનું ખૂન કર્યું છે, તારી પાછળ આત્મહત્યાનું પ્રેત ફર્યા કરશે.'

નરેન્દ્ર સ્તંભિત નિશ્ચલ ભાવથી બેસી રહ્યો. તેના આખા શરીરમાંથી પરસેવો છુટતો હતો. ભીરૂ, પાપી, ભયભીત બની ચોતરફ જોતો જોતો ડરતે સાદે બોલ્યો 'આપે મારામાં એવો કયો દોષ જોયો? આપ મને શું કરવા કહો છો? બાબત આમ બની જશે એમ તો મેં સ્વપ્ન પણ ધાર્યું નહોતું. એવી ખબર હોત તો શું હું આમ કરત?'

'ગૃહસ્થ-સારા-માણસ-નો દિકરો થઈ જો ખાનદાન ગૃહસ્થ ઘરની સ્ત્રીનો સ્વભાવ પણ ન સમજી શકયો હો તો તું પશુ જ છો. મા–ભાઈ–ને બચાવવા, મુક્ત કરવા સારૂ જેણે પોતાના પ્રાણ આ પ્રમાણે પાથરી દીધા તેનો પ્રાણ કેટલો ઉચ્ચ હશે તેનો તો જરા ખ્યાલ કર. નરેન્દ્ર! આ જન્મમાં શું તારો ઉધ્ધાર થવાની તું આશા રાખે છે? વિષયલાલસાને વશ થઇ તેં એક સતી સાધ્વીના પ્રાણ લીધા છે! તું મહા પાપી છે અધમથી પણ અધમ છે!'

નરેન્દ્ર ચુપ રહ્યો! તે આમ ઠગાયા પછી છેલ્લા કેટલાક દિવસથી સતીના મરણના ખબર સાંભળી મનમાં ને મનમાં પસ્તાતો હતો. અનુતાપની સીમા હવે પૂર્ણ માત્રાએ પહોંચી. વળી વિશ્વેશ્વર બોલ્યો 'મેં સાંભળ્યું છે કે હરિ તારે જ આસરે રહી બાણુગીરી કરતો ફરે છે. તેને બોલાવ જોઉં.'

યંત્રચાલિત પુતળાંની જેમ નરેન્દ્રે તેની આજ્ઞાનું પાલન કર્યું.

## ૧૫

ભટ્ટાચાર્યનાં જુનાં ઘર ખોરડાંનું સમાર કામ ધીમે ધીમે થઈ ગયું. વડવાઓના વખતમાં ઘર ચણાયા પછી રામશંકરના પિતાએ ફક્ત એકવાર કળી ચુનો લગડાવ્યો હતો. આજે લાંબા વખત પછી એ ભુખ્યાં ઘરે ઘણો યે માલ મસાલો ખાધો. જાહ્નવીએ વિશ્વેશ્વરને ઘણી યે ના કહી. વિશ્વેશ્વર મુંગો રહ્યો. અન્નપૂર્ણાએ જવાબ આપ્યો 'જો એમ જ હોય તો હવે આ ઘરમાં રહેવાનું કામ નથી. કોઇક દિવસ ઘરમાં દટાઈ જશો. સમાર કામ ન કરવા દેવું હોય તો આ ઘરમાં રહેવાની જરૂર નથી. ચાલો અમારે ઘેર આવીને રહો.' લાચારીથી જાહ્નવી ચુપ રહી.

ભટ્ટાચાર્યની શ્રીવૃદ્ધિ જોઇ આડોશી પાડોશી ઇર્ષ્યાની આગમાં બળી જવા લાગ્યા. તેમનાં ઘર ખોરડાં નવાં થઇ ગયાં. દિવસો પણ હવે આનંદથી પસાર થતા હતા. વળી હરિ પણ ઘેર આવી ડાહ્યો ડમરો કહ્યાગરો બની ગયો હતો, વિશ્વેશ્વરનું કામકાજ તે હાલમાં જોતો હતો. તેના તરફ આંગળી ચીંધી જાહ્નવીને કોઇ મેણું મારે એવું પણ રહ્યું

અપમાનથી હરિનું મોં લાલચોળ થઈ ગયું. તે ધીમે ધીમે બહાર નિકળ્યો. વિશ્વેશ્વર ઉઠી ઉભો થઈ બોલ્યો 'નરેન્દ્ર બાબુ હું હવે જાઉં છું વધું શું કહું, જે સતીનો તેં આમ પ્રાણ લીધો છે. તે સતી કમલાની અભિન્ન-હૃદય સખી હતી, જો સતીની સાક્ષી મેળવવાની મનસા હોય તો તું હવે કમલાને સુખી કર.'

બહાર આવી વિશ્વેશ્વરે હરિને કહ્યું 'ક્યાં જઈશ હરિ?'

'ક્યાં જાઉં વળી! મોટા માણસોને આસરે હવે નથી જવું- જેના થીએટરની ઉન્નતિ-શ્રીવૃદ્ધિ સારૂં મેં આટઆટલું કર્યું, તેણે જ મને આજ આમ હડહડતું અપમાન કરી કાઢી મૂક્યો. હવે એક વાર ઘેર જઈ માને મળી પછી બે આંખો જ્યાં લઈ જશે ત્યાં ચાલ્યો જઈશ.'

'એવી રીતે તારે ક્યાંય ચાલ્યા જવાની જરૂર નથી. માને સુખી કરી આ જ ગામમાં માણસ જેવો માણસ થઈ તું રહી શકીશ? મો-સાહેબી ખુશામતગીરી-છોડી દઈ ગૃહસ્થની માફક ધંધો ધાપો કરી કામકાજમાં ધ્યાન આપીશ તો તને ઘણીયે મદદ મળી રહેશે.'



વિશ્વેશ્વર હસતો હસતો બોલ્યો 'આવો સારો મુરતીયો શું તમે વગર પૈસે લઈ લેવા માંગો છો? રૂપીયા તો જરૂર લાગશે! પણ તેની તમે ફીકર કરો માં–વિવાહને દિવસે બધું સાંભળજો–જો જો. ફક્ત તમારો 'કેશ બૉકસ' મારા હાથમાં સોંપી દેજો બીજું બધું હું સંભાલી લઇશ.'

માસીબા જરા ચીડાઇને બોલ્યાં 'જા જા, તારી તો બધી વાતમાં આવી છોકર મતની જ વાતો. મુદ્દાની વાત એ છે કે હવે વાર લગાડજે માં જે કરવું હોય તે જલદી કરી નાંખજે.'

બાજુમાં નિધીની મા પાકેલ આંબા હાર બંધ ગોઠવતી બેઠી હતી. હાથમાંનું કામ મુકી દઈ તેણે અન્નાપૂર્ણાને પૂછ્યું 'હેં મા, ત્યારે દાદા બાબુ (વિશ્વેશ્વર)ના વિ'વા કયારે થાશે? દાદા બાબુ શું વિ'વા કરશે જ નહીં?'

માસીબા એકવાર વિશ્વેશ્વર તરફ જોઈ પછી નીચું જોઈ બોલ્યાં 'તે હું શું જાણું બ્હેન! ભગવાન જાણે કે વિશુ જાણે.'

નિધીની મા બોલી 'હાયરે મા! મોટા થયા, પરણવા જેવડા થયા તોય કાંઈ નહીં! મોટાં ઘરની રીત જ ન્યારી બાઇ.'

વિશ્વેશ્વર નિધીની મા ની મશ્કરી કરવા જતો હતો પણ માસીબાની કાતર દૃષ્ટિ જોઈ તે થંભી ગયો. અગાઉ લગ્ન સંબંધી કોઇ કરૂણાસૂચક વાકય અથવા દૃષ્ટિથી તેનું મન કોઇ પણ રીતે ડગતું નહોતું પણ હમણાં તેણે જોયું કે તેનું પોતાનું મન અતિશય કોમળ થઈ ગયું હતું. માસીબાની વેદનાનું મનમાં અનુમાન કરી આજે પહેલી જ વાર તેના મનમાં દુઃખ થયું. તે વિચાર કરવા લાગ્યો કે, એક સાધારણ મનસ્વી ખ્યાલને વશ થઇ મા સમી સ્નેહશીલા માસીબાના અંતઃકરણમાં તેણે કેવા વિષમ આઘાત કર્યા છે અને હજુ કર્યે જાય છે. આ ખ્યાલને વશ થઇ તે પોતે

નહોતું. એક જ વાતે તેમને કાખલી કુટવા મળતી હતી અને તે ફક્ત મરી ગયેલી સતીની કે જીવતી સાવિત્રીની નિંદા કરી તેમના નામને ખોટો બટ્ટો લગાડવો. કોઇ કોઇ તો વળી કહેતું 'અરે તમે જો જો ને. વિશ્વેશ્વર તો ભટ્ટાચાર્યનો જમાઇ થાશે બાપુ જમાઇ. એટલા ખાતર તો તેનું આટલું બધું આકર્ષણ છે.' વળી કોઇ એક આંખ મીંચીને કહેતું 'ઢોલ ત્રાસાં વગાડી ને જમાઇ થાય તો સારૂં ભાઇ—ગુપ્ત જમાઈ થાશે તો તે ધક્કો સાંભળવો ભારે થઈ પડશે.' પણ જ્યારે ગામમાં ખબર ફેલાયા કે, વિશ્વેશ્વર સાવિત્રી માટે મુરતીયો શોધે છે, અને આવતા શ્રાવણ મહિનામાંજ તેનાં લગ્ન થનાર છે, ત્યારે આ બધા તાળી ઠોકુ ચુપ થઇ ગયા.

અન્નપૂર્ણાદેવીએ વિશ્વેશ્વરના ઉત્સાહરહિત મનને જરા હીંમત આપી કહ્યું 'હવે વધુ વિલંબ કરજે માં વિશુ, મુરતીયો જોતાં–ખોળતાં છોકરી પંદર વરસની થવા આવી; એની મા આપણે મોઢે કાંઈ કહેતી નથી પણ મનમાં બહુ જ વ્યાધિ કરે છે. તું મુરતીયો ખોળવા જરા વધુ મહેનત કર.'

'હું શું મહેનત કરવામાં બાકી રાખું છું માસીબા? પણ સારો મુરતીયો તો મળવો જોઇએ ને. ઘણી જગ્યાએ તપાસ કર્યા પછી આજ એક કાગળ આવ્યો છે. મુરતીયો ભણેલો ગણેલો વિદ્વાન છે, બે ચાર ચોપડી પાસ પણ થયો છે, ઉમર, ઘર ખાનદાની કુળ સ્થિતિ બધુંય મનમાનતું છે. મુરતીયાનો બાપ જીવતો છે. કેમ માસીબા આ મુરતીયો તમને કેવો લાગે છે?'

'તારી વાત પ્રમાણે તો કાંઈ ખરાબ કહેવાય નહીં, પણ જરા વધુ ચોકસી કરી કામ કરજે બાપુ, જેથી પાછળથી પસ્તાવું ન પડે.'

'તમે બેફીકર રહો માસીબા.'

'અરે પણ એ મુરતીયો કેટલા રૂપીયા લેશે?'

વિશ્વેશ્વર હસતો હસતો બોલ્યો 'આવો સારો મુરતીયો શું તમે વગર પૈસે લઈ લેવા માંગો છો? રૂપીયા તો જરૂર લાગશે! પણ તેની તમે ફીકર કરો માં—વિવાહને દિવસે બધું સાંભળજો—જો જો. ફક્ત તમારો 'કેશ બૉક્સ' મારા હાથમાં સોંપી દેજો બીજું બધું હું સંભાળી લઇશ.'

માસીબા જરા ચીડાઇને બોલ્યાં 'જા જા, તારી તો બધી વાતમાં આવી છોકર મતની જ વાતો. મુદ્દાની વાત એ છે કે હવે વાર લગાડજે માં જે કરવું હોય તે જલદી કરી નાંખજે.'

બાજુમાં નિધીની મા પાકેલ આંબા હાર બંધ ગોઠવતી બેઠી હતી. હાથમાંનું કામ મુકી દઈ તેણે અન્નપૂર્ણાને પૂછ્યું 'હેં મા, ત્યારે દાદા બાબુ (વિશ્વેશ્વર)ના વિ'વા ક્યારે થાશે? દાદા બાબુ શું વિ'વા કરશે જ નહીં?'

માસીબા એકવાર વિશ્વેશ્વર તરફ જોઈ પછી નીચું જોઈ બોલ્યાં 'તે હું શું જાણું બ્હેન! ભગવાન જાણે કે વિશુ જાણે.'

નિધીની મા બોલી 'હાયરે મા! મોટા થયા, પરણવા જેવડા થયા તોય કાંઈ નહીં! મોટાં ઘરની રીત જ ન્યારી બાઇ.'

વિશ્વેશ્વર નિધીની મા ની મશ્કરી કરવા જતો હતો પણ માસીબાની કાતર દષ્ટિ જોઈ તે થંભી ગયો. અગાઉ લગ્ન સંબંધી કોઇ કરૂણાસૂચક વાક્ય અથવા દષ્ટિથી તેનું મન કોઇ પણ રીતે ડગતું નહોતું પણ હમણાં તેણે જોયું કે તેનું પોતાનું મન અતિશય કોમળ થઈ ગયું હતું. માસીબાની વેદનાનું મનમાં અનુમાન કરી આજે પહેલી જ વાર તેના મનમાં દુઃખ થયું. તે વિચાર કરવા લાગ્યો કે, એક સાધારણ મનસ્વી ખ્યાલને વશ થઇ મા સમી સ્નેહશીલા માસીબાના અંતઃકરણમાં તેણે કેવા વિષમ આઘાત કર્યા છે અને હજુ કર્યે જાય છે. આ ખ્યાલને વશ થઇ તે પોતે

પણ શું ખાસ સુખી થયો હતો? માસીબાને દુઃખ દીધું તે બાબત મનમાં ક્ષોભ સરખો યે થયો નથી. એ તેના અવિચારી કૃત્યનું પરિણામ પણ કેવું શોચનીય આવ્યું. વિશ્વેશ્વરને પહેલી જ વાર સમજાયું કે, સંસાર જે નિયમાનુસાર ચાલે છે, તે સંસાર સાથે તે જ નિયમાનુસાર ચાલવું જોઇએ એક દોરો આમ તેમ કરવા જતાં એ સંસાર યંત્રના ચક્રમાં પિસાઇ જવાનો વખત આવે.

પણ હવે એ વિચારથી કાંઇ ફાયદો નહોતો. હાથમાંથી છુટેલો પાસો કોઇ કાળે પાછો હાથમાં આવી શકે તેમ નહોતું. હવે તો તે પાસાની ઢાળને આધારે જ ચાલવું, ફરવું, ઉઠવું, બેસવું પડે તેમ હતું. તે ચાલ અટકી શકે તેમ નહોતી – પાછી મળી શકે તેમ નહોતી! હવે એ ગઈ ગુજરી તરફ વિદ્રોહ કરવાથી કાંઇ ફળ નહોતું. વિશ્વેશ્વરને સતીનો શ્રાપ યાદ આવ્યો. તે પત્રનો એક એક અક્ષર તેનાં અંતઃકરણમાં કોતરાઈ ગયો હતો! તે એક જણીને સ્ત્રી રૂપે ગ્રહણ કરશે તેને ચહાશે, અને સુખી થઇને સમજશે – અનુભવ કરશે કે, સંસારમાં આ આદાન – પ્રદાન જ શ્રેષ્ટ સુખ છે. ના, ના, એમ બને જ નહીં! સતીનો આ અભિશાપ કોઇ કાળે પણ સફળ થવા દેવાય નહીં. પછી સંસારમાં ભલે ને ગમે તેટલી અશાંતિ જાગી ઉઠે, દુઃખ વેદના જોવામાં આવે, પણ તેણે આ પ્રતિજ્ઞા અટલ રાખવી જ જોઇએ. તેની કાપુરૂપતા ઉપર સતી પરલોકમાંથી વ્યંગ ભરેલું તીવ્ર હાસ્ય ન કરે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ! તેનો અભિશાપ વ્યર્થ કરવો જ જોઇએ.

થોડા દિવસોમાં જ વરપક્ષવાળાઓ સાથે બધી વાતચિત નક્કી થઇ ગઇ, અન્નપૂર્ણા બોલ્યાં 'હવે વાર લગાડ માં, આવતા શ્રાવણ મહીનાની પૂનેમનો દિવસ સારો છે, તે દિવસ જ લગ્નનો દિવસ નક્કી કરી નાંખ.'

વિશ્વેશ્વર બોલ્યો 'આજ સાતમ તો થઇ. હવે વચમાં સાત જ

દિવસ આડા રહ્યા – આટલા વખતમાં બધી તૈયારી કરી શકાશે માસીબા ?'

'બરાબર કરી શકાશે. હું તને જે જે ચીજો લાવવાનું કહું તે બધી તું હમણાંથી લાવવી શરૂ કરી દે જોઉં. જરા પણ વાર લગાડ માં.'

વિશ્વેશ્વર કમર કસીને મંડી પડયો. ભટ્ટાચાર્યને ઘેર એક મોટું કામચલાઉ છાપરૂં ઉભું કરવામાં આવ્યું – બહારના ઘરનું બધું કામ તે છાપરાથીજ લેવાતું હતું. પછવાડેનું આંગણું સાફસુફ કરી ત્યાં પણ ત્રણ ચાર છાપરાં ઉભાં કરવામાં આવ્યાં. આંગણામાં માંડવો બાંધવામાં આવ્યો. બહારથી કોઇની નજર ન પડે તેટલા ખાતર પડદા ટાંગી દેવામાં આવ્યા. અન્નપૂર્ણાદેવી અન્નપૂર્ણાની પેઠેજ ભંડારમાં બધી ચીજવસ્તુઓ ગોઠવવા લાગ્યાં. જાહ્નવી કાષ્ઠ પુત્તલિકાની જેમ માત્ર મુંગે મુંગી બધું જોયાં કરતી હતી. અન્નપૂર્ણા જે પ્રમાણે હુકમ કરતાં તે પ્રમાણે તે કામ કર્યે જતી હતી. સાવિત્રીએ ઘણું રોઇ રડીને ફળીયામાંનો તેનો તુલસી ક્યારો ખસેડવા દીધો નહોતો. તે ક્યારા પાસે દીવો કરી મા અને ભાઇને વખતસર ખવડાવી, મોડી રાત સુધી સાવિત્રી અન્નપૂર્ણા સાથે પોતાનાં લગ્ન નિમિત્તે આવી પડેલાં કામો કરતી. કોઈ કોઈ તેની મશ્કરી કરતું પણ તે મનમાંયે લાવતી નહીં. ઘરમાં હવે માણસોનો અભાવ નહોતો, ઘણાંયે માણસો કામ કરતાં હતાં, આડોશી પાડોશીઓ પણ હવે રોજ ખબર અંતર પુછી જતાં હતાં. કામ હોય તો ચીંધજો એમ પણ કહેતાં હતાં, આવતાં જતાં હતાં. સગપણ સંબંધ તાજા કરવા માંડ્યાં હતાં. કાકી મા પણ પાછાં આવી પહોંચ્યાં હતાં.

નક્કી કરેલે દિવસે સાવિત્રીને શરીરે પીઠી ચોળવામાં આવી. હવે લગ્ન આડો માત્ર એક જ દિવસ બાકી રહ્યો હતો. સાવિત્રી તરફ સ્નેહ દેખાડી આડોશી પાડોશી લાડકા લાડુ દેવા લાગ્યાં.

જમવાનું નોતરું આપી કુમારી જમણ જમાડવા લાગ્યાં. આજ અન્નપૂર્ણા સાવિત્રીને પોતાને ઘેર તેડી ગયાં અને બન્ને જણીઓએ સાથે મળીને રસોઇ કરી. વિશ્વેશ્વર વિસ્મય પામી બોલ્યો 'તમે બધાં આજ આપણે ઘેર કેમ માસીબા ?'

માસીબા હસીને બોલ્યાં 'આજ સાવિત્રીને કુમારી જમણ જમાડવાનું છે. જો જોઉં આ બનારસી સાડી પહેરી અને આ બે એરીંગ કાનમાં લટકાવી સાવિત્રી કેવી રૂપાળી દેખાય છે ?'

વિશ્વેશ્વરે નિરખીને જોયું. આ જાણે અજુગતું લાગતું હતું. લુખા સુક્કા વાળ અને મલીન ફાટેલાં કે થીગડાં મારેલાં પોશાકમાંજ જાણે તે આના કરતાં વધુ રૂપાળી દેખાતી હતી. આ તો જાણે વિલાસિતામાં આત્મસમાહિતા ઉદાસિનીની મૂર્તિ. મનમાં કાંઇક વિચાર કરતો કરતો તે પોતાના ઓરડા ભણી ચાલ્યો ગયો.

વખતસર જમવાની હાંક પડી. તે જમવા બેઠો. માસીબા બોલ્યાં 'સાવિત્રીએ આજે પોતાનું કુમારી જમણ પોતાને હાથે જ રાંધ્યું છે ! આવી ગાંડી છોકરી મેં તો કોઇ જોઇ નથી. હાં વારૂ રસોઇ કેવી થઇ છે ?'

'બહુ જ સરસ.' વિશ્વેશ્વર મુંગે મુંગો જમીને ઉઠી ગયો. સાવિત્રીને જમાડી માસીબા બોલ્યાં 'તું જરા સુઇ જા દિકરી ! હું આ થોડા ચોખા રાંધવાનું પતાવી લઉં છું.'

સાવિત્રી હાથમાં પંખો લઇને માસીબા જ્યાં બેઠાં બેઠાં રાંધતાં હતાં ત્યાં જઇ બેઠી. માસીબા અધીરાં થઇ બોલી ઉઠ્યાં 'આજ આ બધી રસોઇ તારાથી જોવાય નહીં દિકરી, તું મારા ઓરડામાં જઇને જરા આડે પડખે થા, તને એકલીને તો ઘેર જવા દઇશ નહીં, મને પણ વધારે વાર લાગવાની નથી. હું જરા વારમાં કામથી પરવારી લઉં પછી આપણે બન્ને સાથે જ જઇએ. ત્યાં સુધી તું જરા સુઇ જા દીકરી.' લાચારીથી સાવિત્રીને ઉઠી જવું પડયું.

અન્નપૂર્ણાના ઓરડામાં જઇ પહેરેલાં કપડાં ઉતારી નાખી તેણે પોતાના સાદાં કપડાં પહેરી લીધાં. કાનમાંથી બન્ને એરીંગ ઉતારીને તકીયા ઉપર રાખ્યાં. પછી બીજું કાંઇ કામ ન હોવાથી લાચારીથી નાસીબાની પથારીની નજીક પડેલું મહાભારત ઉપાડી લેવા હાથ લંબાવતાં તેણે ઉંચું જોયું તો સામે જ વિશ્વેશ્વર ઉભો હતો.

વિશ્વેશ્વર નજીક આવી પથારીની એક બાજુએ બેસી જઇ બોલ્યો 'શું જોતી હતી? મહાભારત?'

સાવિત્રી પથારીથી જરા દૂર સરકીને ઉભી અને માથું હલાવી બોલી 'હા.'

'મારે તને એક વાત પુછવાની છે સાવિત્રી! પુછું? તું જવાબ આપીશ?'

સાવિત્રીએ ફરીથી ડોકું હલાવી જણાવ્યું કે તે જવાબ આપશે.

'જો તું જરા પણ શરમાજે માં, મારી પાસે શરમાવાનું કાંઈ કારણ પણ નથી. વારૂ હું જે કહેવા માંગું છું તે એ છે કે—તારે માટે જે મુરતીયો નક્કી કરેલ છે, તે બહુ જ સુપાત્ર છે. આ બાબતમાં તારી કાંઈ નામરજી તો નથી ને?'

સાવિત્રી કાંઈ બોલી નહીં. તે માથું નીચું નમાવી ચુપચુપ ઉભી રહી, તેની દૃષ્ટિ જમીન સામેજ નિબધ્ધ થઈ રહી. વિશ્વેશ્વરે ફરીથી પૂછ્યું 'બોલ, નહીં તો હું કાંઇક ઉલટું જ સમજી બેસીશ. તારી આમાં નામરજી છે?'

હવે સાવિત્રીએ જવાબ આપ્યો. મૃદુ અવાજે તે બોલી 'મારી નામરજી? શા માટે એમ પુછો છો?'

'કોણ જાણે. મને કેમ મનમાં થઈ આવ્યું કે તને એકવાર પુછી લેવું જોઇએ. મારી ખાત્રી છે કે આ લગ્નથી તું ભવિષ્યમાં બહુ જ સુખી થઇશ. નહીં થાય શું?'

'મને શા માટે પુછો છો? આપ જ્યારે કહો છો ત્યારે જરૂર તેમ થાશે.'

'હું કહું છું માટે' એમ શા માટે કહે છે સાવિત્રી? તું પોતે પણ શું એમ માનતી નથી?'

'હા–આપ જે કાંઈ કરો છો તે જરૂર મારા સારાને માટેજ કરો છો.'

'ખરેખર એમ છે, સાવિત્રી. તું કેમ સુખી થાય તે વાતનો ફક્ત હું રાત દિવસ વિચાર કરૂં છું–એ ચિંતા—'

તેને વચમાંજ અટકાવી સાવિત્રી બોલી 'તે હું જાણું છું. હું સમજું છું કે આપ દેવ છો. બોલતાં બોલતાં સાવિત્રીએ ઘુંટણ મંડીએ પડી વિશ્વેશ્વરને પ્રણામ કર્યાં. ભોંઠો પડી 'આ શું કરે છે સાવિત્રી' એમ કહેતો વિશ્વેશ્વર ઉઠીને ઉભો થઈ ગયો અને સરકીને જરા દૂર ઉભો; ગંભીર ચહેરે તેણે કહ્યું 'તું મને ઓળખતી નથી, તેથી જ તું આમ બોલે છે. તેં જે કહ્યું તેથી હું બરાબર વિપરિત છું. હું દેવ નથી; અતિ દુર્બળ મનનો માણસ છું.' બોલતાં બોલતાં વિશ્વેશ્વર ફિક્કું હસ્યો. એક ક્ષણ પછી નતમુખી સાવિત્રી તરફ જોઈ તે બોલ્યો 'તારે મને કાંઈ કહેવું છે સાવિત્રી? કાંઈ કહેવાનું હોય તો કહે, સંકોચ રાખજે માં.'

સાવિત્રી એકવાર તેની તરફ જોઈ વળી પાછી તુરતજ નીચું જોઈ જઈ મૃદુ સાદે બોલી 'એક વાત આપને પુછવા માંગું છું મારાં લગ્ન પછી શું તેઓ મને સાથે લઈ જશે?'

'તે તો જરૂર લઈ જશે! એમાં વળી પુછવાનું શું હોય! શા માટે તું આમ પુછે છે? બધીય છોકરીઓ સાસરે જઈને ધણીનું ઘર વસાવે છે.

'એટલા ખાતરજ પુછું છું. ત્યારે મારી મા પાસે કોણ રહેશે? દીદી નથી, હું પણ નહીં હોઉં. ત્યારે માની, કાલીની કોણ સંભાળ

રાખશે? લગ્ન પછી તમે મને અહીંજ રોકી રાખી શકો નહીં? કાંઈ નહીં તો થોડા જ દિવસો?'

વિશ્વેશ્વર જરા હસ્યો – ઘણું કરીને, સાવિત્રીની લજ્જાહીનતા ઉપર થોડું, અને થોડું તેને થતા ક્ષોભ ઉપર. હસીને તેણે કહ્યું 'એમ તે કાંઈ થાય સાવિત્રી, આમ શું તેમને કહી શકાય ખરું?'

સાવિત્રી ક્ષણવાર વિચારમાં પડી ગઈ. એક ક્ષુદ્ર નિશ્વાસ નાંખી તે બોલી, 'જવા દો ત્યારે. તમે તો અહીં છો જ ને. દાદા પણ હવે તો મા નું કહ્યું માને છે. તમે બધા મા ની સંભાળ રાખજો – મારે એમાં કહેવું પણ શું હોય.'

વિશ્વેશ્વર વળી પાછો હસીને બોલ્યો 'વિવાહની વાત કરતાં સાંભળતાં તું શરમાતી નથી સાવિત્રી?'

સાવિત્રીએ ડોકું ધુણાવ્યું – 'ના.'

વળી વિશ્વેશ્વરે પૂછ્યું 'બીજી છોકરીઓ તો શરમાઈ જાય. તું કેમ શરમાતી નથી?'

'જેઓ શરમાતી હોય તેઓ કાંઇ મારી પેઠે સગાં સ્નેહીઓની છાતીનાં લોહીનું પાણી કરવા, તેમને ચિંતારૂપ ને ભારરૂપ થઇ પડવા અવતરી હોતી નથી ને વિશુદા?'

'એવું બોલ માં સાવિત્રી, તું શું અમને ભાર રૂપ થઇ પડી છે?'

'કેમ નહીં? મારે ખાતર તમને બધાંને શું ઓછું દુઃખ ભોગવવું પડે છે – મુરતીયો જોવાની ઓછી દોડ ધામ કરવી પડે છે? તમારે કેટલી બધી તકલીફ ઉઠાવવી પડે છે?'

'એમાં તકલીફ જેવું કશું જ નથી સાવિત્રી, તને કેમ સુખી કરવી, તું કેમ સુખી થા એ જ માત્ર મારી ચિંતા છે; તમને સુખી જોઈ હું સુખી થઇશ. આ મુરતીયો જે મેં નિરધાર્યો છે, તેમાં તારો મત ન હોય, તો હજુ પણ કહી દેજે, હું હજુયે સંબંધ

તોડી નાંખી એના કરતાં પણ વધુ સારો મુરતીયો જોઈ નક્કી કરૂં. તું કહી દે એમાં તારો શું મત છે?

'એવું તલમાત્ર મનમાંયે આણશો નહીં. આપ ખરાબમાં ખરાબ જેને માનતાહો, એવા કોઇ પણ મુરતીયા સાથે મારાં લગ્ન કરો, તો પણ આપ નક્કી સમજજો કે હું તેથી સુખી થઇશ. તો પણ હું સમજીશ કે આપ દેવ છો, આપે મારી માને મોટી જવાબદારીમાંથી ઉગારી છે. દીદી અમને આપના હાથમાં સોંપી ગઇ છે.'

ભક્તિ ભર્યે હૃદયે નીચી નજરે મૃદુ પગલે સાવિત્રી ચાલી ગઇ. આત્મવિસ્મૃત સ્તંભિત વિશ્વેશ્વર વિચાર કરવા લાગ્યો કે આ દેવીઓ મૃત્યુલોકમાં શા માટે અવતરી હશે? શું ફકત દુઃખ ભોગવવા માટે જ? ના, ના, એમ કહીએ તો વિધાતાનું અપમાન કર્યું કહેવાય! સતી સાવિત્રી ઉપર હાથ મુકી આશિર્વાદ દઇ ગઇ છે, જરૂર – જરૂર તે સુખી થશે.

વિશ્વેશ્વરે વળી કમર કસી ભટ્ટાચાર્યને ઘેર જઇ લગ્નના કામકાજનો આરંભ કરી દીધો. ઘણી મોડી રાતે તે ઘેર પાછો આવી સુતો. બીજે દિવસે સાંજે વર સાથે જાન આવી પહોંચી. વિશ્વેશ્વરે તેમના વાસ્તે ઉતારો નક્કી કરી બધી ગોઠવણ કરી રાખી હતી; યથાયોગ્ય સત્કારપૂર્વક સામૈયું કરી તેમને ઉતારો આપ્યો. વરનું સુંદર રૂપ જોઇ વિશ્વેશ્વર રાજી થયો પણ વરના પિતાના અહંકારી વર્તનથી અને તેની અતૃપ્ત આકાંક્ષાથી તે નારાજ થયો. ગમે તેમ, માન અકરામ વિનય વિવેક અને ભોજન વગેરેની ધમાલમાં તે રાત વીતી ગઇ. બીજે દિવસે સવારમાં વહેલો ઉઠી વિશ્વેશ્વર બન્ને આંખો હાથો વડે ચોળતો ચોળતો ભટ્ટાચાર્યને ઘેર દોડ્યો. શરણાઇવાળાએ તે વખતે માંચડા ઉપરથી સવારનો રાગ તાલબધ્ધ વગાડવો શરૂ કરી દીધો હતો.

તુલસી ક્યારા પાસે ઘુંટણ મંડીયે પડી પ્રણામ કરી, સાવિત્રી ઉઠીને ઉભી થતી હતી. તે વખતે ઘરમાંનું કોઇ જણ હજુ ઉઠયું નહતું. વિશ્વેશ્વરને જરા મશ્કરી કરવાની મરજી થઇ, કારણ કે બધાની પહેલાં સાવિત્રી જ ઉઠી હતી. પણ મશ્કરી કરતાં તેની જીભ ઉપડી નહીં. તે અચંચલા સ્થિર-મૂર્તિ ઉદાસિનીના ચહેરા સામું જાણે ઉભા ઉભા જોઇજ રહેવાનું તેને મન થતું હતું; કોણ જાણે તે યોગિની કયા યોગમાં નિમગ્ના હશે! બહારનું ચંચલ વાતાવરણ તેને જરા પણ સ્પર્શ કરી શકયું નહોતું. કોણ જાણે, તે દેવી ક્યાયે આરાધ્ય દેવતાના ધ્યાનમાં નિમગ્ન હશે!



## ૧૬

સાંજ પડવા આવી, ઘર માણસોથી ચીકાર ભરાઇ ગયું, ચોતરફ હા હોંકારા, ધમાલ શોરબકોર ધાંધલ મચી રહી. ગામના બધાં માણસોને આમંત્રણો આપેલાં હોવાથી તે બધાં હાજર થઇ પોત પોતાનું કામ કરી દેખાડવાની ધમાલ કરતા હતા. સાંજ પછી ચોતરફ દીવા બત્તી થયાં, પહેલા ચોઘડીયામાં જ લગ્નનું મુહૂર્ત હતું. વિશ્વેશ્વર એકલો ચોતરફ વ્યવસ્થા કરવા મંડી પડયો હતો. અંતઃપુરમાં અન્નપૂર્ણા ગૃહિણી બન્યાં હતાં, જાહ્નવી આજે બધાની નજરથી દૂર જઇ બેઠી, જ્યાં સતીએ પ્રાણત્યાગ કર્યો હતો ત્યાં જઇ તે ચુપચુપ સુઇ ગઇ. થોડીવાર પછી સાવિત્રી આવીને તેની પાસે બેઠી, તેણે નવવધૂનો પહેરવેશ પહેરેલો હતો, માથા ઉપર કન્યા પત્રિકા હતી. જાહ્નવી હાંફળીફાંફળી ઉઠીને બેઠી થઇ જઇ બોલી 'તું અહીં શા માટે આવી દીકરી? હમણાં જ તારે પાટલા ઉપર બેસવું પડશે, જા દીકરી જા.'

'જાઉં છું મા, જરા તારી પાસે બેસી લઉં.'

'ના, ના, જા, જા – દીદી – દીદી ક્યાં ગઇ ?'

સાવિત્રીને કન્યાના આસન (બાજઠ) ઉપર ન જોતાં અન્નપૂર્ણા દોડતાં દોડતાં તે ઓરડામાં આવ્યાં; જાહ્નવીને ઠપકો આપ્યો. જાહ્નવીએ ધીરે ધીરે ઉઠી કન્યાને સાથે તેડી જઇ તેને યથાસ્થાને કન્યાના આસન ઉપર બેસાડી દીધી ! વિશ્વેશ્વર તે વખતે અન્નપૂર્ણા પાસેથી વરને આપવાનાં પોંચી, ચેન, ઘડીયાળ, હીરાની વીંટી વગેરે લઇ આવી બારણાં પાસે આવી ઉભો. બહાર વાજાંઓનો તુમુલ કોલાહલ અને શંખધ્વની સંભળાયો – એક ગૃહસ્થ દોડતા આવતા આવતા બોલ્યા 'અરે બાપુ, વરરાજા બારણે આવીને ઉભા છે – એ બધું પછી કરશો તો ચાલશે – બધા ય છોકરા કાચા – રે – કાચા – ચાલ ચાલ આ તરફ ચાલ જલદી.'

'આવ્યો' કહી વિશ્વેશ્વરે એકવાર ઓરડામાં નજર ફેરવી. તે વખતે સાવિત્રી ચંડીનું પુસ્તક ખોળામાં રાખી લક્ષ્મીપૂજા કરવા સારૂ ત્રભાણામાંનું જલ આમતેમ હાથવડે હલાવતી હતી; ફુલના મુકુટમાં લટકતા હારોથી તેનું મોં ઢંકાયેલું હતું. વિશ્વેશ્વર ધીમે ધીમે માંડવા ભણી ચાલ્યો. કોઇ અજાણ્યા ભયથી ખરેખર તેના પગ ધ્રુજતા હતા.

વરરાજા પોંખાઇને માંડવામાં આવ્યા. વરપક્ષ અને કન્યાપક્ષ વાળાઓ – જાનૈયા માનૈયા – વચ્ચે વાદવિવાદ, ઠઠ્ઠા, મશ્કરીની ધમાલ ચાલવા લાગી. વરરાજા ગંભીર ચહેરે હાથમાં આરીસો લઈ બેઠા હતા. વિશ્વેશ્વરે આવી એક બાજુ ઉભા રહી એકવાર તેના સામું જોયું. વરનો બાપ એક બાજુ બેસી પોતે બહુ જ ઓછા વહેવારમાં રાજી થઈ વિવાહ કરવા પ્રવૃત્ત થયો હતો, તે બદ્દલ બહુ જ પસ્તાવો કરતો હતો, અને ઉત્સુક પરોપકારી ગામના કર્તા હર્તાઓ તેને ઘેરી લઈ બેઠા બેઠા ધીમે સાદે તેને જાતજાતની આશાઓ આપતા હતા.

ગાંયજાએ આવીને કહ્યું 'શેઠ હવે વાર શું કામ લગાડો છો? અંદર બધું તૈયાર છે' વિશ્વેશ્વરે હરિને બોલાવી શું બોલવું જોઇએ, તે શિખવ્યું. હરિએ હાથ જોડી નમ્રસ્વરે કહ્યું 'ત્યારે હવે બધા આજ્ઞા આપો, કન્યાને પાત્રસ્થ (વરને અર્પણ) કરીએ.

'હા. હા! જરૂર જરૂર' શબ્દો સાથે વરના બાપનો ડફ ઢોલ જેવો ઘોઘરો ઘાંટો સંભળાયો 'પહેલાં પહેરામણીના કબુલેલા રૂપીયા લાવી અહીં માંડવા વચ્ચે તો મૂકો–પછી બીજી બધી વાત.'

'બરાબર છે, એમાં કહેવાનું શું હોય. આ લ્યો થેલી સંભાળો. હવે વરરાજાને ઉઠાડીયે?'

વરના બાપે રૂપીયા ગણતાં ગણતાં ડાબો હાથ ઉંચો કરી મના કરી. નારાજ મને હરિ અને વિશ્વેશ્વર ગુપચુપ ઉભા રહી ગયા. રૂપીયા ગણી લઈ મહિષાસુર કાંતિ વરના બાપ બોલી ઉઠયા 'અરે આ તો ત્રણ હજાર રૂપીયા જ છે, હવે વરને આપવાનાં ઘરેણાં લુગડાં, કન્યાને આપવાનાં ઘરેણાં લુગડાં એ બધું અમારે જોવું છે! પછી પાછળથી ગડબડ થઈ રામબોલો જેવું થાય તે કામનું નહીં. કન્યાને માંડવામાં લઈ આવી બધાને દેખાડો અમારે ત્યાં લગ્નમાં એવી રીત છે."

વિશ્વેશ્વર જરા તપી જઇને બોલ્યો 'અમને એવા હલકટ માણસો સમજો છો કે શું? કન્યાને હમણાં માંડવા–ફાંડવામાં લઈ અવાશે નહીં, તમારે જોવી હોય તો ચાલો ઘરમાં, ત્યાં આવીને જુઓ.'

'એમાં આંખ લાલ કરવાનું કામ નથી બાપુ! આ તો ચોખ્ખી લેવા દેવાની વહેવારની વાત છે! માંડવામાં હમણાં કન્યા લાવવામાં શું વાંધો છે? અમારા ગામની એ રીત છે' ઘણાઓએ વરના બાપને અનુમોદન આપ્યું.

વિશ્વેશ્વર મક્કમ અવાજે બોલ્યો 'તમારા ઘરની રીત અહીં ચાલશે નહીં–કન્યાને હમણાં માંડવામાં લાવી શકાશે નહીં. માયરાનું

કામ પતી ગયા પછી કન્યા માંડવે આવશે.' આખરે બે ગૃહસ્થોએ વચમાં પડી સમાધાન કરાવતાં વરનાં બાપને સલાહ આપી તેના કાનમાં કહ્યું 'આવી નજીવી વાતમાં બહુ તાણી તોડોમાં–ચાલોને ઘરમાં–ત્યાં બધું પતાવી લેશું.'

વરરાજા, વરનો બાપ અને કન્યા પક્ષના થોડાંક માણસો ઘરમાં ગયા. વરાભરણ (પહેરામણીના લુગડાં ઘરેણાં) વીગેરે જોઈ વરના બાપ ઘોઘરે સાદે બોલ્યા 'કન્યા લાવો, કન્યા લઈ આવો.'

સ્ત્રીઓનાં ટોળાંમાંથી અવાજ આવ્યો 'ઓ, મા પહેલાં સ્ત્રી આચાર તો થઈ જવાદો પછી લગ્નની વાત.'

હરિ વરંડામાંથી ધમકી આપતો બોલ્યો 'એક બાજુ રાખો તમારો સ્ત્રી આચાર! વરના બાપને જોવા તો દીઓ. પસંદ આવે પછી બીજી બધી વાત. આ કાંઈ વિવાહ સારૂ કન્યાને લઈ જવામાં આવતી નથી આ તો માલ ઘરાકને દેખાડવા લઇ જવાય છે.'

અવગુંઠનવતી સાવિત્રીને ચલાવી લાવી હરિએ વરના બાપ પાસે બેસાડી દીધી. વરનો બાપ એક પછી એક બધાં ઘરેણાં જોઈ લઈ હસતે મોઢે ઉઠીને ઉભો થયો, 'વારૂ હવે તમે કન્યાને લઇ જઇ તમારો સ્ત્રી આચાર શરૂ કરો. હા–પણ કન્યાનો બાપ કોણ છે?' હરિએ વિશ્વેશ્વર તરફ જોતાંજ વિશ્વેશ્વર હરિને દેખાડીને બોલ્યો 'એ જ કન્યાના પિતા, કન્યાના મોટા ભાઇ.'

'તે ભલે–તે વારૂ–હા–હા–જુઓ હજુ એક વાત છે–એ વાત તમારે પહેલેથીજ કહી દેવી જોઇતી હતી, મને એવી ખબર હોત તો હું શું ચટપટ આમ લગ્ન કરવા દોડયો આવત? પણ વારૂ બનવાનું બની ગયું હવે બીજા એક હજાર રૂપીઆ મને મળે તોજ હું રાજી થાઉં. તેનું કારણ એ કે તમે ખાનદાન ગૃહસ્થ છો તમે નાત બહાર થાઓ તેવું હું ઇચ્છતો નથી!'*

* બંગાળમાં એવો રીવાજ પ્રચલિત છે કે છેલ્લી ઘડીયે પણ જો વરનો બાપ

વિશ્વેશ્વર વચમાં જ બોલી ઉઠ્યો 'વળી શાના રૂપીયા શેઠ? આ તો આપ જાતજાતનાં છીંટાં શોધ્યા કરો છો કે શું? તમારે વરરાજાને પરણાવવાનો વિચાર નથી કે શું?'

'હા—હા—તમે કોણ બાપુ? તમે વચ્ચે શા માટે બોલો છો? હું કન્યાના બાપ સાથે—'

અકળાયેલો હરિ વચમાં જ બોલી ઉઠ્યો 'એ જ કન્યાના વડીલ છે, મહાશય, આપને જે કહેવું હોય તે એમને જ કહો.'

'ત્યારે એમજ કહો ને ભાઈ—ત્યારે તો તમે ઘણી વિદ્યા જાણતા લાગો છો! કોણ કન્યાનો વડીલ તેનું જ કાંઇ ઠેકાણું નથી! જેવું પવિત્ર કુળ તેવી જ છેતરપીંડી. આ જગ્યાએ શું માણસ છોકરાનાં લગ્ન કરવા આવતા હશે?'

મહામહેનતે ગુસ્સો દાબી રાખી વિશ્વેશ્વર બોલ્યો 'કહો શું કહેવા માંગો છો આપ, હું જ કન્યાનો વડીલ છું.'

'ત્યારે એમ જ કહોને ભાઇ—ત્યારે આટલી વાર આ બધી છેતરપીંડી શાની ચાલતી હતી? બીજા એક હજાર રૂપીઆ નહીં આપો તો હું વરને પરણાવી શકીશ નહીં.'

'કેમ? શા માટે? ઠરાવેલા રૂપીઆ પાઇએ પાઇ આપે ચુકતે ગણી લીધા છે ને?'

'તમારૂં કુળ આવું પવિત્ર હશે તેની મને શી ખબર? કન્યાની મોટી બ્હેનનું ચરિત્ર સારૂં નહોતું—ઝેર ખાઇને મરી ગઇ છે એમ સાંભળ્યું છે.'

---

વચન ભંગ કરી ઠરાવેલી રકમ કરતાં વધુ 'પણ' માગે તો તે આપવું પડે. ન આપે તો વર પરણ્યા વગર પાછો જાય અને પરણવા ઉતરેલી કન્યાને તેજ રાતમાં બીજો મુરતીયો ગોતી ન પરણાવી શકાય તો કન્યાનો બાપ નાત બહાર થાય. 'અનુવાદક.'

'વિશ્વેશ્વર ઘાંટો પાડી બોલી ઉઠ્યો 'ખબરદાર ! કોની એમ બોલવાની મગદુર છે ! મોઢું સંભાળીને બોલજો.'

'શાનું મોઢું સંભાળવું વળી. મારે મારા દીકરાને નથી પરણાવો. જાઓ. તમારાથી થાય તે કરી લીઓ. જોઉં તો ખરો કે તમે શું કરો છો ! ચાલ વરેન્દ્ર ઉઠ અહીંથી.' વર બાજઠ ઉપરથી ઉઠી ઉભો થઇ ગયો. બધાએ 'હાં-હાં' કરી પાસે જઇને વરને પકડી રાખ્યો. બે ચાર જણ વરના બાપ પાસે ગયા અને કહ્યું 'શેઠ આ શું કરો છો ? તમે જરા સબુર કરો, ધીમા પડો અમે બધું પતાવી દઇએ છીએ – ઉતાવળા થાવ માં – આકરા થાવ માં.'

'અરે કન્યા પરણવા આવતાં વળી આ જુલમ કેવો ? હું જોઉં તો ખરો કે તમે કન્યાને કેમ પરણાવી લીઓ છો ?'

'સબુર, શેઠ સબુર, આકરા થાવ માં અમે બધું પતાવી દઇએ છીએ.' પર શુભાકાંક્ષી મંડલ કુટુંબમાંથી બે ચાર જણાઓ આવી કાષ્ટ પુત્તલિકાની જેમ હાથની અદબવાળી સ્થિર ઉભેલા વિશ્વેશ્વરની પીઠમાં ધીમેથી થાપો મારી બોલ્યા 'અરે આટલું કર્યું તો હવે આ નજીવી વાત સારૂં આમ શું કરે છે ! ફક્ત હજાર રૂપીયાનો જ સવાલ છે ને ? વધુ તો નથી ને ! દઇ દે જલદી, પછી તારી મરજી હશે તો ગામમાંથી ખરડો કરી એટલા રૂપીયા અમે તને ભેગા કરી આપશું. જા-જા રૂપીયા લાવી બધું પતાવી દે. ગાંડો થા મા. લગ્નનું ચોઘડીયું વીતી જાય છે.'

સ્ત્રી મંડળ ચિત્ર પુત્તલિકાની જેમ વરંડામાં ઉભું થઈ રહ્યું. તેમના હાથમાંનો શંખ હાથમાં, મોઢાના ગીત મોઢામાં રહી ગયાં. વિશ્વેશ્વરે જોયું કે બાજુમાં જ કોઇક ચક્કર ખાઇ જમીન ઉપર ઢળી પડયું હતું; અન્નપૂર્ણા તેની સારવાર કરતી કરતી મોટે સાદે બોલી ઉઠી 'અહીં આવીને જોઇતા રૂપીયા લઈ જાવ – ચાલો લગ્ન ખોટી થાય છે વાર લગાડો માં.'

વિશ્વેશ્વર સમજ્યો. મુર્છિતા સ્ત્રી જાહ્નવી હતી. બાજુમાં ઉભેલો હરિ ગભરાયેલે ચહેરે તેની તરફ જોઈ રહ્યો હતો. એક નિમેષમાં તેણે સાવિત્રીને જોઈ લીધી – તે તેવી જ અવગુંઠન – મુખી, ગુપચુપ ઉભી હતી. વિશ્વેશ્વર મક્કમ અવાજે બોલ્યો 'સાંભળો, અમારી છેવટની વાત સાંભળી લ્યો, કન્યાની બ્હેન દેવી સ્વરૂપા હતી, તે સ્વર્ગે ગઈ છે. હું કોઈ પણ રીતે એક પૈસો પણ વધુ આપનાર નથી, વરને પરણાવવો હોય તો ભલે નહીં તો રસ્તો પકડો. જેવી તમારી મરજી.'

બધા 'હાં હાં' કરી ઉઠ્યા. 'શું કરે છે વિશ્વેશ્વર – શું બોલે છે? હરિ રડતે સાદે બોલ્યો 'વિશુ, બાબુ, તમે શું બોલો છો!' મક્કમ અવાજે વિશ્વેશ્વર બોલ્યો 'હરિ તું જરા સબુર કર. સાંભળો હું હવે બીજા રૂપીયા આપું એ સ્વપ્ને યે ધારશો નહીં. પણ હું વરરાજાને ઉદ્દેશીને કહું છું કે જે રત્ન આજ અમે એમને આપવા ઇચ્છીએ છીએ તેનું મુલ્ય તે જો સમજી શકે તો સમજે કે તે અત્યંત ભાગ્યશાળી છે. જુઓ જોઇએ આ રત્ન કીંમત આપીને ખરીદી શકાય ખરૂં?'

વિશ્વેશ્વરે સાવિત્રીના પાસે આવી તેનો ઘુમટો ખોલી નાંખી ફુલનો મુકુટ ઉતારી દુર ફેંકી દીધો અને સાવિત્રીનું મોં વર તરફ ફેરવી બોલ્યો 'જુઓ જોઇએ આ રત્નની શી કીંમત હોય?'

વરરાજા ગંભીર અવાજે બોલ્યો 'મારા પિતા અહીં હાજર છે ત્યાં મને એ વાત કહેવી નકામી છે.'

વરનો બાપ બોલી ઉઠ્યો 'અરે બાપુ તું ઉઠીને અહીં આવતો રહે ને – આ લોકોને કાંઈ વિવાહ કરવા નથી – નખરાં કરવાં છે નખરાં – ચાલો આપણે જઇએ.' સાચા શુભચિંતકો બોલ્યા 'વિશુ તું આ શું કરે છે? હજુએ સમજી જા.'

'હું સમજેલો જ છું.'

વરપક્ષવાળા બોલ્યા 'વારૂ હજાર નહીં તો પાંચસો આપો.'

'એક પૈસો પણ વધુ નહીં.'

વિચક્ષણ પટેલીયાઓ વરના બાપ પાસે આવી આંખમીંચામણી કરી બોલ્યા 'હવે વધુ તાણી તોડો માં. દાવ છટકી જશે. હવે તો પહેલાં ઠરાવેલી રકમમાંજ રાજી થઈ જાઓ.' પછી તેઓ મોટે સાદે બોલી ઉઠ્યા 'વારૂ, ચાલો ચાલો, અમે બધું પતાવી દઈએ છીએ, શેઠ, ગૃહસ્થ માણસને આમ નાત બહાર થવાની સ્થિતિમાં મુકવા એ સારૂં કહેવાય? તમને ભલે હવે થોડી ઘણી ખોટ જાય. તમે પ્રથમ નક્કી કરેલ કરાર મુજબ લગ્ન કરવાનું કબુલ કરી લીઓ. તમે મોટા છો અહીં તો બધી છોકરવેજા છે. અરે હરિ ક્યાં ગયો, જા ભાઇ કન્યાને બાજઠ ઉપર બેસાડ જોઉં. વરરાજા તમે પણ તમારા બાજઠ ઉપર જઇને બેસો જોઇએ. ચાલો – અરે વિશ્વેશ્વર – હવે વાર શાની છે?'

વિશ્વેશ્વર હાલ્યો નહીં. પથ્થરની માફક અટલ ઉભો રહી મક્કમ અવાજે તે બોલ્યો 'આપ હવે મને કાંઈ કહેશો નહીં. વરરાજાને ઉઠાડીને લઇ જાઓ. આટલું જોયા જાણ્યા પછી આવા કસાઇઓના હાથમાં એક બાલિકાને સોંપી દીએ તે સોંપનાર પોતે પણ કસાઇથી અધમ સમજવો. આપ સીધાવો – પધારો – અમે કન્યા પરણાવવાના નથી જાઓ.'

બધા હેબતાઈ જ ગયા. વિશ્વેશ્વર જે બોલતો તે બરાબર પાળતો એ વાત બધા ય જાણતા હતા. હળાહળ અપમાન થયેલું સમજી જાનવાળા માણસો હાથપગ પછાડતા પછાડતા ઘરમાંથી બહાર નિકળવા લાગ્યા. શુભેચ્છક રામતનુ સાન્યાલે કહ્યું 'વિશ્વેશ્વર આ શું કર્યું! હજુ યે સમજી જા કહે તો પાછા બોલાવી લાવું – નહીં તો આ બ્રાહ્મણ કન્યાની જાત જશે.'

'શા માટે જાત જાય? બીજા મુરતીયા સાથે પરણાવી દીઓ.'

'બીજો મુરતીયો ક્યાં છે? અને આટલી મોડી રાતે મુરતીયો મળે પણ ક્યાંથી?'

'બહુ છેટે શોધવા જવું પડે તેમ નથી, નજીકમાંજ છે. સાન્યાલ મહાશય, નોતરેલા સાજનોની સરભરા કરવાનું કામ તમને સોંપું છું, તમે બધી તજવીજ કરો. નિવારણ, હરિશ તમે પણ જાઓ અને બધી ગોઠવણ કરો. હુંજ આ લગ્નનો મુરતીયો થાઉં છું.'

એકાએક ત્યાં વીજળી પડી હોત તો પણ કોઇ આટલું હેબતાઇ જાત નહીં. મંડલ કુટુંબવાળા કાખલી કુટતા થંભી ગયા. બધા એકી સાથે બોલી ઉઠ્યા 'શું છે, શું હકીકત છે?' કહી શોરબકોર કરવા લાગ્યા.

વિશ્વેશ્વર બોલ્યો 'હકીકત બીજી કાંઈ નથી. મારા પિતા હૈયાત નથી તેથી મારે પોતાને મારૂં કામ સંભાળી લેવું પડે છે. તમે બધા શુભ કામમાં મદદ કરો. બધા થોડી વાર ચુપ જ થઈ ગયા. એક બે વૃદ્ધ પુરૂષો ટોળામાંથી આગળ વધી આવી વિશ્વેશ્વરને ધન્યવાદ આપવા લાગ્યા. વિશ્વેશ્વરે તેમને પ્રણામ કર્યા અને માસીબા તરફ ફરી હાંક મારી બોલ્યો 'માસીબા.'

અન્નપૂર્ણાએ ભીડમાંથી બહાર આવી વિશ્વેશ્વરનું માથું નાના બાળકના માથાની જેમ પોતાની છાતી ઉપર રાખી મસ્તક ઉપર ચુંબન કર્યું બન્ને હાથે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર તેના માથા ઉપર હાથ ફેરવી આશીર્વાદ આપી દુઃખણા લીધાં! વિશ્વેશ્વર માસીબા તથા જાહ્નવીના ચરણોમાં પ્રણામ કરી માંડવામાં આવી ઉભો, અને સાન્યાલને કહ્યું 'ત્યારે હવે હું બાજઠ ઉપર બેસું? હવે બધો ભાર તમારા ઉપર છે.'

'એની તું ફીકર કરજે માં. અમે બધું કામ ઉપાડી લેશું – તને હવે જે ઠીક લાગે તે ખુશીથી કર.'

વિશ્વેશ્વરે વરની પોંચી ઉપાડીને પહેરી લીધી અને વરના આસન ઉપર જઈ બેઠો; પુરોહિત બોલ્યો 'ઉંહૂં, ઉંહૂં, પહેલાં સ્ત્રી-આચાર પોંખણું, શુભ દૃષ્ટિ* – પછી હસ્ત મેળાપ અને કન્યાદાન.'

હવે વિશ્વેશ્વર કિંકર્તવ્ય વિમૂઢ થઇ ઉભો રહ્યો. નવરા ઉભેલા યુવકો ઉત્સાહમાં આવી જઈ વરને પોંખવાની જગ્યાએ લઇ ગયા. તુમુલ શબ્દથી શંખનાદ અને મંગળ ગીતો ગાતી સ્ત્રીઓ વરની સામે આવી ઉભી. વરનાં નાક અને કાન ઉપર કોઇએ જરા પણ દયા દેખાડી નહીં. સ્ત્રીઓ છુટ લઇ વરરાજાની અનેક પ્રકારની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગી. કોઇ કાન તાણે, કોઇ નાક તાણે વીગેરે વીગેરે. યુવકોમાંથી એક બે જણા વિશ્વેશ્વરને ઉદ્દેશીને બોલી ઉઠ્યા 'વર થાવું કાંઈ સ્હેલું નથી બાપુ, હવે સાંભળજે.' વર કન્યા કંસાર જમ્યાં. કન્યાને પધરાવી બાજઠ ઉપર બેસાડવામાં આવી. જાહ્નવીને ઢંઢોળી ઉઠાડી અન્નપૂર્ણા બોલ્યાં 'અભાગણી એકવાર જો તો ખરી.' શુભ દૃષ્ટિ થઈ ગઇ, સપ્તપદી બોલાઇ ગઇ, વર કન્યાને પાછાં બાજઠ ઉપર બેસાડવામાં આવ્યાં, હરિએ જમણી બાજુ બેસી કન્યાદાન આપ્યું. વિશ્વેશ્વરે જમણે હાથે કન્યાનો હાથ ગ્રહણ કરી હરિ તરફ જોઈ ઇસારો કરી કાંઈક કહ્યું. તે ઘણીવારથી સાવિત્રીની નિસ્પંદ સ્થિતિ જોયાં કરતો હતો. ઇસારો સમજી હરિ સાવિત્રીના માથા ઉપર હાથ ફેરવી તેના ચહેરા સામું જોઇ ગભરાયેલે સાદે બોલી ઉઠ્યો 'અરે રે ત્યારે હવે – હવે શું થશે?'

પુરોહિતે પૂછ્યું 'શાનો ઉપાય? શું થયું છે?'

'જી કન્યાની તબીયત બગડી આવી છે.'

---

* બંગાલમાં શુભ દૃષ્ટિનો નિયમ છે. વર કન્યાને સામ સામા બેસાડી ઉપર વસ્ત્ર ઓઢાડી એક બીજા સામે દૃષ્ટિ કરાવવી તેનું નામ શુભ દૃષ્ટિ.

'અનુવાદક.'

'બીજો મુરતીયો ક્યાં છે? અને આટલી મોડી રાતે મુરતી મળે પણ ક્યાંથી?'

'બહુ છેટે શોધવા જવું પડે તેમ નથી, નજીકમાં જ સાન્યાલ મહાશય, નોતરેલા સાજનોની સરભરા કરવાનું કામ તમ સોંપું છું, તમે બધી તજવીજ કરો. નિવારણ, હરિશ તમે જાઓ અને બધી ગોઠવણ કરો. હું જ આ લગ્નનો મુરત થાઉં છું.'

એકાએક ત્યાં વીજળી પડી હોત તો પણ કોઇ આટલું હેબત જાત નહીં. મંડલ કુટુંબવાળા કાખલી કુટતા થંભી ગયા. બ એકી સાથે બોલી ઉઠ્યા 'શું છે, શું હકીકત છે?' કહી શોરબ કરવા લાગ્યા.

વિશ્વેશ્વર બોલ્યો 'હકીકત બીજી કાંઈ નથી. મારા પિ હૈયાત નથી તેથી મારે પોતાને મારૂં કામ સંભાળી લેવું પડે તમે બધા શુભ કામમાં મદદ કરો. બધા થોડી વાર ચુપ જ ગયા. એક બે વૃદ્ધ પુરૂષો ટોળામાંથી આગળ વધી આવી વિશ્વેશ્વ ધન્યવાદ આપવા લાગ્યા. વિશ્વેશ્વરે તેમને પ્રણામ કર્યા અને માસ તરફ ફરી હાંક મારી બોલ્યો 'માસીબા.'

અન્નપૂર્ણાએ ભીડમાંથી બહાર આવી વિશ્વેશ્વરનું માથું ન બાળકના માથાની જેમ પોતાની છાતી ઉપર રાખી મસ્તક ઉ ચુંબન કર્યું બન્ને હાથે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર તેના મ ઉપર હાથ ફેરવી આશીર્વાદ આપી દુઃખણા લીધાં! વિશ્વેશ્વર માસ તથા જાહ્નવીના ચરણોમાં પ્રણામ કરી માંડવામાં આવી ઉ અને સાન્યાલને કહ્યું 'ત્યારે હવે હું બાજઠ ઉપર બેસું? હવે બ ભાર તમારા ઉપર છે.'

'એની તું ફીકર કરજે માં. અમે બધું કામ ઉપાડી લેશ તને હવે જે ઠીક લાગે તે ખુશીથી કર.'

વિશ્વેશ્વરે વરની પોંચી ઉપાડીને પહેરી લીધી અને વરના આસન ઉપર જઈ બેઠો, પુરોહિત બોલ્યો 'ઉંહૂં, ઉંહૂં, પહેલાં સ્ત્રી-આચાર પોંખણું, શુભ દૃષ્ટિ* – પછી હસ્ત મેળાપ અને કન્યાદાન.'

હવે વિશ્વેશ્વર કિંકર્તવ્ય વિમૂઢ થઇ ઉભો રહ્યો. નવરા ઉભેલા યુવકો ઉત્સાહમાં આવી જઈ વરને પોંખવાની જગ્યાએ લઇ ગયા. તુમુલ શબ્દથી શંખનાદ અને મંગળ ગીતો ગાતી સ્ત્રીઓ વરની સામે આવી ઉભી. વરનાં નાક અને કાન ઉપર કોઇએ જરા પણ દયા દેખાડી નહીં. સ્ત્રીઓ છુટ લઇ વરરાજાની અનેક પ્રકારની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગી. કોઇ કાન તાણે, કોઇ નાક તાણે વીગેરે વીગેરે. યુવકોમાંથી એક બે જણા વિશ્વેશ્વરને ઉદ્દેશીને બોલી ઉઠ્યા 'વર થાવું કાંઈ સ્હેલું નથી બાપુ, હવે સાંભળજે.' વર કન્યા કંસાર જમ્યાં. કન્યાને પધરાવી બાજઠ ઉપર બેસાડવામાં આવી. જાહ્નવીને ઢંઢોળી ઉઠાડી અન્નપૂર્ણા બોલ્યાં 'અભાગણી એકવાર જો તો ખરી.' શુભ દૃષ્ટિ થઈ ગઇ, સપ્તપદી બોલાઇ ગઇ, વર કન્યાને પાછાં બાજઠ ઉપર બેસાડવામાં આવ્યાં, હરિએ જમણી બાજુ બેસી કન્યાદાન આપ્યું. વિશ્વેશ્વરે જમણે હાથે કન્યાનો હાથ ગ્રહણ કરી હરિ તરફ જોઈ ઇસારો કરી કાંઇક કહ્યું. તે ઘણીવારથી સાવિત્રીની નિસ્પંદ સ્થિતિ જોયાં કરતો હતો. ઇસારો સમજી હરિ સાવિત્રીના માથા ઉપર હાથ ફેરવી તેના ચહેરા સામું જોઇ ગભરાયેલે સાદે બોલી ઉઠ્યો 'અરે રે ત્યારે હવે – હવે શું થશે ?'

પુરોહિતે પૂછ્યું 'શાનો ઉપાય ? શું થયું છે ?'

'જી કન્યાની તબીયત બગડી આવી છે.'

---

* બંગાલમાં શુભ દૃષ્ટિનો નિયમ છે. વર કન્યાને સામ સામા બેસાડી ઉપર વસ્ત્ર ઓઢાડી એક બીજા સામે દૃષ્ટિ કરાવવી તેનું નામ શુભ દૃષ્ટિ.

'અનુવાદક.'

'બીજો મુરતીયો ક્યાં છે? અને આટલી મોડી રાતે મુરતીયો મળે પણ ક્યાંથી?'

'બહુ છેટે શોધવા જવું પડે તેમ નથી, નજીકમાંજ છે. સાન્યાલ મહાશય, નોતરેલા સાજનોની સરભરા કરવાનું કામ તમને સોંપું છું; તમે બધી તજવીજ કરો. નિવારણ, હરિશ તમે પણ જાઓ અને બધી ગોઠવણ કરો. હું જ આ લગ્નનો મુરતીયો થાઉં છું.'

એકાએક ત્યાં વીજળી પડી હોત તો પણ કોઇ આટલું હેબતાઇ જાત નહીં. મંડલ કુટુંબવાળા કાખલી કુટતા થંભી ગયા. બધા એકી સાથે બોલી ઉઠ્યા 'શું છે, શું હકીકત છે?' કહી શોરબકોર કરવા લાગ્યા.

વિશ્વેશ્વર બોલ્યો 'હકીકત બીજી કાંઈ નથી. મારા પિતા હૈયાત નથી તેથી મારે પોતાને મારૂં કામ સંભાળી લેવું પડે છે. તમે બધા શુભ કામમાં મદદ કરો. બધા થોડી વાર ચુપ જ થઈ ગયા. એક બે વૃદ્ધ પુરૂષો ટોળામાંથી આગળ વધી આવી વિશ્વેશ્વરને ધન્યવાદ આપવા લાગ્યા. વિશ્વેશ્વરે તેમને પ્રણામ કર્યાં અને માસીબા તરફ ફરી હાંક મારી બોલ્યો 'માસીબા.'

અન્નપૂર્ણાએ ભીડમાંથી બહાર આવી વિશ્વેશ્વરનું માથું નાના બાળકના માથાની જેમ પોતાની છાતી ઉપર રાખી મસ્તક ઉપર ચુંબન કર્યું બન્ને હાથે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર તેના માથા ઉપર હાથ ફેરવી આશીર્વાદ આપી દુ:ખણા લીધાં! વિશ્વેશ્વર માસીબા તથા જાહ્નવીના ચરણોમાં પ્રણામ કરી માંડવામાં આવી ઉભો, અને સાન્યાલને કહ્યું 'ત્યારે હવે હું બાજઠ ઉપર બેસું? હવે બધો ભાર તમારા ઉપર છે.'

'એની તું ફીકર કરજે માં. અમે બધું કામ ઉપાડી લેશું- તને હવે જે ઠીક લાગે તે ખુશીથી કર.'

# ૧૭

સમય ધીમે ધીમે પોતાના સાંવત્સરિક આવર્તનનો અરધો રસ્તો કાપી આગળ વધવા લાગ્યો હતો. પ્રત્યેક વર્ષની જેમ આ વરસે પણ વિશ્વેશ્વરના રહેવાના ઘરના બગીચામાંનાં આમ્રવૃક્ષો થોક થોક મોર અને તામ્રવર્ણું નવ પલ્લવ પાંદડાઓથી શોભી ઉઠયાં; મધમાખીઓને ઘડીની ફુરસદ નહોતી. સરળ ઉન્નતશીર્ષ નાળીએર તરૂઓ ટાઢના હાથમાંથી બચી જતાં છુટકારાનો દમ ખેંચી હરિત્ શાખા–પ્રશાખા વિસ્તારી વાયુની સહાયથી પોતાનું નવીન મસ્તક ડોલાવતાં હતાં. પપનસના બે વૃક્ષો કુઠિતા નવવધૂની માફક હરિત્ વસ્ત્રો પહેરી જાણે એક બાજુ ઉભાં હતાં. અર્ધ સ્ફુટ ફુલો સાથે વાયુ દેવ અમોદ પ્રમોદ કરતા હતા! તે તેમને ડોલાવતા હતા, ખેરી પાડતા હતા, તેમની ગંધ હરણ કરી જઈ આમ તેમ ચોતરફ દોડા દોડી કરતા હતા, ક્ષુદ્ર બાલિકાની પેઠે ડોલર, જુઈ, મલ્લિકા વગેરે ફુલ ઝાડો પોત પોતાની શોભા [illegible]ંધી દેખાડવા મથતાં હતાં, બની શકે તેટલાં છુપાઈ રહી પવનની

'તે બગડી આવે જ તો, જે ચોંકાવનારા બનાવો બની ગયા. આ તો થોડીવારમાં બેભાન થઈ જશે. વરરાજા હવે થોડા મંત્રો જલદી જલદી બોલીને પુરા કરી નાંખો જોઉં!'

લગ્ન થઈ ગયાં. હરિએ બેબાકળે અવાજે બુમ મારી 'માસીબા કોઈ આ તરફ આવજો તો જરા' જાહ્નવી આવી સાવિત્રીનું જમીન પર ઢળી પડેલું માથું ખોળામાં લઈ બેઠી. અન્નપૂર્ણા વાયુ ઢોળી સાવિત્રીનાં મોં ઉપર પાણી છાંટવા લાગ્યાં. થોડીવારે સાવિત્રીને જરા ભાન આવ્યું. જાહ્નવીએ પૂછ્યું 'સાવિ, દિકરી શું થાય છે માડી? આજ મને રત્નાગર સાગરનું અણમોલ રત્ન મલ્યું છે દિકરી તું આંખો ઉઘાડી જરા જો તો ખરી.' સાવિત્રી બે હાથવડે માને ગળે બાઝી પડી રડતી રડતી બોલી 'મા દીદી ક્યાં! મા, દીદીને બોલાવ.'



# ૧૭

સમય ધીમે ધીમે પોતાના સાંવત્સરિક આવર્તનનો અરધો રસ્તો કાપી આગળ વધવા લાગ્યો હતો. પ્રત્યેક વર્ષની જેમ આ વરસે પણ વિશ્વેશ્વરના રહેવાના ઘરના બગીચામાંનાં આમ્રવૃક્ષો થોકે થોક મોર અને તામ્રવર્ણ નવ પલ્લવ પાંદડાઓથી શોભી ઉઠયાં; મધમાખીઓને ઘડીની પુરસદ નહોતી. સરળ ઉન્નતશીર્ષ નાળીયેર તરૂઓ ટાઢના હાથમાંથી બચી જતાં છુટકારાનો દમ ખેંચી હરિત્ શાખા-પ્રશાખા વિસ્તારી વાયુની સહાયથી પોતાનું નવીન મસ્તક ડોલાવતાં હતાં. પપનસના બે વૃક્ષો કુઠિતા નવવધૂની માફક હરિત્ વસ્ત્રો પહેરી જાણે એક બાજુ ઉભાં હતાં. અર્ધ સ્ફુટ ફુલો સાથે વાયુ દેવ અમોદ પ્રમોદ કરતા હતા! તે તેમને ડોલાવતા હતા, ખેરી પાડતા હતા, તેમની ગંધ હરણ કરી જઈ આમ તેમ ચોતરફ દોડા દોડી કરતા હતા, ક્ષુદ્ર બાલિકાની પેઠે ડોલર, જુઈ, મલ્લિકા વગેરે ફુલ ઝાડો પોત પોતાની શોભા [illegible]ંધી દેખા[illegible]ા મથતાં હતાં, બની શકે તેટલાં છુપાઈ રહી પવનની

નજર ચુકાવી દેવા પ્રયત્ન કરતાં જણાતા હતાં. બધું પ્રત્યેક વર્ષના જેવું જ હતું કાંઈ ખાસ નવીન નહોતું, પણ વિશ્વેશ્વર સવારે હાથમાં ચોપડી લઈ નાળીયેરના ઝાડની નીચે ફરતો હતો તેને લાગ્યું કે આ વરસે ઋતુની શોભા – ઋતુનો ઠાઠ માઠ કાંઈક નવો જ હતો!

એકાદ ચોપડો અને કેટલાક કાગળીઆ હાથમાં લઈ કારકુન નિવારણે આવીને કહ્યું 'આ હિસાબ તમારે તપાસી જવાનો છે! મંદિર સારૂ જેટલા રૂપીયાનો 'એસ્ટીમેટ' કર્યો હતો તેનાં કરતાં આપણને વધુ ખરચ થશે એમ લાગે છે.'

હાથમાનું પુસ્તક બંધ કરી વિશ્વેશ્વર બોલ્યો 'એસ્ટીમેટ'થી વધુ ખરચ હંમેશ થાય જ. આવો ઘરમાં બેસી આપણે હિસાબ તપાસીએ.'

મનોહર શૃંખલાહીન પ્રકૃતિનો આવો આનંદ મૂકી આવી સાંસારિક બાબતોની આલોચના કરવી તેને ઠીક લાગી નહીં. હાથમાંનું કાવ્ય પુસ્તક બેંચ ઉપર મૂકી દઇ બન્ને જણા બેસવાના ઓરડામાં જઈ બેઠા. કાગળીયાં જોતાં જોતાં વિશ્વેશ્વરે પૂછ્યું 'મંદિર તૈયાર થઈ જતાં હજુ કેટલા દિવસ લાગશે?'

'જી, ઘર ઓરડા ઓસરી રસોડું બધું ચણાઈ ગયું છે – હવે મંદિર અને જે કાંઈ બાકી રહ્યું છે તેનું કામ ચાલે છે, હાં હરિશે કહ્યું છે કે આપે જે હિસાબનો આંકડો તૈયાર કરવા કહ્યું હતું તે લગભગ તૈયાર થઈ જવા આવ્યો છે હમણાં જોશો?'

'વારૂ આવતા વર્ષની સંક્રાંતિને દિવસે માસીબાએ મંદિરનું વાસ્તુ અને ઠાકોરજીની પ્રતિષ્ઠા કરવાનું નક્કી કર્યું છે.'

'જી, તેની પહેલાં બધું કામ પુરૂં થઈ જશે.'

કામ કાજ તપાસી લઈ વિશ્વેશ્વર ન્હાવા માટે ઉઠયો. ઘરમાં જઈ તેણે બુમ મારી 'માસીબા, તેલ.'

માસીબા રસોઇના કામમાં ગુંથાયલાં હતાં, બાજુમાં વહુ બેઠી બેઠી હળદર ખાંડતી હતી. માસીબાએ વહુને આદેશ કર્યો 'વિશુને તેલ દઈ આવ તો વહુ બેટા.'

વહુ જરા આનાકાની કર્યા પછી ઘુમટો તાણી તેલ આપવા બહાર નીકળી, નિધીની મા આંગણામાં બેઠી બેઠી શાક ભાજી શુધ્ધ કરતી હતી, તેની નજર ચુકવવા સારૂ વિશ્વેશ્વર જરા સરકી જઈ વરંડાના થાંભલાની ઓથે જઈ ઉભો. વહુએ ઘુમટો જરા ઉંચો કરી જોયું કે જેણે તેલ માંગ્યું હતું તે ત્યાં હાજર નહોતો, તેલની વાટકી વરંડામાં રાખી દઈ વહુ રસોડામાં પાછી જતાં જ માસીબાએ પૂછ્યું 'વિશુ ત્યાં હતો કે?'

નીચી નજર રાખી વધૂ બોલી 'ના.'

'ક્યાં ગયો ત્યારે? જા જઇને જોઈ આવ. શું છોકરાનો સ્વભાવ છે બાપુ! કાં તો હમણાં જ લુખે શરીરે નહાવા ચાલ્યો જશે. એ ઘડીવાર પણ ખોભરી શકતો નથી! આટલે દિવસે પણ તું એનો સ્વભાવ ન ઓળખી શકી દીકરી?'

પણ વહુએ માસીબા કરતાં જરા વધુ સારી રીતે સ્વભાવ ઓળખી લીધો હતો તેથી જરા સંકોચાઇ ઘુમટો પાછો તાણી વરંડામાં મુકેલી તેલની વાટકી પાછી હાથમાં લઇ તે ફળીયામાં આવી અને ધીમે સાદે નિધીની મા ને વિશ્વેશ્વર ક્યાં છે તે પૂછ્યું. નિધીની મા પોતાના કામમાં ગુંથાયલી હતી, તે બોલી 'કોણ જાણે, ઓરડામાં ગયા હશે કદાચ મને ખબર નથી.'

આંગણું વટાવી શયનગૃહના વરંડામાં દાખલ થઇ થોડાંક ડગલાં ચાલતાં જ બાજુમાંથી કોઇએ તેના વસ્ત્રનો છેડો પકડી જરા ખેંચ્યો. ગભરાયેલે ચહેરે સાવિત્રીએ ચોતરફ જોયું કોઇની નજર ત્યાં પડે છે કે નહીં! કોઇની નહીં. હવે તે પતિના પગ પાસે તેલની વાટકી મૂકી ધીમે સાદે બોલી 'તેલ.'

'તે તો જોઉં છું કે તેલ છે, પણ એક મજાની વાત છે, સાંભળ.'

ઘુમટામાંથી વિનંતિભરી નજરે જોતી સાવિત્રી બોલી, 'મને હમણાં કામ છે હું જાઉં છું.'

'તે જા ને, કોણે તને બોલાવી હતી! આટલો નાનો ઘુમટો માણસ તાણતાં હશે! હજુ જરા વધુ લાંબો તાણ ને' કહી વિશ્વેશ્વરે વધૂનો ઘુમટો જરા લાંબો તાણી દીધો! મહા આફત જાણી વધૂ ત્યાંથી ભાગી છુટી.

'સાંભળ, સાંભળ, – વારૂ ત્યારે જોઇ લેજે! આનો બદલો લઇશ હોં.'

નદીમાં નાહી આવી વિશ્વેશ્વર જમવા બેઠો. માસીબા પીરસતાં પીરસતાં ઘણા પ્રશ્નો પૂછવા લાગ્યાં 'હરિ સારૂ જે છોકરી જોવા તું ગયો હતો તે કેવી છે? તારી સાસુએ તને આવતી કાલે જમવાનું નોતરૂં આપ્યું છે, વહુને હાલમાં બે ચાર દિવસ તેની મા પાસે મોકલવી પડશે, બિચારી અહીં પોતાની ઉમરની એક પણ છોકરીને ન જોતાં મુંઝાઇ જાય છે, ગુપચુપ બેઠી જ રહે છે, પણ ત્યારે આપણે યે એને ઝાઝા દિવસ માવતરે રહેવા દઇએ તે આપણને પણ કેમ પોસાય? ચાર છ દિવસ ભલે રહી આવે. તારી દુકાનમાં હમણાં સારો વકરો થાય છે એમ હરિશ કહેતો હતો.' વિશ્વેશ્વર આ બધા પ્રશ્નોનો ફકત 'હાં' 'વારૂ' વગેરે જવાબ દેતો જતો હતો અને વચ્ચે વચ્ચે એક એકવાર ચોરની જેમ રસોડાંના બારણાં અને બારસાંખ વચ્ચેની મજાગરાંવાળી ખાલી જગ્યા તરફ નજર ફેરવી આડી આંખે જોતો હતો, તે એવી આશાથી કે તેનો આ રીસાયેલ ભાવ કોઇની નજરે પડે.

જમી લઇ શયનગૃહમાં આવતાં તેણે જોયું તો સાવિત્રી બિછાના પાસેના એક સ્ટુલ ઉપર પાણીનો ગ્લાસ, પાનની ડાબલી

અને નેપકીન રાખી ગઈ હતી. વિશ્વેશ્વરને બહુ જ રીસ ચઢી – રીસમાં ને રીસમાં પાન ન ખાતાં તે એમને એમ બિછાના પર સુઇ ગયો. થોડીવારે તેને યાદ આવ્યું કે એક દિવસે આ પ્રમાણે રીસ ચડાવી તેણે પાન નહોતું ખાધું ત્યારે સાવિત્રીએ કેવી વિષણ્ણ નજરે તેની સામે જોયું હતું. ડબી ખોલી પાન મોઢામાં મૂકી વિશ્વેશ્વરે મનમાં ને મનમાં જ સાવિત્રીને શિક્ષા કરી કે ભવિષ્યમાં આવો વાંક તે કરશે તો તે તેને કદી પણ માફ કરશે નહીં.

બે એક કલાક ઉંઘ ખેંચી કાઢી વિશ્વેશ્વર પોતાના કામધંધા ઉપર જવા તૈયાર થઈ, પહેરણ ચંપલ પહેરી બહાર નીકળ્યો. એ વખત રીસામણાં મનામણાં કે ખેલવા રમવાનો નહોતો પણ મગજમારી કરવાનો હતો. છતાં માસીબાના ઓરડા પાસેથી ધીમે પગલે જતાં જતાં તે કાન ઉંચા કરી સાંભળતો ગયો, ત્યાં માસીબાનું મહાભારત સાંભળાવાનું કામ ચાલતું હતું.

સાંજ પડવાને થોડી વાર હતી વિશ્વેશ્વર ઘેર આવ્યો. તપાસ કરતાં જણાયું કે અન્નપૂર્ણા જાહ્નવીને ઘેર ગઈ હતી. તેણે વિચાર્યું કે આવી અમુલ્ય તક રીસામણાં મનામણાંમાં ગુમાવી દેવી એ મહા મૂર્ખનું કામ કહેવાય. ધીમે પગલે આ ઓરડો પેલો ઓરડો ફરી વળી છેવટ ઠાકોરજીના ઓરડા પાસે જઈ અંદર ડોકીયું કરતાં તેણે જોયું તો, સાવિત્રી પટવસ્ત્ર પહેરી એક ત્રાંબાના છીબામાં ફુલો રાખી તેની માળા ગુંથતી બેઠી હતી. વિશ્વેશ્વરે એક વાર પ્રેમની યુગલ મૂર્તિ (રાધા કૃષ્ણ) તરફ જોયું, વળી પાછું નતવદના સાવિત્રી તરફ જોયું – દેવીના ચહેરા ઉપર નિપુણ શિલ્પીએ પ્રેમનો એક જાતનો વિચિત્ર ભાવ આલેખ્યો હતો, સિંહાસન પાસે નીચે બેઠેલી માનવીના ચહેરા ઉપર પણ એવી જ મધુર છાયા હતી. ધીમે પગલે તે સાવિત્રી પાસે ગયો અને બાજુમાં ઉભો રહી બોલ્યો 'કોના સારૂ આ માલા ગુંથાય છે ?'

ચમકીને સાવિત્રીએ એકવાર ઉંચું જોયું, પછી માથા ઉપરનું વસ્ત્ર જરા નીચું તાણી લઈ ધીમે સાદે તે બોલી 'ઠાકોરજી સારૂ.'

'કયા ઠાકોરજી સારૂં ?'

સાવિત્રીએ એકવાર મોં ઉંચુ કરી પતિ તરફ જોયું. વિશ્વેશ્વર પરમ ગંભીર ચહેરે બોલ્યો 'તારા ઠાકોરજી કેટલે કેટલે દિવસે બદલાયા કરે છે? મને લાગે છે કે દેવત્વ પદ દેતાં લેતાં તને વધુ વખત લાગતો નથી.' હવે સાવિત્રી મૃદુ હાસ્ય કરી નીચું જોઈ ગઈ. વિશ્વેશ્વરને મન થયું કે તેનું મોં ઉંચુ કરી તે પ્રચ્છન્ન હાસ્ય તે એકવાર જોઈ લીએ. તે એકદમ નજીક આવી બેસી જઈ તેના હાથમાંની અરધી ગુંથેલી માળા ઝુંટવી લઈ બોલ્યો 'પણ તેથી હું એમ સહજમાં મારૂં પદ છોડી દઉં તેમ નથી, એ માલા મારી છે.'

અર્ધ શંકિત ચહેરે સાવિત્રી બોલી 'એ શું કર્યું? એમ કરવાથી દોષમાં પડીએ, ઠાકોરજી સારૂ માસીબા—'

'ત્યારે કેમ કહ્યું નહીં કયા ઠાકોરજી સારૂ છે? તે દિવસની ડાહી ડાહી વાતો બધી હવે ભુલી ગઈ હોઇશ કેમ?'

સમય વરતી જઈ સાવિત્રીએ ફુલની ટોપલી ઉતાવળે દૂર સરકાવી દીધી. ઠાકોરજીની સન્મુખમાં પતિનાં આવાં આચરણથી તે મનમાંને મનમાં ડરી પણ ગઈ, તેથી ગળાંમાં કપડું વીંટાળી તરત જ તેણે મૂર્તિને ઉદ્દેશીને પ્રણામ કર્યાં. આ તરફ તેટલી વારમાં વિશ્વેશ્વરે માળા પોતાના ગળામાં સરખી રીતે પહેરી લીધી. પ્રણતા સાવિત્રીનું મોં હડપચી ઝાલી ઉંચું કરતો તે બોલ્યો 'આ તરફ બીજો એક દેવ મોં કાઢી વાટ જોઇને ઉભો છે, તેને તો તેં પ્રણામ સરખા પણ કર્યાં નહી! આવા યે ભકતો કયાંય થતા હશે? હાયરે નશીબ!'

સાવિત્રીએ ચંચલ નજરે પતિ તરફ જોયું, જાણે કે ઘણા યે વિચાર તેના મનમાં આવતા હતા, જાણે કે તેના મનમાં એમ જ

થયા કરતું હતું કે જાણે ખરેખર વિશ્વનો ઈશ્વર જ તેની સામે આવી ઉભો છે. એકાએક આવેગ ભરી સાવિત્રી ઘુંટણ મંડીયે પડવા જતાં એક સુદૃઢ બાહુ પાશવડે તે જકડાઈ ગઈ! વ્યગ્ર સાદે વિશ્વેશ્વર બોલ્યો 'પ્રણામ પહોંચ્યા રે પહોંચ્યા' લજ્જીતા સાવિત્રી બીજી તરફ મોં ફેરવી મૃદુસ્વરે બોલી 'કેમ ? નમસ્કાર કરવાથી શું પાપ લાગે ?'

'લાગે જ તો વળી! ગુરૂ શિષ્યની માફક જીંદગીભર ફક્ત નમસ્કાર અને આશિર્વાદ જ, ખરૂં ને ? શરમ નથી આવતી ?'

'શા માટે શરમ આવે? ઠાકોરજીને નમસ્કાર કરતાં શું શરમાવું પડે ?'

વિશ્વેશ્વર સાવિત્રી સામું મીટ માંડી જોઈ રહ્યો, તિરસ્કાર, અભિમાન, રીસ, વેદના જાણે એ નજરમાં ભરેલાં હતાં. સાવિત્રીથી એ નજર સહન થઈ શકી નહીં, તે નીચું જોઈ રહી. વિશ્વેશ્વર ગંભીર સ્વરે બોલ્યો 'સાવિત્રી, હજુયે તારા મોઢામાં એની એ જ વાત ? તારા મનને હું હજુયે પારખી શકતો નથી. હજુ પણ શું તું મારાથી આટલી બધી દૂરની દુર જ રહી. આટલો બધો પરાયો ભાવ આટલી જુદાઈ ?'

પતિનો કંઠસ્વર સાંભળી સાવિત્રીને મનમાં દુઃખ થયું, વીલે મોઢે તે બોલી 'એમાં શું પરાયા જેવો ભાવ'ને જુદાઈ કહેવાય ?'

'કેમ નહીં ? ઠાકોરજી કોને કહેવાય ?'

'જે અનાથને આશ્રય આપે,–દુઃખીનાં દુઃખો દુર કરે, રસ્તાના ભિખારીને સિંહાસન ઉપર બેસાડે—'

સાવિત્રીને છાતી સરસી ચાંપી વિશ્વેશ્વર ધીમે સાદે બોલ્યો 'અને જે પ્રેમ કરે, ચાહે, જે ફક્ત પ્રેમ જ માંગે તે માણસ કહેવાય ખરૂં ? બીજા જે કહેવું હોય તે ભલે કહે પણ તું આવી વાત કરોશ માં. તું હવે મારી આટલી નજીક રહી છો, છતાંયે તું મારા

મનની વાત જાણી શકતી નથી? આટલાં પાસે હોવા છતાંયે શું આપણે બેય જણાં હજુ દુરના દુર જ રહીશું, સાવિત્રી?'

હવે સાવિત્રીએ પતિની છાતીમાં પોતાનું મોં સંતાડ્યું. એકવાર જાણે તે બોલવા ગઈ કે, તમે મને જે આપ્યું છે, તેની મેં શું સ્વપ્નેયે આશા રાખી હતી! હું હજુયે મને પોતાને શું તમારે યોગ્ય સમજી શકું ખરી? પ્રખર વંટોળીયામાં ઘાસનાં તણખલાંની માફક અમે ઉડી જતાં હતાં, તમે આશ્રય આપ્યો, આશાથી અધિક તમારા ચરણોમાં સ્થાન આપ્યું–આથી વધુ હવે તમે કાંઈ કહેજો માં, તે સહન કરી શકવાની મારામાં શક્તિ નથી.

બહારથી બાળકનો સાદ સંભળાયો 'બ્હેન' 'કાલી આવ્યો છે' કહી સાવિત્રી ચાલી ગઈ. વિશ્વેશ્વર બીજે બારણેથી પોતાને કામે ભાગ્યો. કારણ કે માસીબા ફળીયામાં આવી ઉભાં હતાં. થોડીવારે સાવિત્રીએ ઓરડામાં આવી દીવો કર્યો. વિશ્વેશ્વરે પાનની ડબી હાથમાં લઈ તે સાવિત્રીને દેખાડીને કહ્યું 'હાલમાં આ ઝગડો મુલતવી રહ્યો. હું ભુલી ગયો છું એમ સમજતી નહીં' સાવિત્રી તરત જ ત્યાંથી ન્હાસી છુટી.

વિશ્વેશ્વર એક ચોપડી ઉપાડી લઇ તેનાં પાનાં ઉલટાવવા લાગ્યો. કાંઈ વાંચતો નહોતો છતાં ચોપડીમાં જ જોયા કરતો હતો. તેની આંખોમાં એક જાતની આનંદરશ્મિ, હૃદયમાં કેટલીએક કલ્પનાઓની ક્રીડા, શરીરમાં એક જાતનાં પુલકિતપણાંનો હિલ્લોલ વહ્યો જતો હતો. ચોપડીનાં પાનાં ફેરવતાં ફેરવતાં તેના હાથમાં એક કાગળ આવ્યો! આ તે જ પત્ર, સતીની તે અંતિમ અભિવ્યક્તિ! વિશ્વેશ્વરે એકવાર પત્ર મનમાંને મનમાં વાંચી લીધો ઘણા દિવસોની વાત તેને યાદ આવી, તે વખતે સતીનાં આ વાક્યો મર્માહત હૃદયની અભિશાપવાણી જેવાં લાગતાં હતાં; હવે તેને લાગ્યું કે, ના, તેમ હોતું. આ તો ઇષત્ વેદનાક્લિષ્ટ છતાં મંગલાકાંક્ષી સ્નેહપૂર્ણ હૃદયના

અજસ્ત્ર આશીર્વાદ હતા. આ રહ્યું આ, સતીએ લખ્યું છે કે, ‘આ અધમા જાતિને તમે સ્ત્રી રૂપે ગ્રહણ કરી ચાહશો. આ અધમા જાતિ હૃદયમાં સ્નેહનો કેવડો મોટો સમુદ્ર છુપાવી રાખે છે તે તમે રોમે રોમ અનુભવશો, અને કબુલ કરશો કે આ સ્નેહનું આદાન-પ્રદાનજ આ જગતમાં સર્વથી શ્રેષ્ઠ સુખ છે’ આ શું શ્રાપ કહેવાય? આ તો જાણે ભવિષ્યવેત્તાની દૈવવાણી! ખરેખર તે મહામૂઢ. તેથીજ તે આનો મર્મ સમજી શકયો નહીં વળી તેણે વાંચ્યું ‘તમે સુખી થજો’ વિશ્વેશ્વરે પત્ર લઈ આંખે અને માથે અડાડયો.

પછી તેણે વિચાર કર્યો કે, આ પત્રને ફાડી નાંખવો જોઇએ. કોણ જાણે જો ભુલેચુકે કોઈ દિવસ આ પત્ર સાવિત્રીના હાથમાં આવી જાય! આ પત્ર વાંચતાં તેને મનમાં બમણો આઘાત થશે, એમાં જરા પણ શંકા નથી. એક તો પોતાની મોટી બ્હેનને યાદ કરતાં તે કાતર બની જઈ રડવા જેવી થઈ જાય છે તેમાં આ પત્ર તે વાંચે તો આગમાં ઘી હોમવા જેવું થાય. આ પત્ર સાવિત્રીથી છુપાવવો પડે છે એવો વિચાર આવતાં વિશ્વેશ્વરને મનમાં દુઃખ થયું પણ બીજો ઉપાય પણ નહોતો! છેવટે તેણે પત્ર હાથમાં લઇ પ્રદીપની શિખા ઉપર ધર્યો.



## ૧૮

અન્નપૂર્ણાદેવીની ઇચ્છા એવી હતી કે, વર્ષ પુરૂં થતાં ચૈત્ર માસમાં તેમની અભિપ્સિત મૂર્તિની પ્રતિષ્ઠા કરી લેવી પણ કેટલીક સાંસારિક અડચણોને લીધે તેમ બની શક્યું નહીં. વિશ્વેશ્વરના લગ્ન પછી એ વર્ષે શ્રાવણ મહીનામાં યોગાનુયોગે જે દિવસે તેનાં લગ્ન થયાં હતાં તે જ દિવસે અન્નપૂર્ણાદેવીના મંદિરનું વાસ્તુ અને મૂર્તિની પ્રતિષ્ઠા કરવાનું મુહૂર્ત આવ્યું.

દરમ્યાન સાવિત્રીને એક વધુ આઘાત લાગ્યો. જાહ્નવીદેવીને આ પૃથિવી ઉપર જાણે કોઈ પણ સ્થિતિમાં શાંતિ મળતી નહોતી,– અચાનક એક દિવસ આ નશ્વર જગતની માયા છોડી જઈ તેણે હંમેશની શાંતિ મેળવી. સાવિત્રી પહેલાં તો બહુ જ કાતર બની ગઈ, પણ આખરે મનમાંવિચાર કર્યો કે મોટી બ્હેન પાસે જઈ મા સુખણી થઈ છે. તેમને બધાને સુખી જોઈ મા પોતાની અભાગિણી પુત્રીને શાંત્વના આપવા ગઈ છે, એમ સમજી સાવિત્રીએ આંખમાનાં આંસું લુછ્યાં. હરિ

હવે પરણીને સંસારી થયો હતો, આગળ કાશી જેનથી વિખૂટો રહી શકતો જ નહોતો. તેથી બ્રહ્માચાર્યનું ઘર હવે નવાં માણસો સાથે નવાં સુખ દુઃખના આવર્તનમાં પડ્યું હતું.

મંદિર અને 'અન્નપૂર્ણા'-મૂર્તિની પ્રતિષ્ઠા થઈ ગઈ. ઉત્સવથી ગામમાં તુમુલ આંદોલન થઈ રહ્યું. બધા ધારી બેઠા હતા કે અન્નપૂર્ણાની પોતાની સંપત્તિમાંથી એક મોટી ધર્મશાળા અને સદાવ્રત વગેરે ચાલુ થશે. વિશ્વેશ્વરે પણ પ્રથમ તો એવો જ વિચાર કર્યો હતો, પણ અન્નપૂર્ણા બોલ્યાં 'વિશુ, ભગવાનની સૃષ્ટિમાં ખાવાનું પ્રભુ માણસને આપી જ રહે છે, પણ જે લોકો માણસોના અને સમાજના અત્યાચારથી પીડાતાં હોય છે તેમનું દુઃખ જ બધાં દુઃખોથી ભારે હોય છે. આ સંપત્તિની એવી વ્યવસ્થા કર કે, જેથી કન્યાદાન આપવાની જવાબદારીવાળા નિઃસ્વ-ગરીબ ગૃહસ્થોને સહાય મળી શકે. બીજું કોઈ પણ પુણ્ય હાંસલ કરવાની મારી ઈચ્છા-કામના નથી. ફક્ત આપણા દેશના હૃદયથી પોષાયલી દીકરીઓ મા-બાપની ધનના અભાવવાળી સ્થિતિને લીધે બળતી આગમાં નિરંતર ન શેકાતી રહે એ જ માત્ર મારી કામના છે. આ સામાન્ય ધનથી જો એકાદ કન્યાની આંખોનાં આંસુ પણ લુછાશે તોયે મારા આ ધનનો ઉપયોગ સાર્થક થઈ જશે.'

વિશ્વેશ્વરે મુંગેમોઢે માતૃ-આજ્ઞાનું પાલન કર્યું. 'અન્નપૂર્ણાનો ભંડાર' આજ ઉદ્દેશ ખાતર ઉત્સર્ગિત થયો. આવાં નામકરણ માટે માસીબાએ ઘણો વાંધો ઉઠાવ્યો પણ વિશ્વેશ્વરે તે વાંધો ધ્યાનમાં લીધો નહીં.

'અન્નપૂર્ણાના મંદિર'માં તે દિવસે ધમાલ મચી રહી હતી. ગામનાં માણસો-આબાલ-વૃદ્ધ-વનિતાઓને, ભિખારીઓ અને ગરીબોને ભોજન અને વસ્ત્રાદિનાં દાન, બહારગામથી આવેલ પંડિતોનું યથાયોગ્ય સન્માનથી વિદાય પ્રદાન વગેરે કામોમાં ગામના માણસો

પણ આજે પોતપોતાનું પ્રભુત્વ પ્રદર્શિત કરી રહ્યાં હતાં. બધાંય હવે તો વિશ્વેશ્વરનાં હિતૈષી–મંગલાકાંક્ષી બની ગયાં હતાં કહો કે વિશ્વ–વિશ્વેશ્વરમય બની ગયું હતું.

સાવિત્રી પણ તે દિવસે કમરે ભેંઠ બાંધી મહાલક્ષ્મીનો અવતાર બની મંદિરની અંદરના ભાગના આંગણામાં અન્ન પીરસવા મંડી પડી હતી. અન્નપૂર્ણાએ ઘણીયે ના કહી પણ તે માની નહીં.

ધીમે ધીમે દિવસ નમી જવા આવ્યો – ત્યારે અન્નપૂર્ણા તેનો હાથ ઝાલી રસોઇ–ભંડારમાંથી બહાર ખેંચી લાવ્યાં અને કહ્યું 'ગાંડી છોકરી ! મરી જવું છે કે શું ? જરા બેસ ટાઢી થા, જરા વિસામો ખા, બે ઘુંટડા પાણી પી.' ચોતરફ માણસોની અવરજવર જોઈ તેમણે વહુને મંદિરમાં ઠેલી દીધી.

મંદિરમાં નવાધિષ્ઠાતા ધાતુમયી પ્રતિમા 'અન્નપૂર્ણા દેવી' ઉજ્વલ શોભાભર્યાં હસતાં હતાં. સાવિત્રીએ કમર ઉપરનું વસ્ત્ર છોડી નાંખી પોતાને થયેલ પસીનો લુછી નાંખ્યો. વસ્ત્રના છેડાવતી તે જરા હવા ખાતી હતી એટલામાં બારણા પાસે કોઇએ આવીને હાંક મારી 'અંદર કોણ છે જરા માતાજીનું ચરણામૃત દીઓને – બહુ તરસ લાગી છે.' સાવિત્રીએ ડોકું બહાર કાઢી જોયું, આખે શરીરે રાંધેલા અન્નના છાંટા તથા એઠ વીગેરેથી ભરેલો વિશ્વેશ્વર આવીને ઉભો હતો. પરિશ્રમ કરવાથી તેના આખા શરીરમાંથી પરસેવાના રેલા ઉતરતા હતા.

બીજા કોઇને ત્યાં ન જોતાં વિશ્વેશ્વર મંદિરમાં દાખલ થયો. સાવિત્રી પોતાના વસ્ત્રના છેડાવડે વાયુ ઢોળતી ઢોળતી બોલી 'તમારે આટલી બધી મહેનત શા માટે કરવી પડી ?'

'અને તારે ?' કહી વિશ્વેશ્વર હસ્યો સાવિત્રીએ ઉતાવળે એક ગ્લાસ શરબતનો લઈ આવી તેમાં દેવીનું ચરણામૃત પધરાવી

પતિના હાથમાં મૂકયો. શરબત પીને સ્નિગ્ધ અવાજે વિશ્વેશ્વર બોલ્યો 'આજ કઈ તિથિ છે, યાદ આવે છે સાવિત્રી?'

'આવેછે' કહી સાવિત્રી હસી.

'આજે આટલા કામમાં છું, છતાં હરતાં ફરતાં એ જ વાત યાદ આવે છે. વારૂ સાવિત્રી, જો લગ્ન વખતે એ લોકોએ ગડબડ કરી ધમાલ ન મચાવી હોત તો શું થાત?'

'એ વાત કેટલીવાર કહેશો! સારૂં થાત, મજાનું થાત.'

'મને જ એકલાને મજાનું થાત, શ્રીમતિ બહુ સારાં માણસ લાગે છે ખરાં!'

સ્નેહતારી નજરે પતિ તરફ જોઈ સાવિત્રી બોલી 'અત્યારે એ બધું યાદ આવે છે ખરૂં પણ તે વખતે તો હું ખરેખર જડવત્-બેભાન જેવી જ હતી, તે વખતે તે ઘટના બની જાત તો હું ધારૂં છું કે તેમાં સારૂં નરસું હું કાંઈ સમજી શકત નહીં. મારી માનો એક મોટામાં મોટી ચિંતામાંથી છુટકારો થાય છે, એ જ મોટામાં મોટો લાભ છે એમ જ તે વખતે મને મનમાં થયા કરતું હતું. એ સિવાય બીજી કાંઈ આશા રાખવાની કે કોઈ ઇચ્છા કરવાની પણ મારામાં શકિત નહોતી.'

વિશ્વેશ્વર અનિમેષ નેત્રે તે ભાવમયી પ્રેમમયી મૂર્તિ સામું જોઈ રહી મનમાં ને મનમાં બોલ્યો 'તું ખરેખર એવી જ સંન્યાસિની સાવિત્રી હતી ખરી, નહીં તો અજ્ઞાનથી આચ્છન્ન મૃત જેવા તારા આ પતિને તું નવજીવન કયાંથી આપી શકત!'

સૌમ્ય રેશમી છાયલ પહેરેલાં અન્નપૂર્ણા એક અતિ ક્ષુદ્ર કુંદ કલિકા જેવાં બાળકને હાથમાં લઈ ત્યાં આવ્યાં અને તેને સાવિત્રીના હાથમાં મૂકી બોલ્યાં 'આનું ગળું સુકાઈ ગયું છે અને મરવા પડયું છે; આને જરા ધવડાવ તો ખરી. આવી મા યે મેં તો કયાંય જોઈ નથી બાપુ.'

વિશ્વેશ્વર ધીમે પગલે બીજે બારણેથી પલાયન કરી ગયો. જતાં જતાં તે એકવાર લુબ્ધ નેત્રે પાછું ફરી મંદિરમાં જોતો ગયો; તેણે જોયું કે, અન્નપૂર્ણાના મંદિરમાં તેની પોતાની પ્રેમમયી પ્રતિમા માતૃત્વની પૂર્ણ મૂર્તિ રૂપે અધિષ્ઠિત થઈ જગત ઉપર અજસ્ર સ્નેહધારા વર્ષણ કરી રહી હતી.

34433



#  શરદબાબુનાં નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | અલકા | ૨-૦-૦ |
| ૨ | રેણુની મા | ૩-૮-૦ |
| ૩ | પથેર દાબી ભાગ ૧-૨ | ૪-૮-૦ |
| ૪ | ચરિત્ર હીન | ૩-૮-૦ |
| ૫ | શુભદા | ૨-૮-૦ |
| ૬ | અનુરાધા | ૨-૦-૦ |
| ૭ | શેષપ્રશ્ન | ૩-૦-૦ |
| ૮ | દત્તા | ૨-૦-૦ |
| ૯ | બડીદીદી | ૧-૧૨-૦ |

## આખો સેટજ મંગાવી લ્યો

શરદબાબુનાં આ છેલ્લામાં છેલ્લા બ્હાર પડેલાં પુસ્તકોમાં પ્રભાવશાળી સ્ત્રીપાત્રો, હૃદયદ્રાવક પ્રસંગો, તેમજ માનવહૃદયનાં ધબકારા શરદબાબુની સિદ્ધહસ્ત લેખીનીએ આલેખવામાં આવ્યા છે.

**દરેક પુસ્તક એકકેકથી ચડીયાતું છે.**

તમારા ધંધાની ખીલવણી
તથા ધંધાદારી જ્ઞાનને માટે
પુષ્કળ સામગ્રી પુરૂં પાડતું

ગુજરાતી ભાષાનું સર્વોત્તમ પુસ્તક

# બીઝનેસ ગાઇડ

અને

# કોમરશીયલ કોરસપોન્ડન્સ

કિંમત ત્રણ રૂપીયાઃ આફ્રિકા માટે છ શીલીંગ

જેમાંના વિષયોની ટૂંક માહિતી નીચે આપી છે.

* ધંધો કેમ વધારવો ?
* પોસ્ટ અને ટેલીગ્રાફ સંબંધી માહિતી.
* બેંકીંગ.
* ઈન્કમટેક્ષના નવા કાયદાની સમજ.
* એકસપોર્ટ, ઈમ્પોર્ટ.
* અંગ્રેજી–ગુજરાતી બન્ને ભાષાનો દરેક પ્રકારનો ધંધાદારી ઓફીસીયલ તેમજ સામાન્ય પત્રવ્યહવાર.
* જાહેર ખબરની કળા, જાહેર ખબર કેમ આપવી, જાહેર ખબરની જરૂરીયાત.
* ધંધાદારી પત્રવ્યહવાર તથા દરેક પ્રકારની ધંધાની માહિતી દર્શાવતું આ અપૂર્વ પુસ્તક દરેક ધંધાદારી પાસે હોવું જરૂરી છે.

# મહાજનોનાં મુખમાંથી

—: ટપકી પડેલા તટસ્થ અભિપ્રાયોમાંથી :—

°。° સ્ત્રી પુરુષોને લગ્ન જીવનનો સાચો આનંદ પ્રાપ્ત કરવા માટે કામશાસ્ત્રની જરૂર છે. સ્ત્રી પુરુષનાં સહવાસનો વિષય પણ અધ્યયન કરવા જેવો છે. તે " વાત્સ્યાયન કામસૂત્ર " પુસ્તક વાંચતાં સમજી શકાશે. મુંબઇ સમાચાર




°。° કામશાસ્ત્રનાં એકે એક અંગ ચર્ચતું આ એક સુન્દર પુસ્તક છે. સુંદર બોકસની અંદર ગોઠવેલા આ પુસ્તકની કિંમત રૂા. પાંચ વધુ નજ કહી શકાય. રવિવાર

# પરિણીત સ્ત્રી પુરૂષોનું

## માર્ગદર્શક પુસ્તક

# વાત્સ્યાયન કામસૂત્ર

૫૦૦ પાના પાકું પુઠ્ઠું — મુલ્ય રૂા. પાંચ — આફ્રિકા માટે ૧૦ શીલીંગ.

કામશાસ્ત્રના આ શાસ્ત્રીય પુસ્તકમાં અપાયેલા
૨૫૦ વિષયોમાંથી થોડાક નીચે આપ્યા છે.

ધર્મ, અર્થ, અને કામ.
સ્ત્રીઓએ કામસૂત્ર જાણવું જરૂરનું છે.
કામશાસ્ત્રની ૬૪ કલાઓ.
સંબંધ બાંધવા યોગ્ય સ્ત્રીઓ.
સ્ત્રી–પુરૂષની કામવાસના.
સ્ત્રીની કામેચ્છા કેવી હોય છે ?
આલિંગન, ચુંબન.
નખક્ષત, દન્તદશન.
આસનો વિષે.
પ્રહાર અને સીત્કાર
વિપરીત ક્રિડા.
મુખ–મૈથુન એક ધૃણિત કૃત્ય.
સંભોગ પહેલાંનું અને પછીનું કર્તવ્ય.
લગ્ન, સોહાગ રાત.
ગાન્ધર્વ–વિવાહ.
ગૃહિણીનું કર્તવ્ય.
પરસ્ત્રીગમન નીંદનીય છે.
કામ–વિકારની દશ અવસ્થાઓ.
સ્ત્રીને પ્રાપ્ત કરવા માટે નાયક શું કરે છે ?
દૂતી ને તેનું કામ.
શ્રીમંતો અને રાજાઓનાં કુત્સિત કર્મો.
અંતઃપુરની વિલાસ લીલા.
સ્ત્રીઓની પરિક્ષા કેવી રીતે કરવી જોઇએ ?
વેશ્યા–સમાજનું એક કલંક.
વેશ્યાની પરિચર્યા.
સૌંદર્ય પ્રયોગો.
સુંદરતા મેળવવા માટેના પ્રયોગો.
વશીકરણ પ્રયોગ.
વાજીકરણ પ્રયોગો.
નપુંસકતા નિવારણ પ્રયોગો.
સન્તાન પ્રાપ્તિના પ્રયોગો.



# વાત્સ્યાયન કામસૂત્ર

કામશાસ્ત્રનું
સંપૂર્ણ પુસ્તક

૫૦૦ પાનાના આ પુસ્તકમાં કામ વિષયક
૨૫૦ જુદા વિષયો સંપૂર્ણ આપવામાં આવ્યા છે

કામશાસ્ત્રનું આટલું સંપૂર્ણ
પુસ્તક પહેલ વહેલુંજ પ્રગટ થાય છે

મૂલ્ય
ફક્ત રૂા. પાંચ

૫૦૦ પાના
પાકું પૂઠું
સુંદર બોક્ષમાં

આફ્રિકા માટે
૧૦ શીલીંગ

એન. એમ. ઠક્કરની કંપની
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ :: મુંબઈ

રમણુલાલ દેસાઇ, શરદબાબુ, નિરુપમાદેવી, બં૦



# છેલ્લાં બહાર પડેલ

| | |
|---|---|
| ૧ મારૂં જીવન અને કાર્યક્ષેત્ર ૧-૧૨-૦ (રમણુલાલ દેસાઇ) | ૧૩ મારાં માસીબા ૨-૮-૦ |
| ૨ ભાઇ બહેન ૨-૮-૦ ( ટાગોર ) | ૧૪ હું રાજા હોઉં તો ૨-૦-૦ |
| ૩ રોહીણી ૨-૦-૦ | ૧૫ અક્કલના ઇજારદાર ૧-૮-૦ |
| ૪ લીલાદેવી ૨-૮-૦ | ૧૬ વરનું સંગીત ૦-૮-૦ |
| ૫ સુનીતા શ્રોફ એમ. એ. ૦-૧૨-૦ | ૧૭ રામજીનો ખજાનો ૦-૮-૦ |
| ૬ ગરીબની ગૃહલક્ષ્મી ૩-૮-૦ (પ્રેમચંદજી)ભા. ૧-૨ | ૧૮ રસમય કહાણીઓ ૦-૬-૦ |
| ૭ દેશની માયા ૨-૮-૦ | ૧૯ સહેલી વાતો ૦-૪-૦ |
| ૮ અભિનવસંગીત ૧-૪-૦ | ૨૦ અટકચાળાં વાંદરાં ૦-૬-૦ |
| ૯ ટૅાકીઝ ગાઇડ ૨-૮-૦ | ૨૧ ચાલાક ચોર ૦-૫-૦ |
| ૧૦ ઇઝી હારમોનીયમ ટીચર ૨-૮-૦ | ૨૨ પોચોના પરાક્રમો ૦-૬-૦ |
| ૧૧ કોમરશીયલ કોરસ પોન્ડન્સ ૩-૦-૦ | ૨૩ મૂર્ખમંડળ ૦-૩-૦ |
| ૧૨ અન્નપૂર્ણાનું મંદિર (નિરુપમાદેવી) ૨-૦-૦ | ૨૪ ચાલો ગાઇએ ૦-૬-૦ |
| | ૨૫ બાલ બંસરી ૦-૬-૦ |
| | ૨૬ બચુકડો ઉંદર ૦-૨-૬ |

આસ
વાંચવા
લાયક
ઉત્તમ
પુસ્તકો

વિવર ટાગોર, ટૉલ્સ્ટૉય વિગેરે લોકપ્રિય લેખકોનાં

# નવાં પુસ્તકો



- ૨૭ હસતાં બાળ ૦–૫–૦
- ૨૮ અલકા(શરદબાબુ)૨–૦–૦
- ૨૯ રેણુની મા ,, ૩–૮–૦
- ૩૦ પથેરદાબી ,, ૪–૮–૦ ભા. ૧–૨
- ૩૧ ચરિત્રહીન ,, ૩–૮–૦
- ૩૨ શુભદા ,, ૨–૮–૦
- ૩૩ અનુરાધા ,, ૨–૦–૦
- ૩૪ દત્તા ,, ૨–૦–૦
- ૩૫ બડીદીદી ,, ૧-૧૨-૦
- ૩૬ મૃત્યુ અને પરલોક ૩–૦–૦
- ૩૭ ઇશ્વરી ઇન્સાફ૧–૮–૦
- ૩૮ મારી નોંધપોથી૧–૮–૦
- ૩૯ દોઢડહાપણ સાગર ૧-૮-૦
- ૪૦ બીઝનેસ ગાઇડ ૩–૦–૦
- ૪૧ વ્યાપારી નામું ૪–૦–૦
- ૪૨ વ્યાપારી હિસાબ૨–૦–૦
- ૪૩ રાજમોહન ૧–૮–૦ (બંકીમબાબુ)
- ૪૪ કૃષ્ણકાન્તનું વીલ (બંકીમબાબુ) ૨–૮–૦
- ૪૫ દુર્ગેશનંદીની ,, ૩–૦–૦
- ૪૬ રાસ રજની ૧-૧૨-૦
- ૪૭ વાત્સ્યાયન-કામસૂત્ર ૫–૦–૦
- ૪૮ જાતીય દામ્પત્ય-જીવન ૨–૮–૦
- ૪૯ સોનેરી સંદૂક ૩–૦–૦
- ૫૦ સફેદ શયતાન ૩–૦–૦
- ૫૧ મધરાતની મહેમાન ૨–૮–૦
- ૫૨ ભેદી જાસુસ ૨–૦–૦
- ૫૩ ડીટેકટીવ દેવેન્દ્રનાં સાહસો ૨–૮–૦
- ૫૪ ડીટેકટીવ દેવેન્દ્રનાં અદભૂત પરાક્રમો ૩–૮–૦
- ૫૫ નીતી તરંગીણી ૦
- ૫૬ જગતની મહાન જ્યોતિઓ ૦

રમણલાલ દેસાઇ, શરદબાબુ, નિરૂપમાદેવી, બં.

# છેલ્લાં બહાર પં.

ખાસ વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | મારૂં જીવન અને કાર્યક્ષેત્ર (રમણલાલ દેસાઇ) | ૧-૧૨-૦ |
| ૨ | ભાઇ બહેન ( ટાગોર ) | ૨-૮-૦ |
| ૩ | રોહીણી | ૨-૮-૦ |
| ૪ | લીલાદેવી | ૨-૮-૦ |
| ૫ | સુનીતા શ્રોફ એમ. એ. | ૦-૧૨-૦ |
| ૬ | ગરીબની ગૃહલક્ષ્મી (પ્રેમચંદજી)ભા. ૧-૨ | ૩-૮-૦ |
| ૭ | દેશની માયા | ૨-૮-૦ |
| ૮ | અભિનવસંગીત | ૧-૪-૦ |
| ૯ | ટૉકીઝ ગાઇડ | ૨-૮-૦ |
| ૧૦ | ઇઝી હારમોનીયમ ટીચર | ૨-૮-૦ |
| ૧૧ | કોમરશીયલ કોરસ પોન્ડન્સ | ૩-૦-૦ |
| ૧૨ | અન્નપૂર્ણાનું મંદિર (નિરુપમાદેવી) | ૨-૦-૦ |
| ૧૩ | મારાં માસીબા | ૨-૮- |
| ૧૪ | હું રાજા હોઉં તો | ૨-૦-૦ |
| ૧૫ | અક્કલના ઇજારદાર | ૧-૮-૦ |
| ૧૬ | વરૂનું સંગીત | ૦-૮-૦ |
| ૧૭ | રામજીનો ખજાનો | ૦-૮-૦ |
| ૧૮ | રસમય કહાણીઓ | ૦-૬-૦ |
| ૧૯ | સહેલી વાતો | ૦-૪-૦ |
| ૨૦ | અટકચાળાં વાંદરાં | ૦-૬-૦ |
| ૨૧ | ચાલાક ચોર | ૦-૫-૦ |
| ૨૨ | પોચાોના પરાક્રમો | ૦-૬-૦ |
| ૨૩ | મૂર્ખમંડળ | ૦-૩-૦ |
| ૨૪ | ચાલો ગાઇએ | ૦-૬-૦ |
| ૨૫ | બાલ બંસરી | ૦-૬-૦ |
| ૨૬ | બચુકડો ઉંદર | ૦-૨-૬ |

# (અ)મારાં બાળકો માટે

(સું)દર અને સચિત્ર

# બાલસાહિત્ય

નવાં ૧૫ પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | વડૂનું સંગીત | ૦–૮–૦ |
| ૨ | રામજીનો ખજાનો | ૦–૮–૦ |
| ૩ | રસમય કહાણીઓ | ૦–૬–૦ |
| ૪ | સહેલી વાતો | ૦–૪–૦ |
| ૫ | અટકચાળાં વાંદરાં | ૦–૬–૦ |
| ૬ | ચાલાક ચોર | ૦–૫–૦ |
| ૭ | પોચાનાં પરાક્રમો | ૦–૬–૦ |
| ૮ | મૂર્ખ મંડળ | ૦–૩–૦ |
| ૯ | ચાલો ગાઈએ | ૦–૬–૦ |
| ૧૦ | બાલ બંસરી | ૦–૬–૦ |
| ૧૧ | બચુકડો ઉંદર | ૦–૨–૬ |
| ૧૨ | હસતાં બાળ | ૦–૫–૦ |
| ૧૩ | વાઘણની બોડમાં | ૦–૬–૦ |
| ૧૪ | પદ્ય કથાઓ | ૦–૪–૦ |
| ૧૫ | જગતની મહાન જ્યોતિઓ | ૦–૫–૦ |

(મ)ોટા ટાઇપ તથા પુષ્કળ ચિત્રો સાથેનાં
...રે બાળકોને ગમી જાય તેવાં છે.

## નવાં

# હાસ્યરસીક પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | મારાં માસીબા | ૨–૮–૦ |
| ૨ | હું રાજા હોઉં તો ? | ૨–૦–૦ |
| ૩ | અક્કલના ઈજારદાર | ૧–૮–૦ |
| ૪ | મારી નોંધપોથી | ૧–૮–૦ |
| ૫ | દોઢ ડહાપણ સાગર | ૧–૮–૦ |
| ૬ | નવ નવી વાતો | ૧–૮–૦ |
| ૭ | મુર્ખ મંડળ | ૦–૩–૦ |
| ૮ | હસતાં બાળ | ૦–૫–૦ |
| ૯ | પોચાના પરાક્રમો | ૦–૬–૦ |
| ૧૦ | અટકચાળા વાંદરા | ૦–૬–૦ |

**આજેજ મંગાવો**

## નવાં

# ધાર્મિક પુસ્તકો

મૃત્યુ અને પરલોક

૩–૦–૦

ઇશ્વરી ઈન્સાફ

૧–૮–૦